લલિત-વાઙ્મય-ગ્રંથમાલા—ગ્રંથ: ૧૨

# ગૃહદાહ



શરદચંદ્ર ચટ્ટોપાધ્યાયના મૂળ બંગાળી ઉપરથી

અનુવાદક

રા. રા. રત્નેશ્વર ભવાનીશંકર વકીલ

લલિત-વાઙ્મય-ગ્રંથમાળા

અમદાવાદ

૧૯૮૨ ૧૯૨૬

કિંમત રૂ. ૨-૮-૦

# પ્રકાશકના બે બોલ

પરમાત્માની કૃપાથી લલિત-વાઙ્મય ગ્રંથમાળાનું આ બારમું પુસ્તક ગ્રાહકોને અમે ઘણાજ આનંદ સાથે અર્પણ કરીએ છીએ. અમારા તરફથી પ્રકટ થએલી શરચ્ચંદ્ર ચટ્ટોપાધ્યાયની આ ત્રીજી નવલકથા છે. આ નવલકથા ખાસ બંગાલી નવલકથાનું અક્ષરેઅક્ષર ભાષાન્તર છે; અને અમને આશા છે કે, શરદ્‌બાબુની બીજી નવલકથાઓની માફક આ નવલકથા પણ અમારા સુજ્ઞ વાચકવૃંદને પસંદ પડશે જ.

આ નવલકથા રા. રા. ભાઇ રત્નેશ્વર ભવાનીશંકર વકીલે ઘણા ઉત્સાહથી લખી આપેલી છે, તે માટે તેમનો આભાર માનું છું. ગ્રંથમાળાને એમણે અત્યાર સુધીમાં પાંચ પુસ્તકો લખી આપેલાં છે; અને એમની ભાષાથી વાંચકોને ઘણોજ સંતોષ થયો છે.

આ વખતે ઘણે લાંબે સમયે ગ્રંથમાળાનાં બે પુસ્તકો સાથે લાગાં પ્રકટ થાય છે. ગ્રંથમાળાનાં પુસ્તકો આમ લાંબે ગાળે પ્રકટ થતાં હોવાથી અમારા કેટલાક ગ્રાહક બંધુઓને કચવાટ થાય એ સ્વાભાવિક છે. મૂળમાં ગ્રંથમાળાના ગ્રાહકોની સંખ્યા એટલી નાની છે કે ખાસ તેની મદદથીજ ગ્રંથમાળા બીલકુલ નભી શકે નહિ. તેમાં વર્તમાન સમયની વ્યાપાર વિષયક સાર્વત્રિક મંદી અને દુષ્કાળનો વધારો થવાથી સપાટાબંધ પુસ્તકો પ્રકટ કરવાં એ તો આત્મઘાતક થઇ પડેજ. આથી અમો ઘણીજ સાવધાનીથી ગ્રંથમાળાનું દરેક પુસ્તક પ્રકટ કરીએ છીએ કે, જેથી ગ્રંથમાળા બંધ ન પડે. જો આંધળીયાં કરી–સમયનો વિચાર કર્યા શિવાયજ ઉત્સાહના આવેશમાં

તણાઇ પુસ્તકો પ્રકટ કર્યાં જઇએ તો પછી ગ્રંથમાળાની, અને તે સાથે અમારી શી સ્થિતિ થાય તેની કલ્પના પણ ભયંકર છે! માટે ગ્રાહક બંધુઓ! ગ્રંથમાળાની આ મંદ પ્રવૃત્તિથી કચવાશો નહિ. ગ્રંથમાળાની પ્રવૃત્તિ મંદ છે પણ તે મક્કમ છે એટલું લક્ષમાં રાખજો. પુસ્તકો કદાચ લાંબે ગાળે પ્રકટ થશે, પણ તે ઉત્તમોત્તમ પ્રકટ થશે એની ખાત્રી રાખજો.

વળી આપણો રસિક ગુર્જર વાંચક વર્ગ શ્રીમંતોનો નથી પણ મધ્યમ વર્ગનો છે એ પણ વિચારવાની વાત છે. ઘણે ભાગે ગુર્જર સાહિત્ય આ વર્ગ ઉપરજ નિર્ભર છે, અને આ વર્ગની સ્થિતિ અમુક હદથી બંધાયેલીજ હોય છે. વળી આજકાલ ઉત્તમ સાહિત્યના પ્રકટનમાં વધારો થાય છે અને એવા દરેક સાહિત્યનો આ વર્ગને લાભ મળવો જોઇએ. અમુક એકજ પ્રકાશક સંસ્થા તરફથી પ્રકટ થતાં પુસ્તકોમાં આ વર્ગની અમુક આવક ખર્ચાઇ જાય, તો પછી બીજાં ઉપયોગી સાહિત્ય માટે આ વર્ગથી કાંઇ પણ ખર્ચ થઇ શકે નહિ, આવો અમારો અભિપ્રાય હોવાથી અમારા ગ્રાહકબંધુઓ પોતાની સગવડે બીજાં પ્રકટ થતાં ઉત્તમ સાહિત્ય–પુસ્તકોનો લાભ લઇ શકે તેથી પણ અમો અમારાં પુસ્તકો ધીમાશથી પ્રકટ કરીએ છીએ. બાકી હાલના પ્રગતિ–યુગમાં પોતાની પ્રગતિ વિદ્યુત્–વેગી થએલી જોવાને કોણ નાખુશ હોય?

ગ્રંથમાળાના તેરમા પુસ્તક તરીકે પ્રો. બેઇન સાહેબની સુંદર વાર્તા Livery of Eve–રંગીલી સંધ્યા આ પુસ્તકની સાથે જ ગ્રાહકોને મળે છે.

કૃષ્ણપ્રસાદ મણિશંકર શાસ્ત્રી

# અનુવાદકની પ્રસ્તાવના

શ્રી. શરદ્બાબુના "ગૃહદાહ" નામક બંગાળી પુસ્તકનો આ અનુવાદ છે. પ્રણયપંકથી ગુજરાત અજાણ્યું રહ્યું નથી. ગૃહદાહમાં એથીએ વિશેષ નવિનતા વાંચનારને જણાશે. મહાત્મા ભર્તૃહરિએ કહ્યું છે કે આ સંસાર અમૃતમય છે કે વિષમય તે જાણી શકાતું નથી. રૂપનાં વિષ પીનારાઓ સંસારને હળાહળ વિષ બનાવી દે છે; રૂપના અગ્નિમાં પોતાના તેમજ પારકાના સંસારને બાળી ખાખ કરી નાખે છે. આ રહસ્યને શ્રી શરચ્ચંદ્રે પોતાના "ગૃહદાહ" નામક પુસ્તકમાં ઘણી જ સુંદર રીતે ઘટાવ્યું છે. વાર્તાના ઉપનાયક મહિમનું ઘર બળી ગયું. એનો આખો સંસાર બળી ગયો. પુસ્તકનું ગૃહદાહ નામ યથાયોગ્ય છે. વાતમાં નાયક સુરેશ, ઉપનાયક મહિમ અને નાયિકા અચલા એ ત્રણેનાં હૃદયની ખરેખરી કસોટી છે. એ કસોટીમાં કોણ તરીપાર ઉતર્યું, કોણ ભૂલ્યું, કોણ પડ્યું તે વાંચનારને સહજ સમજાય છે.

ઉપલાં ત્રણ પાત્રો શીવાય મૃણાલ, કેદારબાબુ અને રામબાબુ એ ત્રણે પાત્રો પણ આ વાર્તાના પ્રસંગમાં ઘણો મહત્વનો પાઠ ભજવે છે; અને વાર્તાકારે એ ત્રણેના મુખમાં મુકેલાં વચનો ભલભલા વિદ્વાનો, સુધારકો અને ધર્મશાસ્ત્રો જાણનારાઓને પણ વિચારમાં નાખી દે છે.

બંગાળામાં બ્રહ્મોસમાજે હિંદુ સંસારમાં જે પરિવર્તન મચાવી મુક્યું છે, તે સામે આ પુસ્તકમાં વાર્તાકારે પ્રખર કટાક્ષ કરેલો છે; અને આર્યોનું આર્યત્વ શુદ્ધ સનાતન હિંદુ ધર્મને જ અવલંબીને રહેલું છે એમ પ્રતિપાદન કર્યું છે. સાથે સાથે એવું પણ સૂચન કરી

દીધેલું છે કે શુદ્ધ સનાતન ધર્મથી ફંટાઇને પર ધર્મનું અવલંબન કરવાથી મનુષ્યની સ્થિતિ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી થઇ જાય છે. ઉપલાં પાત્રોની મનોદશાનો પરિચય કરાવીને વાર્તાકાર વાર્તાને કેવો સ્વાભાવિક પલટો આપે છે તે જોઇને આપણે પોંચા કરડવા પડે છે; વાર્તાકારની બુદ્ધિ ઉપર મુગ્ધ થઇ જવાય છે. મનુષ્ય-સ્વભાવ અને હૃદય જેવાંને તેવાં ચીતરવામાં, રોજના બનતા પ્રસંગો અને સંજોગોમાં અજબ રીતે રંગ પુરવામાં એમની કલમે કમાલ કરી છે. વાર્તા બે બાળપણના મિત્રોના વિશુદ્ધ સ્નેહથી અંકાતી શરૂ થાય છે. પોતાનો મિત્ર મહિમ બ્રહ્મોકન્યાને ન પરણે તેટલા માટે સુરેશ પ્રયાસ કરે છે. એ પ્રયાસમાં સુરેશ બ્રહ્મોકન્યા અચલાને મળે છે. ત્યાંથી એના હૃદયમાં થતું ગુપ્ત પરિવર્તન દૃષ્ટિએ આવે છે. અચલાના સુંદર દેહને જોઇને એને અપ્રકટ સંમોહ થાય છે. અચલા કલકત્તામાં રહેનારી ઉચ્ચ શિક્ષિત અને આધુનિક કાળમાં જેને ઉત્તમ સંસ્કૃતિ ગણવામાં આવે છે એવી સંસ્કૃતિ પામેલા સમાજમાં ફરનારી બ્રહ્મો પિતાની પુત્રી હતી. નોકર ચાકરમાં ઉછરેલી એટલે વૈભવપ્રિય હતી. અભિમાની અને સામા મનુષ્ય ઉપર વિજય મેળવવાની પ્રબળ આકાંક્ષાવાળી હતી. સ્વમાન ખંડિત થાય તો સિંહણની પેઠે ઉછળી પડે તેવી હતી. પરંતુ સ્નેહ લગ્નને માન-નારી છતાં, "**जन्मजन्मान्तरे त्वमेव स्वामी, न च विप्रयोगः**" એ હિંદુ ધર્મ શાસ્ત્રનો સિદ્ધાંત એને માન્ય નહોતો. પતિનું પત્ની ઉપર સર્વ વાતમાં સર્વોપરીપણું હોય તે એને રૂચિકર નહોતું. અને ઉચ્ચ શિક્ષિતા હતી છતાંએ નારી જાતિમાં રહેલું શંકાશીલપણું તેનો એ ત્યાગ કરી શકી નહોતી. સુરેશ સાથે એને સમાગમ થયો તે વખતે એ આ વાર્તામાં પ્રથમ દેખા દે છે. મહિમ

પ્રતિ એનો શુદ્ધ સ્નેહ તરવરી આવે છે. કેદારબાબુનું મન જે વખતે સુરેશ તરફ ઢળી જાય છે ત્યારે એના હૃદયક્ષેત્રમાં મહિમ પ્રતિનો શુદ્ધ પ્રેમ અને પિતા પ્રતિ પોતાનું કર્તવ્ય એ બેની વચ્ચે પરસ્પર મલ્લ યુદ્ધ થાય છે. મહિમની ગેરહાજરીમાં એનું ચંચળ મન એને ઝાંખુ ઝાંખુ સુરેશ તરફ પણ દોરે છે. પરંતુ એ મન ડગી ન જાય તેટલા માટે મહિમને પોતાના હાથની સુવર્ણ-મુદ્રિકા પહેરાવીને અચલા નચિંત બને છે, નવું બળ મેળવ છે અને અભિનયને મક્કમતાથી લાત મારે છે. પરંતુ બ્રહ્મોનો પક્કો વિદ્વેષી, તેને છાંયડેયે ન ઉભો રહેનારો ગર્ભ શ્રીમંત સુરેશ મિત્રને બચાવવા જતાં મિત્રની માની લીધેલી અચલાના રૂપમાં લોભાય છે, અને એ સ્થાન કાલથી અતીત હોવાનો દાવો રાખનારના હૃદયમાં પૃથ્વીને ગ્રસી જાય એવો ધરતીકંપ થઇ આવે છે; અને છઠ્ઠા પ્રકરણમાં તો ઉન્મત્ત બનીને એ ધરતીકંપને શાંત કરવા અચલાના બન્ને હાથ એ એકાએક પોતાની છાતી ઉપર દબાવી દે છે. તે સુરેશ કાંઇ પોતાની નફ્ટાઇમાં પાછો પડે એવો હતો ? એણે પોતાના પ્રયાસ ચાલુજ રાખ્યા. અચલા પરણીને સાસરે આવી. રૂપલોલુપ ભ્રમર એની પાછળને પાછળ દોડયો આવે છે. પતિ પત્નીનાં હૃદય એક બીજા પ્રતિ ઉંચાં થઇ જાય છે. સુરેશ-ખંધો સુરેશ સમયનો લાભ લે છે. મહિમના ઘરને આગ લાગ્યા પછી એને આઘાત થઇ જાય છે એટલે એ માંદો પડી જાય છે. તે વખતે સુરેશનું હૃદય મિત્રના દુઃખે દ્રવી જાય છે અને મહિમને પોતાને ઘેર તેડી લાવે છે. એની સારસાર કરે છે. અત્યાર આગમચ મૃણાલનો પરિચય વાંચનારને મહિમને ઘેર થઇ ગયો છે. પતિ માંદા પડયા એટલે પત્નીનું હૃદય સર્વ કલહ ભૂલી જાય છે. મૃણાલની સેવા ચાકરીથી કેદારબાબુ અને સુરેશ મુગ્ધ

થઇ જાય છે. અચલામાં દૃઢ પતિ ભક્તિ જાગે છે. 'પતિ કરતાં આપણે વધારે બુદ્ધિશાળી છીએ એવો ગર્વ મનમાં ન લાવવો, પતિથી હાર્યાં કહેવડાવવું-જીત્યાં ન કહેવડાવવું.' મૃણાલનો એ ઉપદેશ અચલાના મન ઉપર ઘણી સારી અસર કરે છે. પતિને હવાફેર કરવા તેડી જાઉં અને એમનું આરોગ્ય પાછું લાવું એ ભાવનાએ પતિ ઉપર એને ઉમળકો આવ્યો. સુરેશ મારા ભાઇ થાય, લાવ જતાં જતાં એમને હું મળી આવું, આવો વિચાર કરી અચલા સુરેશ પાસે જાય છે. અચલાનું ધ્યાન ધરતો સુરેશ તો સમય અને સંજોગોની રાહ જોતો હતો. "તમારૂંએ શરીર સારૂં જણાતું નથી તો અમારી સાથે તમેયે હવાફેરે ચાલોને." શુદ્ધ હૃદયથી બોલાયલા અચલાના આ શબ્દોનો સુરેશે પોતાને ભાવતો અર્થ કર્યો. હવાફેરે જવા એ દંપતિનો એણે સંગાથ કરી દીધો. વાંચનાર હજુ સુધી એના કલુષિત હૃદયને ન પરખી શકયો હોય તો હવે પરખી લે. અંધારી રાત્રે મુસળધાર વરસાદમાં મોગલ સરાઇ સ્ટેશન ઉપર ગાડી બદલવાને બાને આ સુરેશ અચલાને બીજી ગાડીમાં બેસાડી દે છે. થાપ આપીને એને મહિમથી વિખુટી પાડી નાખે છે. અચલા માટે એના હૃદયમાં કેવો ધરતીકંપ જાગી ઉઠયો!

"પેલી ગાડીમાં એમને ઉંઘતા મુકીને તમે મને આ ગાડીમાં ઘસડી લાવ્યા? માંદા માણસનું ખુન કરી તમે—" "અમારા ઘરને આગ લગાડી એમને બાળી મુકવાની તમારી તો ઇચ્છા હતી. હું તમારે પગે પડું છું, બોલો એ કયાં છે?" આમ બોલનારી અચલા વળી સંજોગોનો ભોગ થાય છે. ડીહરીની ધર્મશાળામાં સુરેશ માંદો થઇ જાય છે. એને આવી સ્થિતિમાં છોડીને જતા રહેવાનું અચલાનું

હૃદય ના પાડે છે. ત્યાંથી રામબાબુને ઘેર અહીં એને એક ભવમાં બે ભવ થઇ જાય છે. મોહ અભિમાન અને વિજય પ્રાપ્ત કરવાની પ્રબળ લાલસાવાળી અચલા રામબાબુને ઘેર સર્વને એવુંજ જણાવા દે છે કે સુરેશ અને પોતે પતિપત્ની છે. એ ભૂલ ત્યાંથી પણ જો એ સુધારી શકી હોત, મોહ અને અભિમાનને ઠોકર મારી હોત તો આખરે સુરેશે એની જે સ્થિતિ કરી તે ન થાત. ડીહરીમાં બંગલો રાખ્યા પછી તો સુરેશ નફ્ટાઇની હદ ઓળંગી ગયો હતો. અચલાનું મન એ પ્રાપ્ત ન કરી શકયો એટલે અચલા એને ભાર રૂપ લાગી અને એનો ત્યાગ કરવા એ તત્પર થઇ ગયો. અચલાનું જીવન એણે ધુળધાણી કરી નાખ્યું અને આખરે એ પ્લેગનો ભોગ થઇ પડયો.

વાંચનાર સાથે સાથે મૃણાલનો પરિચય પણ કરી લે. પુર યૌવનમાં આવેલી, સ્વરૂપવતી, વૃદ્ધ પતિને પરણેલી છતાં જીવનમાં અખંડ આનંદ માનનારી પતિવ્રતા, અક્ષરજ્ઞાન નહી જાણનારી છતાં વ્યવહારજ્ઞાનમાં પાવરધી, સત્ય ધર્મને આચારમાં સત્ય રીતે ઉતારતી, જીવનમાંએ ધર્મને વણી લેતી ટીખળી સન્નારીના વિચારો પ્રખર વિદ્વાનોને પણ વિચાર કરવા યોગ્ય થઇ પડે છે. સુધારા સમાજવાળા વિધવા વિવાહની જે વકીલાત કરી રહ્યા છે તેનો જવાબ મૃણાલને મુખે વાર્તાકાર સચોટ રીતે અપાવે છે. મૃણાલને ભર યુવાવસ્થામાં વિધવા થયેલી જોઇને કેદારબાબુનું મન દ્રવી જાય છે. એ એવી દલીલ રજુ કરે છે કે " જીવન એ શું કાંઇ રમત રમવાની વસ્તુ છે ? બ્રહ્મચર્ય પાળો, બ્રહ્મચર્ય પાળો, એવી બુમો પાડીને તમારે શું આ દુનીઆને ઋષિઓનું તપોવન બનાવી દેવું છે ! " વળી એકવાર અચલા મૃણાલને કહે છે. " તમે જો અમારા

સમાજમાં હોત તો તમારૂં આખું જીવન હું વ્યર્થ થઇ જવા ન દેત."
"ત્યારે તમે શું કરત ? મારૂં પુનર્લગ્ન કરાવત ? બેન, તમારા સમાજના મત પ્રમાણે લગ્ન એક સામાજિક વિધાન છે. પરંતુ મને જે શિક્ષણ મળ્યું છે તે પ્રમાણે તો એ લગ્ન એ સામાજિક વિધાન નથી પણ ધર્મ છે. એ તો ન જ બદલી શકાય. સ્વામી મારે મન ધર્મ, નિત્ય. એમના જીવતાંએ નિત્ય, એમના મૃત્યુ પછીએ નિત્ય. એમનું મૃત્યુ થાય તોયે મારે તો એ જ સ્વામી. મારાથી એમને ન બદલી શકાય. આ લોકમાં મારા એ પતિ અને પરલોકમાં પણ એજ પતિ"
ધર્મ સંબંધી પણ આ સન્નારીના વિચારો કેટલા બધા ઉચ્ચ છે, કેટલા બધા હૃદયસ્પર્શી છે. કેદારબાબુને પણ એના વિચારો સાંભળીને એમ થઇ જાય છે કે મેં બ્રહ્મોધર્મ આદર્યો તેમાં મેં મારા હિંદુ ધર્મને ધોકો પહોંચાડ્યો છે. હું વિધર્મી બની વિભીષણ બની સામાના પક્ષમાં ગયો છું. અને એજ કેદારબાબુને આશ્ચર્યકારક રીતે શીખવે છે કે ક્ષમા આપવાથી જેને ક્ષમા આપવામાં આવે છે તેને એકલાને ફાયદો થાય છે એમ નથી, પણ ક્ષમા આપનારને પણ ફાયદો છે; અને એ સૂત્રને આધારે કેદારબાબુ પાસે પોતાની ભુલેલી પુત્રીને એ ક્ષમા અપાવેછે;તેમ સુરેશના કઠોર કૃત્યથી નિરાધાર બની ગયેલી અચલાને મહિમ પાસે એ આશ્રય અપાવે છે. આ મૃણાલ આગળ સુરેશ જેવા ચરિત્રહીન મનુષ્યો પણ નમી પડે છે અને સુરેશને પણ કહેવું પડેછે કે "આપણા હતભાગી દેશનું હજુએ કાંઇ ગૌરવ રહ્યું હોય તો તે તમારા જેવી રમણીઓને લીધે જ છે. આવાં નારી હૃદયો ભારત વર્ષ શીવાય બીજા કોઇ દેશમાં જોવામાં આવતાં નથી."
ભારત મૃણાલ જેવાં અસંખ્ય સદ્દગુણી સ્ત્રી રત્નો પ્રકટાવે એજ મહદિચ્છા હોઇ શકે.

વાર્તાકારે સ્પૃશ્યાસ્પૃશ્યનો મુદ્દો પણ ઉત્તમ રીતે ચર્ચ્યો છે. ઘણાઓની દલીલ એવી હોય છે કે જેને આપણે અસ્પૃશ્ય ગણીએ છીએ તેની આપણે ઘૃણા કરીએ છીએ. માટે અસ્પૃશ્યતા કાઢી જ નાખવી. રામબાણુ પરમનિષ્ઠાવાન ચુસ્ત ધર્મપરાયણ અને પોતાની સ્ત્રી અને પુત્રવધૂ શીવાય કોઈના પણ હાથનું ખાતા ન હોતા. જેને અંગ્રેજીમાં Orthodox કહીએ તેવા હતા. "પણ એમ ધારો કે હું બ્રહ્મમહિલા છું તો હું તમારી સમક્ષ અસ્પૃશ્ય લેખાઉં ?" "અસ્પૃશ્ય તો નહી પણ તમારા હાથનું અમે ખાઇ શકીએ નહી." "શાથી ન ખાઓ ? તમને ઘૃણા ઉપજે તેથી ?" "બેટા શાસ્ત્રના વિધિ નિષેધને માનવા પડે છે. મારા ગુરૂદેવ હતા તે પોતાના હાથનું જ રંધેલું ખાતા. પોતાની પુત્રીનેયે અડકવા દેતા નહોતા. તેથી શું એમ માની લેવું કે એ પોતાની પુત્રીનીએ ઘૃણા કરતા હતા ?"

અચલા અને રામબાણુનો ઉપલો સંવાદ ઘણી ગેરસમજ દૂર કરી નાખે છે. રામબાણુ કેટલી હદ સુધીના Orthodox હતા તે અચલા સુરેશની પત્ની નહી પણ મહિમની પત્ની છે એમ એમણે જાણ્યું ત્યારે ઉગ્ર સ્વરૂપમાં જણાઇ આવે છે. એમને એક મનુષ્ય તરીકે પણ દયા આવતી નથી. પ્લેગને લીધે શૂન્ય બની ગયેલા નિર્જન જંગલ જેવા ગામમાં રાતને પોર, નિર્બળ બની ગયેલી, બે દિવસની ભુખી તરસી અચલાને ઘણાથી એકલી છોડીને ચાલ્યા જાય છે તે વખતે એક મનુષ્ય તરીકેનુંએ પોતાનું કર્તવ્ય પણ ભૂલી જાય છે. જે અચલાને એમણે પોતાની લાડકી પુત્રી માની લીધી હતી તેને કુલટા કહીને પોતાના નષ્ટ થઇ ગયેલા ધર્મને પાછો તાણી લાવવા બારોબાર ત્યાંથી એ પ્રાયશ્ચિત્ત કરવા કાશી દોડી જાય છે. વાર્તાકાર મહિમને મુખે રામબાણુના આવા ધર્મ માટે સખત પણ યોગ્ય ટીકા કરાવે છે.

"જે ધર્મ સ્નેહની મર્યાદા રાખી શકતો નથી, નિઃસહાય દુખાર્ત ઓને મૃત્યુના મુખમાં હડસેલી દેતાં જરાએ કમકમતો નથી; જે ધર્મે આવા સ્નેહશીલ વૃદ્ધને પણ ચંચળ બનાવી દીધા, જેણે વેર લેવા એમને ઉશ્કેર્યા, એ તે કેવો ધર્મ ? ધર્મ તો બખતર જેવો હોવો જોઇએ કે જે આઘાત સહન કરી શકે."

મહિમની તો ખરેખર આપણને દયા જ આવે છે. મનમાં બીચારો બધુંએ સમજે છે પણ વરાળ બહાર કાઢી શકતો નથી. એ ખરેખરો સંયમી છે. એનાથી નથી રહેવાતું ત્યારે સુરેશને તથા અચલાને દુઃખિત મને માર્મિક વચનો કહે છે. સુરેશ થાપ આપી ગાડીની ફેરબદલી કરે છે છતાં એ વાત ઘેર આવીને એ કોઇનેયે કહેતો નથી. કોઇની ફજેતી કરવા એને ઇચ્છા થતી નથી. મનથી એને જીવન નીરસ લાગ્યા કરે છે. રામબાબુને ઘેર અચલા અને સુરેશને એ ધૈર્યથી જોઇ રહે છે. સહન કરે છે પરંતુ સત્ય હકીકત એ જરાએ પ્રકટ કરતો નથી. જેણે પોતાનું જીવન વણસાડી નાખ્યું તેના ઉપર એને જરાએ ક્રોધ આવતો નથી. સુરેશને પ્લેગ થયો છે એ જાણીને મિત્રસ્નેહથી ઉછળતો એ મિત્ર પાસે દોડી જાય છે. સુરેશ આવો આવો છતાંએ એને મહિમની સત્યપ્રિયતામાં પુરો વિશ્વાસ છે. પોતાની તમામ મીલકતની વ્યવસ્થા એ મહિમને સોંપે છે. જ્યારે રામબાબુ અચલાને કુલટા કહી એનો તિરસ્કાર કરી ચાલ્યા જાય છે અને એ અસહાય અચલાનો સાથી બની એને પોતાની સંગાથે ડીહરી તેડી જાય છે, ત્યારે તો ખરે એની ધીરજ અને સહનશક્તિની ટોચ આવે છે. રામબાબુના કથન પ્રમાણેએને યથાર્થ બ્રહ્મજ્ઞાનીજ કહી શકાય. અસ્તુ.

રત્નેશ્વર ભવાનીશંકર

છપાય છે !  છપાય છે !

લગભગ બે હજાર પૃષ્ઠનું સુંદર વાંચન !

પ્રખ્યાત ફ્રેંચ નવલકથાકાર મૉ. ડ્યૂમાની સુંદર
અને મનમોહક નવલકથા.

# કાઉન્ટ ઑફ મૉન્ટિક્રિસ્ટો

ગ્રંથમાલાના ૧૪ મા પુસ્તક તરીકે આ પુસ્તક છપાવા માંડયું છે અને તે ઘણું મોટું હોવાથી ત્રણથી ચાર ભાગમાં પ્રકટ થશે. પુસ્તકનું લખાણ તૈયાર હોવાથી ઘણે ભાગે બધા ભાગો સાથે લાગાજ પ્રગટ થશે. દરેક ભાગ પાંચસો પાંચસો પાનાંનો થશે, અને તે ગ્લેજ કાગળ ઉપર સુંદર રીતે છાપવામાં આવશે.

# અનુક્રમણિકા

# શુદ્ધિપત્ર

નીચેનું સુધારી પછીજ વાંચવું.

પૃષ્ઠ ૧૭૬ છેલ્લી લીટીમાં "કેટલાક" એ શબ્દ પછી "દાગીના વેચવા પડશે." આટલું રહી ગયું છે.

પૃષ્ઠ ૧૧૩ લીટી ત્રીજી—"સેજદાની" ને ઠેકાણે "મોટાભાઈની" આનું સુધારવું.

१४६,८८

श्री गणेशाय नमः

# ગૂઢ દાઢ

## ૧ બે મિત્રો

સુરેશ મહિમનો પરમ મિત્ર હતો. બન્નેએ જણે એકી વખતે એફ. એ. ની પરીક્ષા પાસ કરી. સુરેશ ડૉક્ટર બનવા મૅડિકલ કૉલેજમાં દાખલ થયો અને મહિમે સીટી કૉલેજમાં રહીને પોતાનો આર્ટસ્‌નો અભ્યાસ આગળ ચલાવ્યો.

એકવાર સુરેશ મહિમને રસ્તામાં મળ્યો. એ અભિમાનપૂર્વક મહિમને કહેવા લાગ્યો "મહિમ! આ બી. એ; એમ. એ. પાસ કરી તું શું કરવાનો હતો? હવે એ પરીક્ષાઓમાં રહ્યું છે શું! ટર્મ હમણાંજ શરૂ થઈ છે એટલે હજુએ તારે મૅડિકલ કૉલેજમાં દાખલ થવું હશે તો થઇ શકાશે. માટે તું પણ મૅડિકલ કૉલેજમાં દાખલ થઇ જા."

મહિમ કિંચિત્ હસીને બોલ્યો "દાખલ તો થઇ જાઉં; પણ મારે પાછો ખર્ચનો મોટો વિચાર કરવાનો છે તો."

"એમાં ખર્ચ એટલું બધું શું વધારે આવવાનું છે કે તારાથી નહિ નીભી શકાય. વળી તને તો સ્કૉલરશીપ પણ મળે છે."

મહિમે માત્ર હસ્યાજ કર્યું. સુરેશ અધીરો બનીને બોલ્યો. "મહિમ, એમ હસવામાં વાત ન કાઢી નાખ. ઢીલ કરવામાં માલ નથી. હવે નકામા દિવસ ન ગુમાવીશ. દાખલ તો થઈજ જા. ખર્ચની વાત તો આગળ ઉપર સૌ થઇ રહેશે."

મહિમે કહ્યું "ઠીક."

સુરેશ બોલ્યો "જો મહિમ, આ તારા "ઠીક" માં કશું જ સમજાતું નથી. તું સ્પષ્ટ કાંઇ પણ બોલતો નથી. અહીં રસ્તામાં તને શું વધારે સમજાવું? અત્યારે તો મારે કૉલેજમાં જવાની વાર થાય છે. પણ યાદ રાખજે, કાલ કે પરમ દિવસ સુધીમાં તને એક નિશ્ચયપર લાવ્યા વિના હું છોડવાનો નથી. કાલે સવારે ઘેર રહેજે. અત્યારે તો જાઉં છું." એમ બોલીને સુરેશ ઉતાવળે પગલે કૉલેજમાં ચાલ્યો ગયો.

આ વાતને પંદરેક દિવસ થઈ ગયા. ક્યાં એ મહિમ, અને ક્યાં એનું મૅડિકલ કૉલેજમાં દાખલ થવું! એક રવિવારે બપોરે સુરેશ પુષ્કળ ખોળતો ખોળતો એક દીન હીન જણાતા બોર્ડીંગ હાઉસમાં આવી પહોંચ્યો. સીધોજ એ માળ ઉપર ચઢી ગયો. સામીજ એક અંધારી ઓરડી હતી. અંદર૭ સાત જણા પાટલા માંડીને જમવા બેઠા હતા. મહિમે ઉંચું જોયું તો સુરેશને દીઠો. એને આમ ઓચીંતો આવેલો જોઇને એ બોલી ઉઠયો " મારે ઉતાવળથી ઘર બદલવું પડયું એટલે તને ખબર ન આપી શકયો. તને શી રીતે મારા ઠેકાણાનો પત્તો મળ્યો?"

સુરેશે એને કશો જવાબ ન આપ્યો. ધબ લઇને એ પાસે પડેલી એક પાટપર બેસી ગયો અને વિદ્યાર્થીઓનાં ભાણાં સામું એકીટસે જોઇ રહ્યો. તદ્દન જાડા ચોખાનો ભાત, પાણી જેવી દાળ, ડીંટાં કાઢયા વિનાનું શાક અને બળી ગયેલી રોટલી. દૂધ નહિ, કશો ગળ્યો પદાર્થ પણ નહિ. એકાદ મત્સ્ય પણ કોઇના ભાણામાં નહિ.

બધાની સાથે મહિમ પણ જરાયે કટાણું મોઢું કર્યા શિવાય પૂર્ણ રુચિથી આવું ભોજન જમતો હતો. આ જોઇને સુરેશની બન્ને આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. મહાકષ્ટે મોઢું ફેરવીને આંસુ

લુછતો લુછતો એ ઉઠીને ઉભો થયો. નજીવી બાબતમાં પણ એને આંસુ આવી જતાં.

મહિમ જમી રહ્યો અને મિત્રને લઇને પોતાના ખંડમાં ગયો. સુરેશને એણે પોતાની મેલી પથારીમાં બેસાડયો. સુરેશનો કંઠ રૂંધાઇ ગયો હતો. એ રૂંધાયલા સ્વરે બોલ્યો "વારંવાર તારો અત્યાચાર નથી સહન થતો મહિમ!"

મહિમ જિજ્ઞાસા દર્શાવતો બોલ્યો "હું કાંઇ સમજ્યો નહિ."

"ન સમજ્યો? આ શહેરમાં આવાંએ ઘર છે ખરાં! તારી આ વીશીનું ખાવાનું મનુષ્યના મુખમાં તો નજ પેસી શકે. જો આજે મેં આ મારી આંખે ન જોયું હોત, તો હું માની શકત પણ નહિ કે અહીં આવું ખાવાનું મળે છે. તેં આવું સ્થળ ક્યાંથી શોધી કાઢયું? પહેલાં તું રહેતો હતો તે સ્થળ શું ખોટું હતું? એ ઘર તેં શું કામ બદલ્યું?"

મિત્રસ્નેહે મિત્રની છાતીમાં આઘાત કર્યો. મહિમ કયાં સુધી નિર્વિકાર રહી શકે? એનું ગાંભીર્ય વિશેષ ન ટકી શકયું. એ આર્દ્ર સ્વરે બોલ્યો "મારે ગામ મારૂં ઘર છે તે તેં જોયું છે? તો તો અહીંયાં જરાયે દુઃખ નથી. બીજું, તું ભોજન માટે કહે છે, પણ અહીં ગૃહસ્થ ઘરના છોકરાઓ પણ આનંદથી જમે છે. તેમનાથી અહીંનું ખાવાનું ખાઇ શકાય છે, તો મારાથી કેમ ન ખાઇ શકાય."

સુરેશ ઉશ્કેરાઇ જઇને બોલ્યો "કેમ ન ખાઇ શકાય એની વાત નથી. સંસારમાં સારી અને ખોટી એમ બન્ને વસ્તુઓ હોય છે. સારી વસ્તુ સારી લાગે અને નઠારી વસ્તુ નઠારી લાગે, એમાં કાંઇ સંશય છે? તારે આટલું બધું દુઃખ સહન કરવાનું પ્રયોજન શું છે તે હું જાણવા માગું છું."

મહિમે મૃદુ મૃદુ હસ્યાજ કર્યું. કશો ઉત્તર આપ્યો નહિ.

“તારૂં પ્રયોજન તારી પાસે રાખ. મારે તે જાણવાની કાંઇ જરૂર નથી. મારી મતલબ તો માત્ર તને દુઃખમાંથી મુક્ત કરવા પુરતીજ છે. ગાડી લાવીને, તેમાં તારો સરસામાન ભરાવી તને હું મારે ઘેર લઇ જવા ઇચ્છું છું. તને જો અહીં મૂકીને હું પાછો જાઉં તો મને ઉંઘ પણ નહિ આવે અને ખાવાનું પણ નહિ ભાવે. ઉઠ, એકાદ નોકરને ગાડી લેવાને મોકલ.” એમ બોલીને સુરેશે મહિમને પથારીમાંથી ઉઠાડ્યો અને એ ગોદડાંનો વીંટો વાળવા લાગ્યો.

મહિમે સુરેશને તેમ કરતાં અટકાવ્યો તો નહિ, પરંતુ એ [illegible] “સુરેશ, [illegible]”

સુરેશ આંખ ફાડતો બોલ્યો “એમાં ગાંડાઇ શી? તું આવે છે ને?” “ના.”

“કેમ ના? તું મને પારકો ગણે છે? મારે ઘેર આવવાથી તને નાનમ લાગશે?” “ના.” “ત્યારે—”

“સુરેશ, તું મારો મિત્ર છે. આ સંસારમાં મારે તારા જેવો બીજો કોણ મિત્ર છે? મારે તો તું એક આરામ—સ્થાન છે. તારા જેવાની મિત્રતા હું ખોઇ બેસું, એટલો બધો તું મને નિર્બોધ ધારે છે?”

[illegible] મિત્રતાની [illegible] પણ એમાં ભાગ છે. આપણી મિત્રતાનો સંબંધ તુટે તો શી હાનિ થાય, તેનો શું મારે વિચાર કરવાનો નહિ?—હું શું છેકજ અજ્ઞાન છું? એ બધા તર્કો જવા દે. તારી હીસાબી ગણત્રી અહીં ચાલવાની નથી. મિત્રતાનું મૂલ્ય તેં તો એટલુંજ આંક્યું કે, એની ખાતર શરીરના આરામની પણ ઉપેક્ષા કરવી.”

મહિમ હસતો હસતો બોલ્યો " ના, એવું કાંઇ નથી. પરંતુ તારે એક વાત તો સાંભળવી જ પડશે. તું એમ માને છે કે હું દુઃખ ભોગવવા માટે જ અહીં આવ્યો છું; પણ તારી એ માન્યતા સત્ય નથી. "

" સત્ય નથી તો રહ્યું. તારૂં સત્ય કારણ હું જાણવા માગતો નથી. પરંતુ, જો તારો ઉદ્દેશ માત્ર પૈસા બચાવવાનો જ હોય, તો મારે ઘેર આવીને રહે; ત્યાં તારો એ ઉદ્દેશ ઘણી સારી રીતે સચવાશે."

મહિમે સંક્ષેપમાંજ કહ્યું " હું તો અહીંજ રહીશ સુરેશ. મને જો કાંઇ દુઃખ હશે તો હું તને જણાવીશ. "

સુરેશે જોયું કે મહિમને એના સંકલ્પથી ચળાવવો દુર્ઘટ છે, એટલે એણે વિશેષ આગ્રહ ન કર્યો. ક્રોધથી પગ પછાડતો એ ચાલ્યો ગયો. પરંતુ પોતાના મિત્રને ખાવાપીવાની સારી સગવડ નથી એ આંખે દેખીને એનું અંતર વીંધાઇ ગયું.

સુરેશ દ્રવ્યવાન પિતાનો પુત્ર હતો. મહિમ ઉપર એનો નિષ્કપટ પ્રેમ હતો. એના મનમાં નિરંતર આકાંક્ષા રહેતી કે, હું મહિમને કાંઇ સહાય કરૂં. પરંતુ મહિમે એક દિવસ પણ એની સહાયનો સ્વીકાર કર્યો નહિ.



## ૨ મિત્રનો ઉપદેશ

ગત પ્રકરણની બીનાને પાંચેક વર્ષ થયાં હશે, ત્યારબાદ ફરીથી બન્ને મિત્રોનો મેળાપ થયો.

સુરેશ " તારા ઉપર મને કેટલો બધો વિશ્વાસ હતો મહિમ ! અરે, મારાથી તેનું વર્ણન પણ કરી શકાતું નથી."

મહિમ "પણ તારે એનું વર્ણન કરવાની પીડામાં શા માટે પડવું જોઇએ ?"

સુરેશ "તેનો વિચાર કર્યા વિના મારાથી રહેવાતુંજ નથી."

મહિમ "નહિ રહેવાય તો તને શિક્ષા કરીશ એવી ધમકી પણ ક્યારે મેં તને આપી છે ?"

સુરેશ "તારા ઉપર કપટનો આરોપ તો તારો મોટામાં મોટો શત્રુ પણ ન મુકી શકે."

મહિમ "જે શત્રુ કરી ન શકે, તે મિત્ર પણ ન કરી શકે એવો દર્શનશાસ્ત્રનો કાંઇ સિદ્ધાન્ત નથી."

સુરેશ "હમણાં થોડો વખત થયાં તેં એક બ્રહ્મોકન્યાનો કેડો લીધો છે. વારૂ એનામાં એટલું બધું શું છે? એ તો એક સુક્કાં હાડકાંનો માળો છે. એના અંગમાં લોહીનો છાંટો પણ ક્યાં છે? એનું અડધું શરીર તો ઠેસ વાગતાંજ ગબડી પડે! એનો કંઠસ્વર તો જો! ચકલીની માફક ચીંચીં કર્યા કરે! એ સાંભળવાનું પણ કેમ ગમે ?"

મહિમ "સત્ય છે."

સુરેશ "સાંભળ મહિમ, તારા પાડાગામના લોકો તારી બદબોઇ કરશે. તારી એ બ્રહ્મો કન્યાને એમનાથી દીઠી ખમાશે નહી. છોકરી અંગ્રેજી લખે વાંચે છે એ સાંભળીને લોકો અવાક્ બની જશે. એને તું તારે ગામ લઇ જઇશ તો ઉલટા તે લોકો સંભ્રમમાં પડી જશે; વિસ્મયથી અભિભૂત થઇ જશે; તેમજ એને જોઇને બધા દૂર નાસી જશે. વળી એ લોક કદાચ એને દેવી તરીકે માને. પણ કલકત્તા એ કાંઇ પાડાગામ નથી. કલકત્તામાં તો એ બધું ન ચાલે.

મહિમ "હું તારા સમ ખાઇને કહું છું સુરેશ, કે તારા

કલકત્તામાં એવું ચાલે કે ન ચાલે તેની મારે કાંઇ પરવા નથી. પાડાગામમાં ગમે તેમ થશે, તોપણ હું તો એને ત્યાંજ લઇ જઇશ; એટલે પછી શી પીડા છે? ”

સુરેશ ક્રોધ કરતો બોલી ઉઠ્યો “ શી પીડા છે? અરે હજાર ગણી–લાખ ગણી પીડા છે. તું આખા જગતમાં વરેણ્ય–પૂજનીય એવા આર્યનું સંતાન છે. એક રમણીના મોહમાં તણાઇને તારે તારૂં પૂજનીય આર્યત્વ નષ્ટ કરવું છે? તને એનો મોહ થઇ આવ્યો છે. એના સુધરેલા પોષાખમાં તું લુબ્ધ બની ગયો છે! એકવાર એનાં બુટ–મોજાં ઉતરાવી નખાવ, ફેશનેબલ ડ્રેસ કાઢી નખાવ, અને આપણા ઘરમાં સ્ત્રીઓ જે પોષાખ પહેરે છે તે એને પહેરાવ, અને પછી એના સામું જો. તારો તમામ મોહ સાપની કાંચળીની પેઠે ઉતરી જશે. પછી એ નિર્જીવ લાકડાની પૂતળી જેવીને જોઇને તારી ભૂલ ભાગશે. તનેજ એમ થશે કે આમાં શું બળ્યું છે?” કદાચ, તું એમ ધારતો હોઇશ કે એ તારાં કપડાં શીવી આપશે; પણ કલકત્તા શહેરમાં દરજીઓની શી ખોટ પડી છે? એક કાગળ લખ્યો કે ઘેર બેઠાં એ લોકો ચાલ્યા આવશે. ત્યારે શું એ તને રસોઇ કરીને જમાડવાની હતી કે માંદગીમાં તારી સેવા ચાકરી કરવાની હતી? અરે એને એવું શિક્ષણ પણ ક્યાંથી મળ્યું હોય? ન કરે નારાયણ, પણ કાંઇ એવોજ કપરો સમય આવી લાગે તો એ તને છોડીને ચાલી ન જાય તો મારૂં નામ સુરેશ નહિ!”

મહિમ ચૂપ બેસી રહ્યો. સુરેશ આગળ બોલવા લાગ્યો. “મહિમ, તું જાણે છે કે નિરંતર હું તારા કલ્યાણનોજ વિચાર કર્યા કરૂં છું. ભૂલેચૂકે પણ તારા અકલ્યાણની કામના મારાથી થઇ શકેજ નહિ. મેં ઘણી બ્રાહ્મ–મહિલાઓને જોઇ છે. તેમાં બધીજ નઠારી

છે એમ કાંઇ મારે કહેવું નથી. કોઇ કોઇ સારી પણ હશે. પરંતુ આપણા સનાતન ધર્મની હિંદુ મહિલાઓ સાથે તો તેમની તુલના થઇ શકેજ નહિ. તું જો એની સાથે વિવાહ કરવા પ્રવૃત્ત થઇ ગયો હોય, તો શું મારે તને ન ચેતાવવો ? હવે તારે ત્યાં જવાની જરૂર નથી. એક માસમાં તારે એ કન્યા સાથેનો સંસર્ગ છોડી દેવો. જીવનમાં નકામું દુઃખ ન વ્હોરી લઇશ. જો તારાથી એમ ન બની શકે, તો પછી તારી ઇચ્છામાં આવે તે કર. તારી એ શ્રીમતીને ચરણે તું માથું નમાવીશ તોપણ હું તને અટકાવવા આવવાનો નથી. પરંતુ એક માસ ધીરજ રાખીને બાળપણથી વૃદ્ધિ પામતી આપણી મિત્રતાને ખાતર આટલું કરે તો સારું. બોલ કરીશ ?"

મહિમે મૌનનો ભંગ ન કર્યો. હા–ના કશું કહ્યું નહિ. પરંતુ મિત્રની શુભ કામના માટે મિત્રનું અંતર કેટલું બધું મર્મસ્પર્શી થઇ ગયું છે તેનો એ સંપૂર્ણ અનુભવ કરવા લાગ્યો.

સુરેશે કહ્યું "મહિમ, જરા વિચાર કરી જો બ્રહ્મો નહિ હોવા છતાં તેં બ્રહ્મોમંદિરમાં જવા આવવાનું શરૂ કરી દીધું, તો પણ હું તને તેમ કરતાં અટકાવતો નહોતો. આટલા મોટા કલકત્તા શહેરમાં તને એકે સનાતની મંદિર ન જડયું. મારી સાથે આવું છળ કરવાનું તને કાંઇ કારણ નહોતું. તું જ્યારથી એકલો રહેવા લાગ્યો ત્યારથી મને વહેમ તો પડયોજ હતો."

મહિમ હસતો હસતો બોલ્યો "પડયો હશે, પરંતુ એમાં મેં છળ શું કર્યું ? વિચાર કર સુરેશ, તું તો ભગવાનને પણ માનતો નથી. તું હિંદુ દેવને માને છે ? હું બ્રહ્મોમંદિરમાં જાઉં કે હિંદુ મંદિરમાં જાઉં, તેમાં તને શી લાભ–હાનિ ?"

સુરેશ ગર્વતાથી બોલ્યો "ના ના. હું ભગવાનને માનતોજ નથી. દેવદેવતાની વાત જુદી છે. પરંતુ હું જે માનું છું તેનો અસ્વીકાર કરતો નથી. સમાજમાં મને શ્રદ્ધા છે. મનુષ્યોની હું પૂજા કરૂં છું. મનુષ્યની સેવા કરવી એ માનવજન્મનું પરમ સાર્થક્ય છે એમ હું માનું છું. હું હિંદુ સમાજમાં જન્મ્યો છું એટલે એ સમાજનું રક્ષણ કરવું એ મારૂં કર્તવ્ય છે. તું બ્રહ્મોકન્યાને પરણીને બ્રહ્મોદલની વૃદ્ધિ કરવા માગે છે, તે હું તને પ્રાણાન્તે પણ કરવા દેવાનો નથી. કેદાર મુખીયાની પુત્રીના વિવાહ સંબંધી વાતચીત થઇ ગઇ છે ?"

મહિમ "ના, વાતચીત થઇ નથી; તેમ વચન પણ આપ્યું નથી."

સુરેશ "આપ્યું નથી ત્યારે તો ઠીક. હવે તું છાનોમાનોજ બેસી રહે. આ મહિનામાંજ હું તારો વિવાહ અન્ય સ્થળે ગોઠવી આવીશ."

મહિમ "હું તો પરણવા માટે ગાંડો થઇ ગયો છું. વધારે શું કહું ? તું પણ હવે ચુપચુપજ બેસી રહે. હવે કોઇ અન્ય સ્થળે વિવાહ કરવાનું મારે માટે અશક્ય છે."

સુરેશ "કેમ અશક્ય છે ? શું એની સાથે તારો પ્રેમ જડાઇ ગયો છે ?"

મહિમ "એમાં આશ્ચર્ય પામવા સરખું શું છે ? હશે, પણ તું હવે એ સન્નારી વિષે જરા માનથી બોલવાનું રાખ."

સુરેશ "માનથી બોલવાનું હું જાણું છું. તારે મને શીખવવું પડે તેમ નથી. તારી એ સન્નારીનું વય કેટલું હશે ?

મહિમ "તે હું જાણતો નથી."

સુરેશ "નથી જાણતો ? વીસ, પચીસ, ત્રીસ—ચાળીસ, કે એથી પણ વધારે ? કશું જાણતો નથી ?" મહિમ "ના."

સુરેશ "તારા કરતાં નાની છે કે મોટી તે પણ નથી જાણતો?"

મહિમ "ના."

સુરેશ "મને તો લાગે છે કે તને એ છોકરીએ ભોળવી લીધો છે. એ કાચી માયા ન હોવી જોઇએ. મારૂં અનુમાન નવ્વાણું વસા ખોટું પડતું નથી, કેમ ખરૂં ને?"

મહિમ "તું કહે એ બધું ખરૂં; પણ હવે મારે કામ છે સુરેશ. જરા બહાર જવું છે."

સુરેશ "ઠીક. મારે હમણાં કાંઇ કામ નથી. ચાલ હું પણ તારી સાથેજ આવું છું."

બન્ને મિત્રો સાથે નીકળ્યા અને જોડે જોડે ચાલવા લાગ્યા. સુરેશે ધીમે રહીને વાત ઉપાડી. "તને મેં આજે જાણી જોઇને દુઃખ આપ્યું છે, એ ફરી ફરીને કહેવાની કાંઇ જરૂર છે?"

"ના."

"ત્યારે કહે, મેં તને કેમ દુઃખ આપ્યું?"

મહિમ હસ્યો. "તુંજ મને કહેને."

મહિમનો એક હાથ સુરેશના હાથમાં હતો. સુરેશ આર્દ્ર ભાવે એનો હાથ દબાવતો બોલ્યો "ના મહિમ, હું તને તે કહેવાતો નથી. સંસારમાં બધાને પોતાની ભૂલ માલમ પડે છે, પણ તને તારી ભૂલ માલમ પડતી નથી. આજ હું તારા મોઢા ઉપર કહું છું કે, જેટલો પ્રેમ હું તારા ઉપર રાખું છું, તેનો અર્ધો પણ તું મારા પર નથી રાખતો. મારાથી તને આટલું દુઃખ ખમતો જોઈ શકાતો નથી. આપણી બાલ્યાવસ્થામાં આવાજ કારણસર કેવો મોટો ઝગડો થઇ ગયો હતો, તે એકવાર તારા સ્મરણમાં લાવ. આજે તું પાછો પેલીને માટે મારો પરિત્યાગ કરવા

તત્પર થઇ ગયો છું. મહિમ, એનાથી તું સુખી થઇશ એવું જો હું નિશ્ચયપૂર્વક માનતો હોત તો મારૂં સમસ્ત દુઃખ હું હસતે મુખે સહન કરી શક્ત. તે વખતે હું તને કશુંએ કહેવા ન આવત."

"એનાથી હું સુખી નહિ થાઉં એ તો તેં જાણ્યું, પણ હું તારો ત્યાગ કરવા તત્પર થઇ ગયો છું એ તેં શી રીતે જાણ્યું ?"

"તું મારો ત્યાગ કર કે ન કર, પણ હું તો તારો ત્યાગ કરીશ જ "

"કેમ ? મને બ્રહ્મોમિત્ર તરીકે ગણી લેજે."

"ના, કદાપિ નહિ. બ્રહ્મોના સામું તો હું ઉંચી નજર કરીને પણ જોઉં નહિ. મારો એકે મિત્ર બ્રહ્મો નથી."

"એના સામું જોવું પણ નહિ એનું શું કારણ ?"

"એનાં અનેક કારણ છે. એક તો એ કે, બ્રહ્મોએ અમારા સમાજનું ભુંડું બોલવા માંડયું છે. તું જાણે છે કે મારા સમાજ પ્રતિ મને કેટલી બધી મમતા છે. એ સમાજનું જેઓ દેશ-વિદેશ બધે ઘસાતુંજ બોલે, તેને ઉતારી પાડવા મથન કરે, તેઓ સારા હોય તોપણ તેમનું સારાપણું તેમને મુબારક. અમારા તો તેઓ શત્રુ!"

મહિમ અધીરો બની ગયો હતો. એ બોલ્યો "હવે તારે કરવું છે શું તે તો કહે."

"તેજ તને હું ધીમે ધીમે કહું છું ને."

"વારૂ કહે ત્યારે."

"આ યુવતીનો તને મોહ લાગેલો છે માટે તારે એક મહિના સુધી તેને મળવુંજ નહિ; એટલે તારો મોહ આપોઆપ કમી થઇ જઈ જશે."

"એમ કરતાં પણ કમી ન થયો તો? એમ કરતાં કદાચ મારો મોહ ઘટવાને બદલે વધી ગયો તો?"

સુરેશે ક્ષણવાર વિચાર કરીને કહ્યું "એ બધાનો હું વિચાર નથી કરતો. હું તો માત્ર તારા ઉપરના મારા સ્નેહનોજ વિચાર કરૂં છું. મારા સમાજને પણ હું તેવાજ સ્નેહથી વળગી રહ્યો છું. તારા બાલ્ય કાળની પેલી વસંતની વાત. યાદ કર. મોંગીરમાં ગંગા નદીમાં હોડી ડૂબતી હતી છતાં બન્ને જણાં મરતાં મરતાં બેસી રહ્યાં. ભુલાયેલી વાત મેં તને તાજી કરી આપી તેને માટે મને ક્ષમા કરજે. હવે મારે કાંઇ વિશેષ કહેવાનું નથી. હું જાઉં છું." એમ બોલીને સુરેશ વેગભર્યો ત્યાંથી પાછો ફર્યો અને ચાલ્યો ગયો.

---

## ૩ કેદારબાબુનું ઘર

સુરેશ જો કે શરીરે અસાધારણ બળવાળો હતો, છતાં એનું અંતર કોમળ અને સ્નેહશીલ હતું. કોઇને પણ દુઃખી દેખાને કે સાંભળીને એનું અંતર ચીરાઇ જતું. પારકાને દુઃખે પણ એને રડવું આવી જતું. અરે નાનપણમા તો એક, માખી સરખીને પણ મારવાનો એનો જીવ ચાલતો નહિ. જૈનોની દેખાદેખી એ પણ નિશાળે જતી વખતે ગજવામાં લોટ અને ખાંડનાં પડીકાં લઇ જતો, અને રસ્તામાં ઝાડ આગળ કીડીઓનાં દર ખોળીને ત્યાં લોટ અને ખાંડ વેરતો. જીવનમાં એણે કેટલીવાર મત્સ્ય માંસ તજ્યાં અને લીધાં તેની ગણતરી નહોતી. એનો જેના ઉપર સ્નેહ હોય તેને માટે એણે શું કર્યું અને શું કરશે, તેનું અનુમાન પણ થઇ શકે એમ નહોતું. મહિમ જ્યારે સ્કૂલમાં ભણતો હતો, ત્યારે એના વર્ગમાં એ સૌથી

સારો છોકરો ગણાતો હતો. થીંગડાંવાળો લાંબો જામા જેવો કોટ એ પહેરતો હતો. પગમાં ફાટેલા જોડા, સુકાઇ ગએલું એનું શરીર અને મ્લાન મુખ, આવો ગરીબડા જેવો એનો વેષ જોઇને સુરેશ એના તરફ આકર્ષાયો. પછી તો અલ્પ સમયમાં ભરતીનાં પાણીની માફક આ આકર્ષણ ઘણું વધી ગયું. તે એટલે સુધી કે એમની શાળામાં એ બન્ને જણ વિદ્યાર્થીઓની વાતના વિષય થઇ પડયા. મહિમે પરીક્ષા પાસ કરીને સ્કૉલરશીપ મેળવી. આ સ્કૉલરશીપના ચાર રૂપીયાપરજ એ કલકત્તે આવ્યો: અને પોતાના ગામનો એક મોદી કલકત્તામાં દુકાન માંડીને રહ્યો હતો, તેને ત્યાં રહીને એણે અભ્યાસ કરવા માંડયો.

સુરેશ મહિમને પોતાને ઘેર આવીને રહેવાનો અનેકવાર આગ્રહ કરવા લાગ્યો પરંતુ કોઇપણ પ્રકારે એ એને મનાવી શકયો નહી. અહીંયાં કોઇવાર એને અડધા ભુખ્યા રહેવું પડતું, કોઇવાર ઉપવાસ પણ કરવા પડતા. આવી મુશ્કેલીઓ વેઠીને પણ એણે પોતાનો અભ્યાસ જારી રાખ્યો અને એન્ટ્રાન્સમાં પાસ થયો. આ પછીની ઘટના તો અમે પાછળના પરિચ્છેદમાં જણાવી ગયા છીએ.

તે દિવસ પછી લગભગ અઠવાડીઆ સુધી સુરેશે મહિમને દીઠો નહી એટલે એ એને ત્યાં ગયો. આજે તહેવાર હોવાથી સ્કૂલો અને કૉલેજોમાં રજા હતી. સુરેશ મહિમને ઘેર આવ્યો ત્યારે એને ખબર મળી કે એ તો આજે સવારનો બહાર ગયો છે અને હજુ પાછો આવ્યો જ નથી. સુરેશ સમજી ગયો કે આજે રજા છે એટલે એ કેદાર બાબુને ઘેરજ ગયેલો હોવો જોઇએ.

એક સામાન્ય સ્ત્રીના મોહમાં એ નિર્લજ્જે પોતાના બાલસખાની પણ મર્યાદા સાચવી નહિ. એનાથી એક અઠવાડીઉં પણ

ધીરજ રાખી શકાઇ નહી—આવા વિચારે એક મુહૂર્ત માત્રમાં સુરેશનો દ્વેષવન્હિ ઓચીતો એની છાતીમાં પ્રજ્વલી ઉઠયો. ક્ષણવાર વિચાર કરીને એ ગાડીમાં બેઠો અને સીધી પટલડાંગાર તરફ ગાડી લઇ જવાને એણે ગાડીવાનને હુકમ કર્યો. ગાડી ચાલવા લાગી અને એની વિચારશ્રેણી વધવા લાગી. " ખરેખર એ બેવફા છે, કૃતઘ્ન છે એક સાધારણ સ્ત્રીની ખાતર એ પોતાના પ્રાણને ધન્ય માને છે. પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં જેણે બબ્બેવાર એને ઠેકાણે આણેલો છે તેનું એ જરા પણ માન ન રાખે? "

કેદાર મુખીયાનું સરનામું સુરેશ જાણતો હતો એટલે એક બે જણને પૂછવાથી એને તેમના ઘરનો પત્તો લાગી ગયો. એ ઝટ લઇને ગાડીમાંથી ઉતરી પડયો. નીચે બેઠેલા નોકરને પૂછીને સીધો મેડા ઉપર ચઢી ગયો અને પ્રધાન ખંડમાં પહોંચી ગયો. ભૂમિ ઉપર સેતરંજી પાથરેલી હતી. એક વયોવૃદ્ધ ગૃહસ્થ તકીએ અઢેલીને ત્યાં બેઠા બેઠા વર્તમાન પત્ર વાંચતા હતા. તેમણે વર્તમાન પત્રમાંથી ડોકું ઉંચું કરીને જોયું. સુરેશે તેમને નમસ્કાર કર્યા અને પોતાનો પરિચય કરાવ્યો. એ બોલ્યો " જી, મારૂં નામ શ્રીસુરેશચંદ્ર વંદ્યોપાધ્યાય છે. હું મહિમનો બાલસ્નેહી છું."

વૃધ્ધે પ્રતિનમન કર્યું અને ચસમાં કપાળે ચઢાવતા બોલ્યા " બેસો. "

સુરેશ બેઠો. પછી ધીમે રહીને એણે વાત કાઢી "હું મહિમને ત્યાં ગયો હતો, ત્યાંથી ખબર મળી કે એ અહીં આવ્યો છે. એટલે મેં વિચાર કર્યો કે ચાલો એ બહાને મહાશયને મળાશે પણ ખરૂં અને એમની સાથે પરિચય પણ થશે. "

વૃદ્ધ બોલ્યા "આપના પધારવાથી હું મને ભાગ્યશાળી માનું છું.

પરંતુ મહિમ તો અહીં દસ બાર દિવસથી આવ્યાજ નથી. આજે સવારેજ મેં એમને સંભાર્યા હતા. ત્યારે એ ક્યાં ઉપડ્યા હશે ?"

સુરેશ વૃદ્ધનું કહેવું સાંભળી આશ્ચર્ય પામતો બોલ્યો " પણ એના પડોશીએ તો મને કહ્યું કે—"

વૃદ્ધ બોલ્યા " કાંઈ બીજે ગયા હશે, ચાલો એમના સુખ સમાચાર સાંભળ્યા એટલે નિશ્ચિંત."

અહીં આવતાં આવતાં સુરેશે માર્ગમાં પોતાના મનમાં અનેક તર્ક કુતર્ક કર્યા હતા અને મન સાથે કેટલાક ઉદ્ધત સંકલ્પો પણ કરી દીધા હતા. પરંતુ આ વૃદ્ધની સમીપ આવતાં તે તમામ સરી ગયા. એક પણ ઉદ્ધત સંકલ્પ આ વૃદ્ધ સમક્ષ એ ટકાવી શક્યો નહી. વૃદ્ધની શાંત મુખમુદ્રામાંથી નીકળતા મૃદુ શબ્દોએ સુરેશના અંતરના પરિતાપને શીતલ કરી દીધો. છતાં એ પોતાના સ્વભાવનું વિસ્મરણ ન કરી શક્યો. મનમાં ને મનમાં એ બબડવા લાગ્યો. " વૃદ્ધ ગમે તેવા સારા હોય પણ બ્રહ્મો છે એટલે એમનો આ બધોએ શિષ્ટાચાર માત્ર કૃત્રિમજ. આવું કરીને સામા માણસને ભુલાવવામાં નાખી એ પોતાનું કામ કાઢી લે. તેથી આવા શીકારી પ્રાણી આગળ ભાનભૂલા થઇને પોતાનું કામ ન ભૂલવું જોઇએ. ગમે તે થાય પણ આમના ગ્રાસમાંથી તો મારે મારા મિત્રને મુક્ત કરવોજ પડશે." એણે હવે મુદ્દા ઉપર આવવા માંડ્યું. એ બોલ્યો " મહિમ મારો બાલસ્નેહી છે. એનાથી જાદે મારે બીજું કોઇ નથી. જો આપની આજ્ઞા હોય તો એના સંબંધી આપને હું બે વાત પૂછું."

વૃદ્ધ હસતા હસતા બોલ્યા " આપ ખુશીથી પૂછો. આપનું નામ મેં એમને મુખે સાંભળ્યું છે."

" આપની કન્યાનો વિવાહ આપે મહિમની સાથે નક્કી કરી

દીધા છે ? "

" હા, એક રીતે તો નક્કી થઇ ગયેલો કહેવાય. કેમ વારૂ ? "

" આપ તો બ્રહ્મો છે અને મહિમ તો બ્રહ્મો નથી; છતાંયે એની સાથે વિવાહ કરશો ? "

વૃધ્ધે ઉત્તર ન આપ્યો. સુરેશે કહ્યું " હશે, એ વાત આપણે બાજુએ રાખીએ. પરંતુ તમે શો વિચાર કરીને એની સાથે સંબંધ બાંધવા તૈયાર થયા છો ? સ્ત્રી--પુત્રનું પરિપાલન કરવાની એનામાં યોગ્યતા છે કે નહી, પાડા ગામ કેવું છે, તે તમે જાણો છો. ત્યાંના લોકો બ્રહ્મોથી કેવા વિરુદ્ધ છે, એવા વિરુદ્ધ લોકોના વચમાં અને કાદવીયા ઘરમાં તમારી પુત્રી રહી શકશે ખરી, અને એને જો ત્યાં ન ગોઠયું તો મહિમ શો ઉપાય યોજશે, આ બધો વિચાર આપે કરી જોયો છે ? "

વૃદ્ધ કેદાર મહાશય એકદમ ટટાર બનીને બેઠા થઇ ગયા અને બોલી ઉઠયા " આવું બધું તો મેં કાંઇ સાંભળ્યું નથી. મહિમે તો કોઇ દિવસ આવી વાત કરી નથી. "

" એણે નહી કરી હોય, પણ મેં તો આ બધી વાતનો વિચાર કરી જોયો છે. એને પણ મેં તો કહ્યું હતું, અને આ અપ્રિય પ્રસંગ ટાળવાને માટે જ આજે હું આપની સમક્ષ ઉપસ્થિત થયો છું. આપની કન્યા માટે તો આપ ચિંતા ન કરો. પરંતુ મારો પ્રિય મિત્ર આવા અસહ્ય ભાર પોતાની ખાંધ વહન કરતો પોતાના જીવન પર્યંત જીવતો છતાં મૃત દશા ભોગવે, એવી ઘટના હું કદીએ બનવા દઇશ નહી. "

કેદાર બાબુ આ સાંભળીને પાંડુવર્ણા થઇ ગયા. એમણે પૂછ્યું " આપ બોલ્યા શું સુરેશ બાબુ ? "

"પિતાજી !" બોલતી એક સત્તર અઢાર વર્ષની કન્યા વેગભરી આ ખંડમાં આવતી હતી. પરંતુ પોતાના પિતાની સાથે એક અપરિચિત ગૃહસ્થને બેઠેલો જોઇને એ એકદમ અટકી ગઇ.

કેદારબાબુએ પાછું ફરીને જોયું અને બોલ્યા "કોણ અચલા! આવ બેટા, શરમાઇશ નહી. આ તો આપણા મહિમના પરમ મિત્ર છે."

કન્યા આગળ આવી અને એણે બે હાથ જોડી સુરેશને નમસ્કાર કર્યા. કન્યા ઉજ્વલ શ્યામવર્ણી હતી. ઘાટીલાં અંગવાળી હતી. એના કપોલ, ચિબુક, લલાટ, એનું આખુંયે વદનમંડળ અતિશય સુશોભિત હતું. વળી એ સુકુમાર હતી. એનાં બન્ને નયનમાં બુદ્ધિ ચમકારા મારી રહી હતી. સુરેશને પ્રણામ કરીને એ નજીકજ બેઠી. સુરેશ એના સામું એકીટશે જોઇ રહ્યો. એને જોઇને એ મુગ્ધ બની ગયો. વૃદ્ધ બોલ્યા "મહિમ ક્યાં ગયા છે એ તું જાણે છે બેટા ? હું તો એમને સંભારી સંભારીને ત્રાસ આવી ગયો. એ આવ્યા કેમ નહી ? જો સાંભળ આ ભાઇ શું કહે છે. એ મહિમના મિત્ર થાય છે. કોણ જાણતું હતું કે મહિમ આવો વિશ્વાસઘાતી હશે ! આવો મિથ્યાવાદી હશે ! એના પાડા ગામમાં એનું તો એક ભાગ્યું તુટયુંજ ઘર છે. એના ઘરમાં ખાવાનુંયે શું અને પહેરવાનુંયે શું છે ! અરેરે ! આ કેવું ભયાનક ! આવા દેખીતા સારા લોકના મનમાં પણ વિષ ભરેલું હોય છે !" પિતાનો પ્રસ્તાવ સાંભળી અચલાનું મુખ પાંડુવર્ણું થઇ ગયું. પરંતુ સુરેશના મુખ ઉપર તો જાણે મેશ ચોપડાઇ ગઇ. એ તો લાકડાના પુતળાની માફક નિર્વાક બનીને અચલાના સામું અનિમિષ દૃષ્ટિએ જોતો બેસીજ રહ્યો.

## ૪ મિત્રનો હિતચિંતક

સુરેશ સમજી ગયો હતો કે પોતે કહેલા નિષ્ઠુર સત્યથી અચલાની છાતી આરપાર વીંધાઇ ગઇ હતી; પરંતુ પિતાએ પુત્રીના વીંધાયલા જીગર ઉપર જરાએ દૃષ્ટિપાત કર્યો નહી. ઉલટા એ તો સુરેશ બાબુને ઉદ્દેશીને કહેવા લાગ્યા "સુરેશ બાબુ, તમે તો એક મિત્ર તરીકે તમારૂં કર્તવ્ય કર્યું છે. ભ્રમમાં પડીને યત્કિંચિત્ પણ મારાથી તમારા બોલવામાં અવિશ્વાસ રાખી શકાય એમ નથી. તમારૂં બોલવું ગમે તેવું અપ્રિય હોય, કઠોર હોય, તોપણ એને હું તો સત્યપ્રિયતાજ કહું. એજ યથાર્થ મિત્રપ્રેમ કહી શકાય. માતા પોતાના માંદા બાલકને ખાવાનું ન આપે તો તેમાં બાલક પ્રતિ માતાની નિષ્ઠુરતા કે કઠોરતા છે એમ કોણ કહી શકશે? બાલકને તો લાગે કે માતા કઠોરતા વાપરે છે; પરંતુ માતા તેથી બાલકનું હિત કરતી અટકશે ખરી? સુરેશ બાબુ સત્ય કહું છું, મહિમ અમને આટલો બધો અન્યાય કરશે એવું અમે સ્વપ્ને પણ ધારેલું નહી. આજથી બે વર્ષ ઉપર મહિમ સાથે મારે પ્રથમ પરિચય થયો. એના બોલવા ચાલવામાં અને એની રીતભાતમાં હું મુગ્ધ થઇ ગયો એટલે મેં એને મારે ઘેર આમંત્રણ કર્યું. મેં એને સન્માનથી બોલાવા માંડ્યો અને મારી અચલા જોડે પણ વાતચીતનો પ્રસંગ પડવા દીધો. અમે એની સાથે માયાથી વર્તવા લાગ્યા તેનું એણે અમને આવું પ્રતિફલ આપ્યું. અરે મારા આખાએ જીવનમાં મારી આટલી પ્રવંચના તો કોઇએ પણ કરી જાણી નથી." કેદાર બાબુ આવું બોલતા બોલતા અંતરમાં પ્રજળી ઉઠયા હતા. એ એકદમ ઉભા થઇ ગયા અને વિચારમાંને વિચારમાં આંટા મારવા લાગ્યા. સુરેશ અને અચલા બન્ને નીચું મુખ ઘાલીને મૌન ધારણ કરી બેસી રહ્યાં

હતાં. કેદાર બાબુ આંટા મારતા એકદમ ઉભા રહ્યા અને પુત્રીને ઉદ્દેશીને કહેવા લાગ્યા "નહી નહી અચલા, હવે આવું નહી ચાલવા દઉં. કોઇપણ સંજોગોમાં નહી. સુરેશ બાબુ, જેમ તમે તમારા કર્તવ્યને સર્વથી પ્રધાનપદ આપીને મિત્રનું હિત સાધી રહ્યા છો અને મિત્ર તરીકે તમારી ફરજ બજાવી રહ્યા છો, તેમ મારે પણ તમારૂં દષ્ટાંત મારાં ચક્ષુ સમીપ રાખીને પિતા તરીકેની મારી ફરજ બજાવવી જોઇએ. અત્યાર સુધીનો મહિમ અને અચલાનો સંબંધ જોતાં કોઇ પણ જાતના પ્રત્યક્ષ પ્રમાણ વિના મહિમને માટે મારા ઘરનાં દ્વાર બંધ થાય એ ઠીક કહેવાય નહી. એને માટે મારે કાંઇ આધાર તો જોઇએજ. સુરેશ બાબુ, આથી તમે એમ ન ધારશો કે મને તમારા બોલવામાં વિશ્વાસ નથી; પરંતુ આ તો કર્તવ્યની વાત છે, કેમ બેટા અચલા, તારો શો અભિપ્રાય છે? કાંઇ આધારેથી કામ કરવું એજ વધારે સારૂંને?"

બન્ને જણ મૂક અવસ્થામાં હતાં તેમને તેમ બેસી રહ્યાં. ખરો કે ખોટો કોઇએ પોતાનો અભિપ્રાય પ્રકાશિત કર્યો નહી. કેદાર બાબુ ક્ષણ વાર રાહ જોઇને બોલ્યા "પરંતુ એ પ્રમાણનો ભાર મારે તો તમારેજ શિરે નાખવાનો છે સુરેશ બાબુ. મહિમની સાંસારિક સ્થિતિ જાણવી તો વેગળી રહી, પણ એ કયા ગામનો વતની છે તે પણ અમે તો જાણતા નથી."

એટલામાં નોકરે આવીને ખબર આપી કે નીચે વિકાસબાબુ આવેલા છે. કેદારબાબુ એ સાંભળીને જરા શુષ્ક બની ગયા. બોલ્યા "એમને આજે આવવાનું કાંઇ કારણ નહોતું. ઠીક કહે કે આવે છે." પછી સુરેશ તરફ ફરીને બોલ્યા "સુરેશ બાબુ, પાંચેક મિનીટ બેસજો. બેલા આવ્યા છે તેને વિદાય કરીને આવું છું. તમને ખોટી તો કરૂં છું

પણ માફ કરજો. અચલા, સુરેશ બાબુને મારા મિત્ર તરીકે ગણવાના છે. હું હમણાં પાછો આવું છું." એમ કહીને એ નીચે ગયા.

સુરેશ અને અચલા એકલાં પડયાં. થોડીવાર સુધી એ એક બીજા સામું જોઇ રહ્યાં, પછી બન્ને જણે પોતાની દૃષ્ટિ નીચે ઢાળી દીધી. સુરેશથી બહુ વાર ચુપ ન બેસી રહેવાયું. એ ધીમે રહીને બોલ્યો "અમે બન્ને લંગોટીઆ મિત્ર; પરંતુ એના વ્યવહારથી મારાથી તમારી સમક્ષ લજ્જાને લીધે માથું ઉંચું કરી શકાતું નથી."

અચલા મૃદુ કંઠે બોલી "એમને લીધે તમારે લજ્જા પામવાનું કશું કારણ નથી."

"તમે શું બોલો છો? એનું કપટમય આચરણ, પાખંડીના જેવો એનો વ્યવહાર, એ શું મને ઓછાં લજ્જા પમાડનારાં છે? અને એથી મારે શરમાવાનું નહી તો બીજા કોને હોય કહો જોઇએ. વળી ત્યારે એક બીજો પણ વિચાર કરવાનો રહ્યો. તમારી સાથેના સંબંધની તો એણે મને વાત સરખી પણ કરી નથી. એના અંતરમાં કોણ જાણે શીયે ચોરી હશે?"

"તમે જાણો છો કે અમે બ્રહ્મો છીએ અને અમો સમાજિસ્ટ સાથે તમે સંસર્ગ રાખવા ઇચ્છતા નથી. તેથીજ ઘણું કરીને એમણે તમારી સમક્ષ અમારો ઉલ્લેખ નહી કરેલો."

અચલાનું બોલવું સુરેશને ન રૂચ્યું. અચલા સુરેશને મોઢા મોઢ મહિમનો દોષ છુપાવવાનો અને તેને સંમાર્જન કરવાનો પ્રયત્ન કરે એ સુરેશને જરાએ ગમ્યું નહી. એ શુષ્ક સ્વરે બોલ્યો "તમને એ હકિકત મહિમેજ કહી હશે હું ધારૂં છું."

અચલાએ ડોકું હલાવીને કહ્યું "હા, એમણેજ મને એક દિવસ એ વાત કરેલી."

"ત્યારે તો મારા દોષોનોજ એણે બધો સ્ફોટ કરેલો લાગે છે."

અચલા મ્લાન મુખે લુખું હસતી બોલી "એમાં તમારા દોષનો શો સ્ફોટ છે? દરેક મનુષ્યના સ્વભાવ કાંઇ સરખા હોય છે? એ આપનો સંસર્ગ છોડીને ચાલ્યા ગયા. હવે આપને એમનો સંસર્ગ ઠીક ન લાગે તો તેમાં મને આપનો કશોયે દોષ જણાશે નહી."

આવો ઉત્તર સુરેશે જો કોઇ બીજાને મુખેથી સાંભળ્યો હોત તો જરૂર એ ખડખડીટ હસી પડત. પરંતુ આ ઉત્તર તો એક સંયતવાદિની બ્રાહ્મ મહિલાનેજ મુખેથી સાંભળ્યો. પોતે બ્રહ્મોને તિરસ્કારે છે એ વાત અચલાના જાણવામાં આવી તેથી એનો આનંદ લુપ્ત થઇ ગયો, અને આવી વાટાઘાટમાં એનાથી મૂળ મુદ્દાની વાત પૂછી શકાઇ નહી. મહિમે પોતાના સંબંધમાં અચલાને બીજું શું શું કહ્યું છે તે જાણવાની એની જીજ્ઞાસા તીવ્રતર થઇ ગઇ હતી; પરંતુ અચલા એના આવા ગુપ્ત અભિલાષનું અનુમાન ઘણું કરીને નહી કરી શકી હોય એટલે એ આગળ કશુંએ બોલી નહી,

સુરેશ ખિન્ન થતો બોલ્યો "મને તમારા પ્રત્યે સામાજિક વિદ્વેષ છે કે નહી એની આલોચના મહિમ કરશે, પરંતુ એના ઉપર તો મારો લેશ માત્ર પણ વિદ્વેષ નથી; અને હું આશા રાખું છું કે તમે મારા એ વચનમાં અવિશ્વાસ નહી કરો. હું એનો સાંસારિક પ્રસંગ અહીં ઉકેલત નહી પણ કોઇ દિવસ પાછો મારે મોઢે એ મતો થાય અને સત્ય વાતનો એ અસ્વીકાર કરે."

અચલા સુરેશના મુખ સામું સ્થિર દ્દષ્ટિથી જોતી જરા પણ ચલાયમાન થયા શિવાય અવિચલિત સ્વરે બોલી "પરંતુ કોઇ દિવસ એમણે મિથ્યા ભાષણ કર્યું નથી."

આ સાંભળીને સુરેશ વાસ્તવિક રીતે કહીએ તો હતબુદ્ધ બની

ગયો. કારણ કે અચલા આમ શાંતપણે પણ દઢ રીતે પોતાની સાથે પ્રતિવાદ કરશે એવું એણે એક ક્ષણવાર પણ માનેલું નહી. પરંતુ તે મુહૂર્ત માત્રજ. એના જીવનમાં એ સંયમ શીખ્યો નહોતો એટલે અન્ય ક્ષણે જ આત્મવિસ્મૃત બની જઇને રૂક્ષ સ્વરે એ બોલી ઉઠયો "મારૂં બોલવું ચાલવું ક્ષમા કરશો; પણ મારો તો એ બાલ સખા છે. તમારા કરતાં હું એને ઓછો ઓળખતો નથી. અહીંયાં પોતાની જાતને આવી રીતે બંધનમાં રાખીને એ દશાનો સ્પષ્ટ રીતે અસ્વીકાર કરવો એને હું સત્યવાદીપણું કહી શકતો નથી."

અચલા શાંત અને મૃદુ સ્વરે બોલી "અહીંયાં એમણે પોતાની જાતને બંધનમાં રાખી નથી."

"તમારા પિતા તમને કહેશે. પોતાની હીન અવસ્થા તમારા આગળ ગુપ્ત રાખીને એના શિવાય બીજો કોણ આવી સત્યપ્રિયતા બતાવે? સ્ત્રી પુત્રનું પાલન કરવાની એનામાં શક્તિ નથી એ વાત એણે બીજાને ન કરી હોત તો તેનું કાંઇ નહી, પણ તમારી આગળ તો એણે પાપછુટી વાત કહી જ દેવી જોઇતી હતી." અચલા કાંઇ બોલી નહી. સુરેશે આગળ ચલાવ્યું. "તમે જો એનો આ દોષ જાણતાં હોત, તો સત્ય કહેજો એની સાથે આટલો પરિચય તમે રાખત?"

અચલા જવાબ આપ્યા વિનાજ બેસી રહી. જવાબ ન મળવાથી સુરેશ અધિકતર ઉત્તેજિત બનીને કહેવા લાગ્યો "મારે મોઢેજ એણે કબુલ કરેલું છે કે આ કલકત્તા શહેરમાં તમારૂં ભરણ પોષણ કરવા એ બિલકુલ શક્તિમાન નથી તેમ કલકત્તામાં રહેવાનો એનો વિચાર પણ નથી. એનું ગામ ઘણાજ નિર્જન સ્થળમાં એકલવાયું આવેલું છે. ત્યાંના લોકો બ્રહ્મોસમાજથી તદન વિરુદ્ધ છે. એ વિરુદ્ધ વસ્તીમાં તમને લઈ જઇને નાંખવાનો એનો વિચાર છે. એનું

રહેવાનું ઘર પણ નથું નાનું પડી ગયેલું અને દાદરીયા છે. આવા ઘરમાં તમને એ લઇ જવા માગે છે. કહો આ બધી હકિકત એણે તમને ન કહેવી જોઇએ? આવા દુઃખમાં તમારાથી રહી શકાશે કે કેમ તેની વાટાઘાટ પણ તમારી સાથે એણે ન કરવી જોઇએ ?" આટલું બોલીને પ્રત્યુત્તરની રાહ જોતો એ અચલા સામું જોઇ રહ્યો. અચલા ચિંતિત વદને અધોમુખે સ્થિર ભાવે બેસી રહી હતી. જવાબ નહી મળવાથી વળી એણે આગળ ચલાવ્યું "જુઓ, તમારી આગળ તો હું સત્ય હકિકતજ કહીશ. મારા મિત્રને બચાવવાનો સંકલ્પ કરીનેજ આજે હું અહીં આવ્યો છું. એ વિપદમાં ન આવી પડે એજ મારો ઉદ્દેશ છે. પરંતુ અત્યારે તો એને બચાવવા કરતાં તમને બચાવી લેવાં એજ મારૂં ઉત્તમ કર્તવ્ય થઇ પડયું છે. કારણ કે એણે તો સ્વેચ્છાથી વિપત્તિને ઓરી લીધી છે; પરંતુ તમને તો અંધારામાં રાખીને તમારે માથે એ વિપત્તિ ઓરાઢવા માગે છે. તેથીજ તમારા પિતાએ તમને એ વાત સાબીત કરી આપવાનો ભાર મારે શિરે નાખી દીધો છે. મને મનમાં તો એવું થાય છે કે મિત્રની વિરુદ્ધ પડીને મારે એ ભાર શિરે ઓરી લેવો ઘટતો નથી; પરંતુ તમારી દશા દેખીને મિત્રની વિરુદ્ધ પણ મારે વર્તવું પડે છે; નહીતો ભારે અન્યાય થઇ જાય."

અચલાએ કહ્યું "પણ જ્યારે આ વાત એમના જાણવામાં આવશે ત્યારે એમને દુઃખ નહી થાય ?"

"પણ એમાં બીજો ઉપાય નથી. પાખંડીની માફક એણે તમારી આટલી બધી પ્રવંચના કરી ! મિત્ર હોવો એટલે એના સુખ દુઃખની ચિંતા કરવાનું મને પ્રયોજન છે; પણ મારી મુશ્કેલી એટલીજ છે કે હું એના ગામનું નામ જાણતો નથી. જો કોઇ પણ રીતે

હું એટલું જાણી શકું તો કાલે સવારે હું જાતે ત્યાં ચાલ્યો જાઉં અને બધા પુરાવા લઈને તમારા પિતાની સન્મુખ હાજર થઈને મારા મિત્રે કરેલા પાપનું હું પ્રાયશ્ચિત્ત કરું."

"પરંતુ તમારે આટલી બધી તકલીફ શા માટે વેઠવી પડે ? મારા પિતાને કહો, એ પોતાનાં વિશ્વાસુ માણસને મોકલીને બધી ખબર મંગાવશે. રાજપુર કાંઈ બહુ દૂર નથી."

સુરેશ આશ્ચર્ય પામતો બોલી ઉઠયો "રાજપુર, ત્યારે તો તમે એના ગામનું નામ જાણતાં દેખું. આ સિવાય બીજું કાંઇ જાણો છો ?"

અચલા સહજ ભાવે બોલી "આ મેં કહ્યું તેટલું હું જાણું છું. રાજપુરમાં ઉત્તર પાડામાં એક ડહેલું છે. અંદર સાઠેક ઓરડીઓ હશે. બહાર ચોગાન છે અને એમાં એક નીશાળ પણ છે."

"મહિમની આર્થિક સ્થિતિ કેવી છે ?"

"આપે કહી તેવીજ છે. સાધારણ સ્થિતિ છે. દુઃખે પાપે જયાં ત્યાંથી દહાડા કાઢે."

"ત્યારે તમે બધુંએ જાણો છો."

"આ તો એક દિવસ એમની સાથે હું વાત કરતી હતી ત્યારે એમને પૂછવાથી આટલું જાણ્યું. હવે આપને ખાતરી થઇ હશે કે એ જુઠું બોલ્યા નથી."

સુરેશ કાળુચંટ મોઢું કરીને બોલ્યો "તમે તો બધું જાણો છો. મારા કરતાં પણ વિશેષ જાણો છો એટલે તમારી સાથે એ વિષે વધારે ઉહાપોહ કરવાથી મને વધારે લાભ મળે છે. ત્યારે તો એણે તમને છેતર્યાં નથી."

"હું તો કાંઇક કાંઇક જાણું છું. તમને કાંઇ મારી પાસેથી વધારે જાણવાનું મળ્યું નથી. તમે જેટલું જાણો છો તેટલું બધું અમે જાણતાં નથી. છતાં પણ તમે જો કહો તો જેટલું હું જાણું છું તેટલું મારા પિતાને કહું." સુરેશ ઉદાસ થતો બોલ્યો "જેવી તમારી ઇચ્છા, પરંતુ હવે મારે તો મહિમને મેં દોષ દીધો તેની ક્ષમા માંગવી પડશે. ત્યાર શિવાય મને ઝંપ વળશે નહી."

"એમ કરવાની શી જરૂર છે ?" અચલાએ કહ્યું. સુરેશ વળી ઉશ્કેરાઇ ગયો અને બોલ્યો "કેમ શી જરૂર છે ? મેં વગર જાણે એના ઉપર આજે મિથ્યા આરોપ મુકયો છે. મારો આ કેટલો મોટો અપરાધ! તમારી નજરમાં એ અપરાધ નથી આવતો? એ મિથ્યાવાદી છે, લબાડી છે, છેતરપીંડી કરનારો છે વિગેરે અનેક કટુ વચનો કહેવામાં મેં બાકી રાખી નથી. આ બધા મારા અપરાધોનો સ્વીકાર જો હું એની આગળ ન કરૂં તો પછી મારા પાપનું પરિત્રાણ હું કયાં મેળવીશ!" અચલા કેટલીક વાર ચુપ રહ્યા પછી ધીર રહીને બોલી "સુરેશ બાબુ, એ કશાની જરૂર નથી. પ્રકાશમાંજ ક્ષમા માગી શકાય અને મનમાંને મનમાં તેવી ક્ષમા ન માગી શકાય એ સૂત્રનો હું સ્વીકાર કરતી નથી. તમે ક્ષમા માગવા આવ્યા છો એ સાંભળીને તો એમના જીવને વધારે પરિતાપ થશે. તો પછી તેમ કરવાથી લાભ શો ? હું પિતાજીને પણ કહી દઉં છું કે એમને મોઢે એ તમારી વાત ન કાઢે."

"ઠીક" એમ કહીને સુરેશ કેટલીકવાર કાંઈ પણ બોલ્યા શિવાય અચલાના મુખ સામું જોઇ રહ્યો. આખરે બોલ્યો "એક વાત તો મારા મનમાં ખાસ વસી ગઇ, તે એ કે કોઇ પણ સંજોગોમાં મહિમનું દીલ ન દુઃખાય એજ તમારૂં લક્ષ્યબિંદુ છે. ઠીક, એને

હું કાંઇ નહી કહું. આજ એના સંબંધી એક બે વાત મારા મનમાં ગુંચાયા કરે છે. જો કે તે કહેવાનું મને મન તો નથી થતું, પરંતુ તમને તે કહ્યા શિવાય અહીંથી ચાલ્યા જવું મને યોગ્ય લાગતું નથી."

અચલા સ્નેહ ભાવે દષ્ટિ ઉંચી કરતી બોલી "ઠીક તો કહો."

સુરેશે કહ્યું "એની પાસે જઇને એની ક્ષમા માગવાની તો તમે ના કહો છો. ત્યારે હું તમારીજ ક્ષમા માગું છું અને કહું છું કે મને માફ કરશો." એમ બોલીને બે હાથ જોડતો એ અચલા પાસે ઉભો રહ્યો.

" અરે તમે આ શું કરો છો?" એમ બોલતાં બોલતાં અચલાએ સુરેશના હાથ પકડી લીધા. " આવો વિષમ અન્યાય થતો હશે કે? બોલો તો." એમ બોલતાં બોલતાં અચલાનું મુખ લજ્જાને લીધે રાતું રાતું થઇ ગયું.

સુરેશે પોતાનાં સર્વ અંગોમાં રોમાંચ અનુભવ્યો. અચલાના કરનો આશ્ચર્યકારક સ્પર્શ અને એ લજ્જાવનત રતુમડા મુખની દીપ્તિમતી રતાશે પલકવાર સુરેશને વિવશ બનાવી દીધો. અચલાના લજ્જાવનત મુખ સામું એ ઘડીવાર સ્તબ્ધ બનીને જોઇ રહ્યો પછી પરવશતા અનુભવતો એ ધીરે ધીરે બોલ્યો " ના, મેં કશાયે અન્યાય કર્યો નથી. ઉલટું મેં સહસ્ર કોટિ અન્યાય કર્યા છે તેમાં આ તો મારૂં એક સત્કાર્ય છે. તમારી ક્ષમા માગવાથી મારા મનનો ક્ષોભ ધોવાઇ ગયો છે. "

અચલા બી'તી બી'તી બોલી " આપે તો એમને બબ્બેવાર મૃત્યુના મુખમાંથી બચાવ્યા છે. "

" એ તમે જાણો છો ?

" જાણું છું. તમારા જેવા મિત્ર એમને બીજા કોણુ છે ? "

" ના, ઘણું કરીને તો મારા શિવાય બીજો કોઇ નથી. એજ કારણથી અમે બન્ને જણા—"

આ સાંભળીને અચલાના મુખ ઉપર રતાશ ચઢી આવી અને સુરેશનું અધુરૂં રહેલું વાકય પુરૂં કરતી એ બોલી " મિત્ર થઇ રહ્યા છો. તમે એમને મૃત્યુના મુખમાંથી પાછા ખેંચી લાવ્યા છો એટલે તમારે હાથે તો એમને અન્યાય થવાનો જરાએ સંભવ નથી; માટે તમારે મનમાં ક્ષોભ લાવવાનીયે જરૂર નથી, તેમ લજ્જીત થવાનુંયે તમારે કારણ નથી. છતાં તમને ક્ષમા છે એ શબ્દો સાંભળવાથીજ તમને તૃપ્તિ થાય એમ હોય તો હું તેમ કરવા પણ રાજી છું. "

" ના કાંઇ જરૂર નથી. " એમ બોલીને સુરેશ ઉઠીને ઉભો થયો. જતાં જતાં બોલ્યો " તમારા પિતા સાથે ઝાઝી વાત થઇ શકી નહી. ઘણું કરીને એ કામમાં રોકાયલા છે. મહિમની સાથે વળી કોઇ વાર આવીશ. ચાલો નમસ્કાર. "

અચલા સ્મિત કરતી બોલી " નમસ્કાર. એમની સાથે અહીં આવશો એ તો જાણે ઠીક; પણ એકલા અવશો તો કાંઇ મનાઇ નથી."

" સાચું કહો છો ? " " સાચું કહું છું. "

" ત્યારે તો મારાં અહોભાગ્ય ! " એમ બોલતો સુરેશ એક વાર ફરીથી અચલાને નમસ્કાર કરીને ચાલ્યો ગયો.

---

## ૫ મિત્રોની વાતચિત

ઘરમાંથી સુરેશ બહાર નીકળ્યો એટલે એનું આખું શરીર અને મન ભમી જવા લાગ્યું. આકાશનો પ્રખર તેજવાળો સૂર્ય એને નિસ્તેજ ભાસવા લાગ્યો, એણે ગાડીવાળાને વિદાય કર્યો અને પગે ચાલતો માર્ગ કાપવા લાગ્યો. કલકત્તાના એક ઘણા બીડ અને

કોલાહલવાળા રાજમાર્ગમાં ચાલતાં ચાલતાં એ ઘણા ઉંડા વિચારમાં નિમગ્ન થઇ ગયો.

અચલાનું મુખ, એનાં અવયવ, એની ભાષા, એનું બોલવું ચાલવું એ તમામ એક પછી એક એના સ્મૃતિપટ ઉપર આવી આવીને અનુક્રમે ખડાં થવા લગ્યાં. તેના આગળ પોતે કાંઈ હીસાબમાં નથી એમ એને લાગવા માંડ્યું.

અચલાના મુખ ઉપર કાંઇ અલૌકિક સૌન્દર્ય નહોતું ચમકતું. તેમ એના બોલવામાં, એના વર્તનમાં, એના જ્ઞાનમાં, એની બુદ્ધિમાં કાંઇ અસાધારણપણું પણ નહોતું જણાતું; છતાં એનીજ મૂર્તિનું ધ્યાન એનું મન કેમ ધરી રહ્યું હશે ?

એણે અત્યાર સુધી કોઇનામાં નહી જોયેલું એવું વિસ્મય પમાડે તેવું કાંઇક અચલામાં જોયું હતું એથી એ પોતાના મનને પ્રશ્ન કરી રહ્યો હતો. "એ વિસ્મયજનક વસ્તુ શી હશે, શાથી હશે ? એવી એનામાં કઇ વસ્તુ હશે કે જેણે મને આટલો પરાસ્ત કરી નાખ્યો છે, જેણે મારો પરાજય કરી દીધો છે ?"

આજે આ તરુણીમાં એણે એવું તે શું જોયું હશે, કે જેથી એણે પોતાની જાતને તેના કરતાં હલકી માની. એણે શું પોતાના અંતરમાં કાંઈ બેમાલૂમ સાર્થકતા અનુભવી હશે ? અત્યાર સુધી આ કન્યા સાથે સાચો પરિચય કરવાનું એને સૌભાગ્ય પ્રાપ્ત થયું નહોતું એ વાત ખરી, છતાંએ જો એ કન્યા કોઇ પણ પુરુષને પ્રાપ્ત થાય તો એ પુરુષનું એમાં દુર્ભાગ્ય ન કહેવાય એવો તો એના મનમાં કાંઇક વિચાર નહી થયો હોય ?

વિચાર કરતાં કરતાં ઓચીંતાંજ એના વિચારપ્રવાહે એને યોગ્ય સ્થળે આઘાત કરી દીધો. એને વિચાર આવ્યો "વિદ્યામાં,

જ્ઞાનમાં, વયમાં, અરે બધી રીતે એ મારાથી ઉતરતી છે છતાંએ એણે મને આજે આમ પરાજિત કરી દીધો એનું કારણ એનું અસાધારણ સંયમબળજ• છે. એથીજ એ એટલી શાંત હોવા છતાં એટલી મક્કમ હતી અને સર્વ વાત જાણતી છતાં હોઠ સરખો ફ્રાડતી નહોતી. મહિમના સંબંધમાં એક પ્રગલ્ભની પેઠે હું ગમે તેવું બકે ગયો પરંતુ એ તો જરાય ચલાયમાન થઇ નહી, ક્ષણ માત્ર પણ ક્રોધિત થઇ નહી. એણે નીચું મુખ ઘાલીને મારૂં કહેવું સાંભળ્યાજ કર્યું, સહ્યાજ કર્યું; પરંતુ મને ખોટું લાગે તેવું વચન સરખું એણે ઉચ્ચાર્યું નહી. બધોએ સમય એણે પોતાના મનનું દમન કર્યું, મનની વાત મનમાં રાખી, અને જો કે એ બધું જાણતી હતી છતાં એણે મુખમાંથી વરાળ સરખી બહાર પડવા દીધી નથી. મહિમ પ્રતિ એને કેટલો પ્રેમ છે તે એણે જાણવા ન દીધું એ વાત ખરી, પરંતુ એનામાં એની જે અડગ શ્રદ્ધા છે તે તલ માત્ર પણ ઓછી થઇ નથી એ વાત તો એણે સહજભાવે સંક્ષેપમાં જણાવી દીધી. એ વિદ્યા એ મહિમ પાસેથી શીખી અને ઘણી સારી રીતે શિખી.”

આમ સુરેશ બહુ વાર મનમાંને મનમાં બોલવા લાગ્યો. એના પોતાનામાં બાળપણથી સંયમનો અભાવ હતો. એ સંયમ એણે અચલામાં પ્રબળપણે જોયો એટલે એણે મનોમય રીતે આ ગૌરવમયી રમણીના પગ આગળ માથું નમાવીને પોતાની જાતને ધન્ય માની.

રાજ માર્ગમાં તેમ ગલી કુંચીએ ભટકતો ભટકતો સુરેશ થાકીને છેક સંધ્યાકાળે ઘેર પાછો આવ્યો. ઘરમાં જઇને જુવે છે તો મહિમ આંખે હાથ દઇને એક કોચ ઉપર પડેલો હતો. એના આશ્ચર્યનો પાર રહ્યો નહી. મહિમ ઉઠીને બેઠો થયો. સુરેશને કહ્યું "આવી પહોંચ્યો ?"

"હા" એમ કહીને સુરેશ એક ખુરશી ખેંચી લાવીને તેના ઉપર બેઠો.

મહિમ ઘણે વખતે મળે એટલે સુરેશનો આનંદ માતો નહી, પણ આજે એના મુખમાંથી એક શબ્દ પણ નીકળ્યો નહી. મહિમ તેથી વિસ્મય પામતો બોલ્યો "અહીં આવ્યો ત્યારે તો મેં સાંભળ્યું કે તમે તો બહાર ગયા છો. એટલે મેં ધાર્યું કે—"

"દયા કરીને એકવાર દેખા દઉં એમજ કની? કેટલા દિવસે મળ્યો કહે?"

મહિમે હસતાં હસતાં કહ્યું "મળવાનો તો ઘણો વિચાર હતો, પણ સમય મળ્યો નહી." એટલું બોલીને એ ગેસના દીવાના પ્રકાશમાં સુરેશના મુખ સામું જોઇ રહ્યો. એ મુખ મ્લાન થઇ ગયું હતું, કઠિણ ભાવ દર્શાવતું હતું. એને પ્રસન્ન કરવા ખાતર મહિમ સ્નેહભાવે ફરી બોલ્યો.

"સુરેશ, હું તારો અપરાધી છું, મારો અપરાધ હું હજાર વાર સ્વીકાર કરૂં છું; પરંતુ હું શું કરૂં? મને સમયજ મળતો નહોતો. આજ કાલ વાંચવાનું વધારે ચાલે છે. વળી સમય કાઢીને એક બે ટયુશન—"

"ટયુશન આપવા જાય છે

મહિમે એના સવાલનો જવાબ ઉડાવી દઇને સામો પ્રશ્ન કર્યો. "તમે મને ખોળતા હતા તે શું મારૂં કાંઇ ખાસ કામ હતું?"

સુરેશે કહ્યું "હા. તું આજે ન આવ્યો હોત તો હું કાલે સવારે આવવાનો હતો."

મહિમ કારણ જાણવાને માટે જીજ્ઞાસુ નયને સુરેશ સામું

જોઇ રહ્યો. સુરેશ કેટલીકવાર સુધી  પોતાના બુટ સામું જોઇ રહ્યો પછી થાકીને બોલ્યો "તું હમણાંનો કેદાર બાબુને ઘેર નથી ગયો ?"

" ના. "

" કેમ ગયો નથી ? મારે લીધે ? ઠીક, તો હવે હું તને એ તારી પ્રતિજ્ઞામાંથી મુક્ત કરી દઉં છું.   તારી મરજી મુજબ ખુશીથી ત્યાં જજે આવજે. "

મહિમ હસતો હસતો બોલ્યો "મારે ત્યાં ન જવું એવી પ્રતિજ્ઞા કર્યાનું તો મને કાંઇ યાદ આવતું નથી. "

" તો તો ઘણું સારૂં. છતાંએ જો મારા તરફથી તને કાંઇપણ પ્રતિબંધ નડતો હોય તો તે હું ઉઠાવી લઉં છું. "

" આ તે અનુગ્રહ કે નિગ્રહ સુરેશ ? "

" તું શું ધારે છે ? "

" જે લાંબા વખતથી મનમાં રમી રહ્યું છે તે. "

" એનો અર્થ એ કે મારા મનમાં ખોટો ખ્યાલ ઘુસી ગયો છે એજ ને ? તો ઠીક, તું એમ ધારી  . મને એમાં કાંઇ આપત્તિ નડતી નથી. મેં તને જે પ્રતિબંધ કર્યો હતો તે હું દૂર કરૂં છું. "

" પરંતુ તેનું કારણ હું પૂછી શકું ખરો કે નહી ? "

" ખ્યાલનું તે શું કારણ હોઇ શકે ? "

મહિમ ક્ષણવાર મૌન ધારણ કરી બેસી  રહ્યો પછી ગંભીર બનીને  બોલ્યો " પણ સુરેશ, તું ધારે તે વખતે આ સંસારીઓ આપત્તિમાં આવી પડે અને તું ધારે તે વખતે એ તેમાંથી મુક્ત થાય એવું જો હોત. તો ઘણુંજ સારૂં; પરંતુ  વાસ્તવમાં તેમ બની શકતું નથી. તને જ્યાં આપત્તિ ન દેખાતી હોય ત્યાં મને ખાસ જણાય."

" એટલે ? "

"એટલે એજ કે તે દિવસે તેં મને પેલી ભલી મહિલા વિષે જે વાતો કહી તેનો મેં વિચાર કરી જોયો છે. તારી વાતો તો ઠીક છે. તે દિવસે તેં કહ્યું હતું કે એક મહિનાની અંદર હું તારે લાયકની કન્યા ખોળી કાઢીશ, તો તેનું શું થયું ?"

સુરેશે મુખ ઉંચું કરીને જોયું તો મહિમ પોતાનો પરિહાસ કરતો હોય એમ જણાયું. એણે ગંભીર થઇને જવાબ આપ્યો "મહિમ, મેં પણ વિચારી જોયું છે. પણ મને હમણાંની ફુરસદ મળતી નથી." વળી હસીને એ બોલ્યો "પણ જરા ધીરજ રાખ. તેં મારૂં કહ્યું માન્યું અને મારૂં માન રાખ્યું તેથી તને સહસ્ર ધન્યવાદ છે. પરંતુ આજે જો તું મારૂં કહ્યું માને તો કાલે સવારે ત્યાં જરૂર જઇ આવજે."

"ના, કાલે કે પરમદિવસે તો હું ઘેર જવાનો છું."

"પાછો ક્યારે આવવાનો છું ?"

"દસ પંદર દિવસ થાય કે કદાચ મહિનો માસ પણ થાય."

"મહિનો માસ ! ના મહિમ, એમ ન કરીશ." એમ બોલતાં સુરેશ ઉશ્કેરાઇ ગયો. બેઠો હતો ત્યાંથી ઊઠ્યો અને મહિમનો જમણો હાથ ઓચીંતો પોતાના હાથમાં લઇ વળી એ બોલ્યો "હવે મારા અપરાધને વધુ ગંભીર ન બનાવીશ. કાલે સવારે ત્યાં જઈ આવ; એ તો તારા માર્ગની પ્રતીક્ષા કરતી બેસી રહી છે." આટલું બોલતાં બોલતાં એનો સ્વર થરડાઇ ગયો.

મહિમના વિસ્મયની સીમા રહી નહીં. સુરેશનો આવો આકસ્મિક આવેગ, થરડાઇ ગયેલો કંઠસ્વર, એનો આવો અનુરોધ, તેમાંયે વિશેષે કરીને બ્રહ્મો મહિલા સંબંધી એનો સંભ્રમભર્યો ઉલ્લેખ એ બધું જોઇને મહિમ વિહ્વલ થઇ ગયો. કેટલીકવાર સુધી એકદ્દ ષ્ટ-

એ સુરેશ સામું જોઇ રહ્યો; પછી ધીમે રહીને એણે પૂછ્યું "કોણ મારા માગની પ્રતીક્ષા કરતું બેસી રહ્યું છે સુરેશ? કેદાર બાબુની પુત્રી?"

સુરેશ પાછો સ્વસ્થ થતો બોલ્યો "તું કાંઇ જાણતો નથી?" મહિમ કેટલીકવાર સુરેશના મુખ સામું જોઇ રહ્યો. સુરેશ કેદાર બાબુને ઘેર ગયો હતો અને તેની સાથે એણે ઓળખાણ પણ કાઢ્યું છે એવી સંભાવનાનો મહિમના મનમાં ઉદય પણ થયો ન હોતો. થોડીવારે એ બોલ્યો "સુરેશ, આજે હું તારાથી હાર પામ્યો છું. આજનું તારૂં વર્તન મારી બુદ્ધિથી અગમ્ય છે. વહાલો મહિલા મારા માર્ગની પ્રતીક્ષા કરતી બેઠી છે એ તારે મોઢે સાંભળ્યું. મને તો કાંઇ ખબર નથી."

"એક દિવસ તને ખબર પડશે. બોલ, કાલે સવારે મને મળીશ?"

"ના, કાલે નહી મળાય. સવારમાં જ મારે ગામ હું જવાનો છું."

"મિનીટ બે મિનીટ પણ નહી મળે?"

"ના, તેટલીએ નહી. પણ તારે કામ શું છે તે તો કહે."

"વળી કોઇ દિવસ કહીશ. આજે તો નહી. ઠીક ત્યારે હું જઇને તારો વૃત્તાંત બધો કહું?"

મહિમ વધારે આશ્ચર્ય પામતો બોલ્યો "કહેજે, પણ તેને એ સાંભળવાની કાંઇ પડી નથી."

"નહી પડી હોય. પણ હું કહીશ તે સાંભળશે તો ખરાંને?"

"એક જાણું ચોક્કસ સાંભળશે."

"તોયે બસ. તારો મિત્ર છું એમ ધારીને તો સાંભળશેને?"

" હા. "

સુરેશ વળી હસવાની ચેષ્ટા કરતો બોલ્યો "વળી એક જણ તો તને બ્રહ્મોના ઘોરતર વિદ્વેષીનો મિત્ર ગણે છે, ખરું ને ?"

" એ તો તારો પ્રધાન ગર્વ છે સુરેશ. "

" હશે. " એમ કહીને સુરેશ કેટલીકવાર ભૂમિ સામું જોઇ રહ્યો. પછી ઉઠીને ઉભો થયો અને " આજે તો મને બહુ ઉંઘ આવે છે મહિમ, હું તો સુઇ જાઉં છું." એમ બોલીને પ્રધાન ખંડમાંથી બહાર ચાલ્યો ગયો.

---

## ૬ સુરેશનું પ્રાયશ્ચિત્ત

સુરેશને રાત્રે બરોબર નિદ્રા ન આવી. નિદ્રામાંથી એ વારંવાર જાગી ઉઠતો હતો. જેટલી વાર એ જાગ્યો તેટલી વાર એનું મન એને ધિક્કાર આપતું કહેતું "બીજાના શિરની પીડા તું શું કામ તારે માથે ઓ'રી લે છે સુરેશ ? "

સવારમાં એ વહેલો ઉઠયો પરંતુ કોઇ કામમાં એનું ચિત્ત પરોવાયું નહી. જેમતેમ કરી એણે પરવારી લીધું અને ગાડી કરીને એ કેદાર બાબુને ત્યાં જઇ પહોંચ્યો. નોકરે કહ્યું " બાબુ તો અદાલતનું કામ હોવાથી આલિપુર ગયા છે. પાછા ફરતાં એમને ત્રણ ચાર કલાક થશે. " સુરેશ પાછો જતો હતો પણ કાંઇક સાંભરી આવવાથી નોકરને એણે પૂછયું " બન્ને ગયાં છે ? "

નોકર સુરેશનો પ્રશ્ન સમજી શકયો નહી એટલે ડોકું ધુણાવતો બોલ્યો " તેની મને ખબર નથી બાબુ. "

સુરેશ મુશ્કેલીમાં પડી ગયો. ગૃહસ્વામીની ગેરહાજરીમાં તેની યુવાન પુત્રી વિષે પૂછપરછ કરવી એ બ્રહ્મોના શિષ્ટાચાર વિરુદ્ધ

હશે કે કેમ તેનો નિર્ણય એનાથી થઇ શકયો નહી. બાકી એને તો બાબુની યુવાન પુત્રીનુંજ કામ હતું. વિચાર કરીને એ ફરી બોલ્યો " કદાચ બાબુને પાછા આવતાં એટલી બધી વાર ન પણ લાગે; અડધો કલાક હું રાહ જોઉં."

નોકર સુરેશને પ્રધાનખંડમાં લઇ ગયો અને ત્યાં એને બેસાડીને બોલ્યો " દીદી ઠાકુરણ ઘરમાં છે. તમારા આવ્યાની એમને ખબર આપું ? " એમ કહીને ઉત્તરની રાહ જોતો એ ઉભો રહ્યો. સુરેશ બહાર ઉભો હતો ત્યારનો અચલાએ એને દીઠો હતો. સુરેશ નિસ્પૃહ ભાવે બોલ્યો " એમને ખબર આપે, એમ ! ઠીક આપ ખબર. એમની સાથે થોડી વાર વાત કરીશ."

નોકર ચાલ્યો ગયો તેને બહુ વાર નહી થઇ હશે એટલામાં અચલા પ્રધાનખંડમાં પડતા દ્વારનો પડદો દૂર ખસેડીને અંદર આવી. સુરેશ ઉઠીને ઉભો થયો અને બોલ્યો " મહિમ ચાલ્યો ગયો ને ? મેં એને ઘણુંયે કહ્યું કે એકવાર એમને મળીને જા. પણ એણે મારૂં કહેવું સાંભળ્યુંજ નહીને ! એટલો બધો એ—"

એક મુહૂર્ત માત્ર અચલાનું મુખ ફીકકું પડી ગયું: પરંતુ તરતજ શુરેશને પ્રણામ કરીને એ શેતરંજી ઉપર બેઠી પછી મૃદુ સ્વરે બોલી " મને લાગે છે કે એમને ઘણું જરૂરી કામ આવી પડયું હશે: કદાચ કોઇ માંદું સાજું તો એમને ઘેર નથી થયું ? "

અચલાયે સુરેશને નમસ્કાર કર્યા એટલે એણે એને સામા નમસ્કાર કર્યા. પોતે પ્રથમથીજ ઉશ્કેરાઈ જઇને વાત કરવા માંડી છતાં અચલાએ શાંતિથી ધીરે ધીરે ઉત્તર આપવા માંડયા એ જોઇને એ લજ્જીત અને કુંઠિત થઈ ગયો. મહા પરાણે પોતાના કંઠસ્વરને ઠેકાણે લાવતો, શાંતિભાવ દર્શાવતો એ બોલ્યો " જરૂરી કામ આવી

પડ્યું હોય તોયે શું ? એટલું બધું ઘડા ઘડીનું શું કામ હશે કે એ મિનીટ પણ તમારી પાસે આવી ન જવાય ? તમને મળીને ગયો હોત તો શું થઇ જાત ? હવે એ ત્યાંથી ક્યારે પાછો આવશે તેનું પણ શું ઠેકાણું ? વળી તમે જ કહોને કે એને ઘેર બીજું છે કોણ કે તે માંદું સાજું થયું હોય ને એને જવું પડે ? હું તો મરી જાઉં તો પણ આમ કહ્યા વિના તો ન ચાલ્યો જાઉં. "

અચલાના લાજાળુ મુખ ઉપર સ્નેહભર્યું સ્મિત થન ગન થન ગન ખેલી રહ્યું હતું. એ બોલી " આપને વીતી નથી એટલે આમ બોલો છો. બાકી તમે પણ એમની માફક જ કહ્યા વિના ચાલ્યા જાવ એ હું ખાતરીથી કહું છું. "

સુરેશ જોરથી હાથ પછાડતો બોલ્યો " કદી નહી. તમે મને હજી ઓળખ્યો નથી તેથી જ આમ કહો છો. જો ઓળખ્યો હોત તો આમ ન બોલત. "

" ઠીક તો આજથી ઓળખાણ પાડો અને જાણતા હોય તે કહેવા માંડો. કેમ શું કહો છો ? "

" કહેવાનું શું વળી ? ચોક્કસ, એકવાર નહી પણ એકવીસ વાર એ વાત મારે કબુલ. વળી મહિમની માફક હું મિત્રથી કોઇ વાત ગુપ્ત રાખી શકતો નથી, અને ગુપ્ત રાખવાનું હું યોગ્ય પણ ધારતો નથી. તમે કહો છો કે જાણતા હોય તે કહેવા માંડો; પણ હું કહું છું કે તમે ન જાણો એમ બનેજ નહી. કારણ કે તમને મહિમથી પૃથક્ જોવાં એ મારાથી બની શકે તેમ નથી. તમે બન્ને મારી આગળ અભિન્ન છો. "

અચલા શરમાતી હસતી હસતી ડોકું ધુણાવીને કહેવા લાગી

"ઠીક, એ તો જોઇ લેવાશે. પણ તમારી યાચના કરવાનો શુભ દિન ન આવે ત્યાં સુધી તમારા મિત્રને દોષિત ન ઠરાવશો સુરેશબાબુ."

સુરેશ ગંભીર થતો બોલ્યો "જેવી તમારી ઇચ્છા. પરંતુ મારી યાચના કરવાનો શુભ દિન આ જન્મમાં ઉગશે કે કેમ તે શંકાસ્પદ છે. હશે એ વાત જવા દો. આજે હું સવારમાં તમારી પાસે કેમ આવ્યો છું તે જાણો છો? કાલે રાતે મને બીલકુલ ઉંઘ આવી નથી. અને હું જો અહીં ન આવ્યો હોત તો આજે પણ મને ઉંઘ આવત નહીં. મેં ઘણા અપરાધ કર્યાં છે. આજે એ તમામ અપરાધ એક પછી એક મારે તમારા આગળ કબુલ કરવા છે તેટલા માટેજ હું આવ્યો છું."

સુરેશ કેટલો આગ્રહી હતો તે અચલાથી અજાણ્યું ન હોતું, તેથી કાંઇ પણ બોલ્યા શિવાય શંકિત ભાવે એ સુરેશ સામું જોઇ રહી. વળી સુરેશ બોલવા લાગ્યો "કાલે સાંજે હું ઘેર પાછો ફર્યો ત્યારે ઘરમાં મેં મહિમને જોયો. તમે ચોક્કસ જાણો છો કે હું બ્રહ્મોને, બલકે બ્રહ્મોસમાજને સ્નેહની દૃષ્ટિએ જોતો નથી. હું તિરસ્કારની નજરેજ તેમના પ્રતિ જોઉં છું."

અચલા ડોકું ધુણાવતી બોલી "હા, હું જાણું છું."

"જાણો છો તે વાત તો ખરી. પણ એક વાત તમારે ભૂલવી જોઇતી નથી. હું તે વખતે તમને ઓળખતો ન હોતો તેથી મેં મહિમને એવી આજ્ઞા કરી હતી કે એક મહિના સુધી એણે તમારે ત્યાં આવવું નહી. સમજ્યાં?"

અચલા ડોકું ધુણાવતી બોલી "ના. તમે કદાચ એમ ધાર્યું હશે કે એક માસનો અવધિ મને ભૂલી જવાને માટે પુરતો છે, અને એ બાબતમાં વિલંબ થાય એ કામનો નહી."

અચલાએ ઉપલાં વચનથી કરેલા આઘાતને વિનીત ભાવે ઝીલતો સુરેશ બોલ્યો " હું કેટલો બધો મૂર્ખ ! મહિમને એવી આજ્ઞા કરીનેજ હું અટકયો નથી. હું એથી પણ આગળ વધ્યો છું. એને મના કરવા ઉપરાંત હું તમારા વિરુદ્ધ પણ ષડ્યંત્ર રચવા તૈયાર થઇ ગયો હતો. મેં એવી પણ પ્રતિજ્ઞા લીધી હતી કે તે એક માસની અંદર મારે મહિમને ગમે ત્યાંથી બીજી કન્યા શોધી આપવી અને તેની સાથે એનો વિવાહ સંબંધ બાંધી આપવો. આમ કરીને તમારી સાથે સંબંધ બાંધતાં એને અટકાવવાનો મારો પ્રયત્ન હતો. મને એમ થતું હતું કે મારો મિત્ર એક નારીના મોહમાં ફસી જઇને પોતાના સમાજનો ત્યાગ કરે એ તદ્દન અઘટિતજ કહેવાય !"

અચલા નિઃશ્વાસ નાખતી બોલી " પછી ? "

સુરેશ હસતો હસતો બોલ્યો "પછી શું ? હવે તમારે કાંઇ ડર-વાનું નથી. મેં મારા પાપી સંકલ્પનો ત્યાગ કર્યો છે અને તે કહેવા માટેજ આજે હું આવ્યો છું. તમને મળવાને માટે મેં કાલે રાત્રે મહિમને ઘણો આગ્રહ કર્યો. એકવાર એણે મારી અન્યાયી આજ્ઞા પણ માની હતી, પણ કાલે મારી ન્યાયયુક્ત આજ્ઞા પણ એણે માન્ય કરી નહી અને તમને મળ્યા વિનાજ એ કલકત્તાનો ત્યાગ કરી ગયો."

અચલાએ પૂછયું " એનું કાંઈ કારણ જણાય છે ? "

" ના, કામ છે એટલું જ એણે કહ્યું. "

અચલા નિઃશ્વાસ નાખતી બોલવા લાગી "કામ ! કામ ! આટલા વખતથી એમને મોંઢે હું એજ સાંભળું છું; એકજ આચરણ દેખું છું; કામ જ એમનું સર્વસ્વ છે. "

સુરેશે કહ્યું " ત્યારે તો તમને એણે કાંઇ ચીઠી ચીઠી લખી મોકલી હશે. "

અચલા ધીરે ધીરે ડોકું ધુણાવતી બોલી " ના, એમણે ચીઠી ચીઠી તો નથી લખી. "

" ત્યારે શું કામ છે તે એણે કોઇને કહ્યું નહીં. એના સુખ દુઃખમાં, એના સારા ખોટામાં ભાગ લેવા પણ કોઇને બોલાવતો નથી. એકલો એકલોજ ભોગવી લે છે. બડો સ્વાર્થી ! આમ કરી કરીને એણે બાલપણુમાં મને કેટલું બધું દુઃખ આપેલું છે ! અરે એની સીમાજ નથી. નિષ્ઠુર, દિવસોના દિવસો મોઢામાંથી એક શબ્દ પણ બહાર કાઢ્યા શિવાય એ ઉપવાસો ખેંચી કાઢતો. અરે તેને લીધે મને પણ ખાવાનું વિષ જેવું લાગતું. કોઈવાર મારૂં માન રાખવા ખાતર પણ એણે મારા હાથનું કાંઇ ગ્રહણ કર્યું નથી. એ પાષાણને લીધે મને જરાએ સુખ પડયું નહી. એને લીધે તમે પણ શું સુખી થશો ?"

આમ બોલતાં બોલતાં સુરેશની બન્ને આંખોમાંથી ખર ખર ખર કરતાં આંસુ નીકળી પડયાં. બે હાથવડે આંસુ લુછંતો, મહા પરાણે હસતો એ બોલ્યો " જુઓ, બહારથી તો હું ઘણો સખત જણાઉં છું પણ મારૂં અંતર ઘણુંજ દુર્બલ છે. મહિમનો સ્વભાવ મારા કરતાં ઉલટોજ છે છતાં અમારા બેની જેવી મિત્રતા હતી, તેવી મિત્રતા આ સંસારમાં ઘણા ઓછાની હશે. "

અચલા નીચું મુખ રાખીને મૃદુ કંઠે બોલી " એ હું જાણું છું સુરેશ બાબુ. અને એ પણ જાણું છું કે તમારા બન્નેની એ મિત્રતા આજે પણ એવીજ અક્ષય છે. "

શિશુ અવસ્થાની પૂર્વકાળની સ્મૃતિ સુરેશના હૃદયમાં તીવ્રપણે

જાગી ઉઠી. અશ્રુથી રૂંધાયલા કંઠે એ બોલ્યો "તમે એ જાણતાં હો તો અજ્ઞાનને વશ થઇને મેં તમારા પ્રતિ શત્રુતા કેળવીને જે અપરાધ કર્યો છે તે મારી છાતીને વીંધી ન નાખે એવી મને આજે ભિક્ષા આપો."

બોલતાં બોલતાં આવેગથી સુરેશનું હૈયું ફરીથી ભરાઇ આવ્યું. તે જોઇને અચલાનું અંતર પણ વ્યાકુળતાથી વી'હ્લું વી'હ્લું થઇ ગયું. એની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. તેને છુપાવવા એણે પોતાનું મુખ એકદમ પાછું ફેરવ્યું તો દ્વારમાંજ એણે પોતાના પિતાને આવી ઉભેલા જોયા.

કેદારબાબુ સુરેશને જોઇને ખુશી થઈ ગયા અને બોલી ઉઠયા "ઓહો સુરેશબાબુ!"

સુરેશે ઉભા થઇને કેદાર બાબુને પ્રણામ કર્યા. કેદાર બાબુ ઉભા ઉભાજ બોલ્યા "મહિમની કાંઇ ખબર અંતર? એ તો દેખાતોજ નથી."

"ઘણા અગત્યના કામસર એ એને ગામ ગયો છે. એ ખબર કહેવા માટેજ હું આવ્યો છું."

કેદાર બાબુ વિસ્મય પામતા "એને ગામ ગયો છે?" એમ બોલતા વળી ઉઠયા અને કહેવા લાગ્યા "એ એને ગામ ગયો હોય કે ગમે ત્યાં ગયો હોય, મારે એનું હવે કાંઇ કામ નથી; પરંતુ તમે બાબા સુરેશ, જ્યારે ખુશી પડે અને જ્યારે વખત મળે ત્યારે અમારા ઘરના બાલકની માફક અહીં આવજો જજો. અમને ઘણો આનંદ થશે. પરંતુ તમારો એ મિથ્યાચારી બંધુરત્ન હવે કોઇવાર પણ આ ઘરમાં પગ ન મુકે, મુખ ન બતલાવે. કદી એ આવે તો એને સાફ સાફ કહી દેજો; જરાયે શરમ ન રાખશો."

સુરેશ નીચું જોઇ રહ્યો. એના મનનો ભાવ જાણવાનો પ્રયત્ન કરતા કેદાર બાબુ ઉત્સાહમાં આવી જઇને બોલી ઉઠયા " ના ના સુરેશ, તમારે શરમાવાનું બીલકુલ કારણ નથી. ઉલટું તમારૂં કર્તવ્ય કરવામાં તમારૂં ગૌરવ છે. "

પછી પોતાની પુત્રી સામું જોઇને એ બોલ્યા " મને કાલનું એજ આશ્ચર્ય થયા કરે છે અચલા, કે એણે સુરેશની સાથે બાળપણની મિત્રતાનું શું પ્રયોજન રાખ્યું ? આટલા દિવસ એણે શું કામ આવો ઢોંગ કર્યો ?" વળી થોડીવાર શાંત રહીને બોલ્યા " હોય, અમારા જેવા નિર્ધન મનુષ્યોને એ ભૂલી જાય એમાં કાંઇ વિશેષ વાત નથી; પરંતુ મોટી અદ્‌ભૂત વાત તો એ છે કે વાસ્તવિક રીતે જોતાં એ કોણ છે, કેવો છે, એ વાતનો વિચાર મારા જેવા અનુભવી વૃદ્ધના મગજમાં પણ સ્ફુરી શકયો નહિ ! આશ્ચર્ય ! "

સુરેશ જવાબ ન આપી શકયો તેમ કેદાર બાબુનાં મુખ સામું પણ જોઇ શકયો નહી. કેદાર બાબુ થોડીવાર રાહ જોઇને પોતે પહેરેલાં કપડાં પ્રતિ દૃષ્ટિપાત કરતા બોલ્યા " મારે તમને ઘણું પુછવાનું છે બાબા, બેસો હું કપડાં બદલીને આવું છું." એમ કહીને એ બીજા ખંડમાં જતા હતા એટલામાં સુરેશે કહ્યું " મારે પણ હવે જવાનો વખત થયો છે. આજે તો હું જાઉં છું; વળી એકાદ દિવસ આવીશ." એમ કહીને એ પણ કેદાર બાબુની સાથેજ તેમને નમસ્કાર કરીને બહાર નીકળ્યો.

બીજે દિવસે સવારમાં ફરી પાછો સુરેશ ગાડીમાં બેસીને ગઇ કાલનીજ વખતે કેદાર બાબુને ઘેર જઇ પહોંચ્યો.

કેદાર બાબુ હજુ નાહ્યા પણ નહોતા અને જમ્યા પણ નહોતા. અચલા પિતાને કહેતી હતી " ચાલોને પિતાજી, નાહી લો, ખાવાનું

થઇ ગયું છે." એટલામાં સુરેશે ઘરમાં પ્રવેશ કર્યો. સુરેશને જોઇને કેદાર બાબુ રાજી રાજી થઇ ગયા. એમનું નહાવાનું એમને એમ રહ્યું અને એ સુરેશ સાથે વાતો કરવા મંડી પડયા.

કેટલીક આડી તેડી વાતો કરીને સુરેશ ઘેર જવા ઉભો થયો એટલે કેદારબાબુની નજર એના કોરા માથા ઉપર ગઇ. એકાએક એ ક્ષણવાર વિચારમાં પડી ગયા. એ બોલ્યા "સ્નાન ભોજન વિ-ગેરેથી હજુ પરવાર્યા નથી કે શું સુરેશ બાબુ?" સુરેશ હસતો હસતો બોલ્યો "નારે! હજુ મારે વાર છે." કેદાર બાબુ એનું સાંભળ્યા વિનાજ બોલ્યા "ત્યારે અહીંજ સ્નાન ભોજન કરવાનું રાખોને? ચાલો અહીં એક મિનીટની પણ વાર નથી. ચાલો, સ્નાન કરી લો, આપણે જમી લઇએ. બેટા અચલા, ઉતાવળ કર. બાર તો વાગી ગયા છે." પછી નોકર વિગેરેને બુમો પાડતા પાડતા એ ખંડની બહાર ગયા.

અચલા કાંઇપણ બોલ્યા શિવાય આટલીવાર ઉભી રહી હતી. પિતાના ગયા પછી એણે ધીરે રહીને સુરેશને પૂછ્યું "તમે અમારે ત્યાં ભોજન લઇ શકશો?"

સુરેશ અચલા સામું કેટલીકવાર સ્થિર દૃષ્ટિથી જોઇ રહ્યો પછી બોલ્યો "તમે શું કહ્યું?"

"તમે બ્રહ્મોને ઘેર તો જમતા નથી."

"ના નથી જમતો; પણ તમારે ત્યાં જમીશ. તમને એમ લાગતું હશે કે હું મશ્કરી કરૂં છું; પણ ના, તેમ નથી. તમારા હાથની રસોઇ હું જરૂર જમીશ."

એમ બોલીને એ જોઇ રહ્યો. અચલા નીચું મોઢું રાખીને હસ્યા કરતી હતી. હસવું છુપાવીને એ બોલી "ખરેખર, મેં તો એમજ

ધાર્યું કે તમે મશ્કરી કરો છો. ગઈ કાલ સુધી આ ઘરમાં ખાવા બેસવામાં તમે ખરેખર ઘૃણા માનતા હતા. તમારી ઘૃણાની અવધિ નહોતી. આજ એજ ઘરમાં અમારૂં અડકેલું જમવાની તમને કેમ વૃત્તિ થઈ આવી તે મારાથી નથી કળી શકાતું સુરેશ બાબુ!"

સુરેશનું મુખ મ્લાન થઇ ગયું. વ્યથિત સ્વરે એ બોલ્યો "ત્યારે અત્યાર સુધી તમે શું એમ ધારતાં હતાં કે તમારા હાથનું જમવામાં મને ઘૃણા થતી હતી?"

અચલાયે કહ્યું "હા, સ્વાભાવિક રીતે જ એવું ધારી લેવાય સુરેશબાબુ. તમારા જેવા ઉચ્ચ શિક્ષણ પામેલા સારા માણસ ઘણા કાળથી દૃઢ થઈ ગયેલા પોતાના સામાજિક સંસ્કારને આમ એકાએક તિલાંજલિ આપે એ શું કોઈના પણ માન્યામાં આવે? એ માનવું કાંઇ સહજ છે?"

"ના, સહજ તો નથી. પણ વિનાકારણ તિલાંજલિ આપી એમ તમે શાથી ધાર્યું? કારણ છે જ." એમ બોલીને સુરેશ અચલા સામું જોઇ રહ્યો. અચલા આ જવાબ સાંભળીને વિસ્મિત થઇ ગઈ. પોતાના બોલવાથી અચલાને આઘાત થયો છે એ વાત એના મુખના ભાવ ઉપરથી સુરેશ સ્પષ્ટ સમજી ગયો તેથી એને એક પ્રકારનો હિંસ્ર આનંદ પણ થયો.

આ આઘાતે એકાએક અચલાના આખા વદનમંડળને એક મુહૂર્ત માત્રમાં છાઈ દીધું અને એના મુખને શુષ્ક કરી નાખ્યું. અંતરની પીડા અંતરમાંજ શમાવીને વાતને રહસ્યાલાપમાં પલટાવતી અચલા ખડખડાટ હસી પડીને બોલી "તોપણ તમારા જેવા કઠોર પ્રતિજ્ઞા કરનારાઓ—" સુરેશ બોલ્યો "હા તિલાંજલિ આપે જ.-" બોલતાં બોલતાં એનો સ્વર થરડાઈ ગયો. વળી એ બોલ્યો "તમે

તો એક દિવસની વાત કહી, પણુ જાણો છો એક દિવસમાં તો ભૂકંપથી આખી દુનિયા પાતાળમાં ગરક થઇ જાય છે. એક દિવસ એ કાંઇ ઓછો સમય ન કહેવાય." એમ બોલીને અનિમિષ લોચને એ અચલા સામું જોઇ રહ્યો. અચલા ભય પામી ઉઠી. આ શું? સુરેશના મુખ ઉપર એકાએક પાંડુરતા પ્રસરી રહી. એનું માથું અને કપાળ બન્ને ધમધમ થઇ રહ્યાં. એની બન્ને આંખોમાં બળતરા ઉઠી રહી. એ ગરમ ગરમ થઈ ગયો. આજે અત્યાર સુધી એ નાહ્યો પણુ નહોતો, જમ્યો પણુ નહોતો. ગઇ રાતે એને પુરી નિદ્રા પણુ આવી નહોતી. એના પગ નીચેની ધરતી પણુ અત્યારે ધ્રુજી રહી હતી. લાલ લાલ ડોળા ઘુરકાવતો એ બોલ્યો "બ્રહ્મોની હું ઘૃણા કરૂં છું કે નહી તેનો જવાબ હું બ્રહ્મોને આપીશ; પરંતુ તમે તો મારી નજરમાં તેમના કરતાં કેટલાં બધાં ચઢીયાતાં છો!" અત્યારના સુરેશના ઉન્માદભર્યા બોલથી અચલા ભયથી ધ્રુજી ઉઠી અને કોઈ પણુ રીતે આ પ્રસંગને ટાળી નાખવા માટે એ ભયભીત થતી બોલી "નોકરને—" એના આવા અસ્ફુટ પણુ મૃદુ બોલથી તપી ગયેલો સુરેશ કાંઇક ઠંડો પડયો; પણુ એ તીવ્ર સ્વરે બોલ્યો "એ દિવસનો પરિચય! તેમાં શું? પણુ જાણો છો અચલા? દિવસ, કલાક, મિનીટનું માપ મહિમને હશે પણુ સુરેશને નથી.એ તો સ્થાન કાલથી અતીત! તમે ધરતીકંપ જોયો છે? આ પૃથ્વીને ગ્રસી જાય–" શિકારીથી ભય પામેલી હરણીની માફક આંખના પલકારામાં અચલા ઉઠીને એકદમ ઉભી થઇ ગઇ. "તમારા સ્નાન માટે જોગવાઇ કરૂં" એમ બોલતી એ જેવી આગળ પગલું માંડવા જાય છે તેવોજ સુરેશ ઉભો થઈ ગયો, એકદમ એની સન્મુખ આવ્યો અને એનો ડાબો હાથ પકડીને એણે ખેંચ્યો. એણે આમ ઉન્મત્ત થઇને એકાએક

અચલાનો હાથ ખેંચ્યો એ એના જેવી અબળા શી રીતે સહી શકે? એના જોર આગળ એ ક્યાં ટકી શકે? એ અબળાઇ પડી સુરેશના શરીર ઉપર આવીને પડી; અને એના કંપી ગયેલા હોઠમાંથી આર્ત સ્વરે "ઓ બાપરે" એવા અસ્ફુટ શબ્દો નીકળ્યા ન નીકળ્યા એટલામાં તો સુરેશે બળ કરીને એના બન્ને હાથ પોતાની છાતી ઉપર ખેંચી લીધા અને કહ્યું "અચલા!"

અચલા અર્ધમૂર્છિત અને અર્ધચેતન દશામાં માયાથી મુગ્ધ બનેલાની માફક ટગર ટગર જોઇ રહી. સુરેશ પણ થોડીવાર ન બોલી શકયો. એના પિપાસાદગ્ધ અધરોષ્ઠમાંથી ઉની ઉની વરાળો નીકળવા માંડી.

કેટલીકવાર આ પ્રમાણે શાંત રહ્યા પછી સુરેશ ફરીથી અચ-લાના બન્ને હાથ પોતાની છાતી ઉપર દબાવીને ઉચ્છ્વાસ લેતો બોલવા લાગ્યો "અચલા! ધરતીકંપની માફક મારી છાતી પણ કેવી ધડક ધડક પ્રચંડપણે ધડકી રહી છે તે તારા હસ્તસ્પર્શથી તપાસી જો. આ છાતીની ભીતરમાં કેવું ભીષણ તાંડવ ચાલી રહ્યું છે તેનો અનુભવ કર જો, ધરતીકંપથી આ હૃદયકંપ તને કોઇ રીતેયે ઓછો લાગે છે? બોલ, અચલા બોલ. પૃથ્વીમાં જેટલી જાતો, જેટલા ધર્મ, જેટલા મતમતાંતરો છે, તે તમામ આ વિપ્લવમાં ડુબીને રસાતાલ ન જાય?"

"છોડી દો—પિતાજી આવે છે" બોલતી અચલા બળ કરીને સુરેશનો હાથ છોડવીને છુટી થઇ અને જાણે કાંઇજ બન્યું નથી એવો મુખ ઉપર શાંતિભાવ ધારણ કરતી એ પોતાની જગ્યાએ જઇને બેઠી. બીજી જ ક્ષણે કેદારબાબુ આવી પહોંચ્યા.

"આજે મોડું થઇ ગયું. નોકર પણ નથી. ઘડીએ ઘડીએ

ક્યાં જાય છે તેનું પણ ઠેકાણું નહી. બેટા અચલા,—આ શું? કેમ તારી પ્રકુતિ અસ્વસ્થ છે? કેમ તારૂં મુખ ફીક્કું પડી ગયું છે?" અચલા મહાપરાણે હસવાની ચેષ્ટા કરતી બોલી "ના, પિતાજી અસ્વસ્થ શાની?"

"માથું બાથું દુઃખે છે? ગરમી ઘણી પડે છે તેથી—"

"નારે, મારૂં શરીર સારૂં છે પિતાજી. મને કાંઇ થયું નથી."

કેદારબાબુને અચલાના બોલવાથી શાંતિ વળી. "તો તો સારૂં. તારા મુખ ઉપરથી મને ભય જેવું લાગ્યું હતું. ત્યારે તો બેટા તું હવે તપાસ કર, જો—"

"પિતાજી એક મિનીટમાં હું બધી જોગવાઇ કરી દઉં છું. હું તો સુરેશબાબુને એમ પૂછની હતી કે આપણે ત્યાં ભોજન કરવામાં એમને બાધ તો નહી નડને?"

કેદારબાબુ આશ્ચર્ય પામતા બોલ્યા "એમાં બાધ શાનો નડવાનો છે? ના ના સુરેશ, તમારે જુદાઇ ગણવાની નથી. તમને હું મારા પુત્ર જેવા ગણું છું. આ તમારૂં જ ઘર છે." પછી પોતાની પુત્રી સામું જોઇને કેદારબાબુ સગર્વ બોલ્યા "જો તેમ ન હોય તો મારો ઉદ્ધાર કરવા ભગવાન એમને અહીં મોકલે ક્યાંથી? હશે બાબા, હવે વિલંબ કરવો કામનો નથી. ચાલો મારી સાથે હું તમને સ્નાનગૃહ બતાવું." કેદાર બાબુ આવ્યા અને આટલું ભાષણ કર્યું પરંતુ સુરેશ તો એ આવ્યા ત્યારથી માથું નીચું ઘાલીને જ બેસી રહ્યો હતો. ઉંચું જોવાની એ જરા પણ હિંમત કરી શક્યો નહી.

અચલાયે કહ્યું "પિતાજી, આટલો બધો આગ્રહ શું કામ કરવો પડે? આપણા બ્રહ્મોના ઘરમાં જમવામાં એમને મોટો બાધ નડે છે; વળી એમને રુચિ ન હોય અને ખાય તો શરીર બગડે."

આ સાંભળી કેદારબાબુ જરા ખીજવાઇ ગયા. કારણ, સુરેશ મોટા ઘરનું સંતાન ! સ્વતંત્ર ! ગાડી વગર ડગલુંયે ભરે નહીં ! તેવાની ખાવા પીવાની કાળજી રાખીને હેને પોતાનો કરી લેવાની એમની ઇચ્છા હતી. સુરેશને આગ્રહ કરતાં કરતાં એમની નજર એના મુખ ઉપર પડી અને એ ચમકી ઉઠયા. " અરે આ શું થયું છે સુરેશ ? તમારૂં મુખમંડળ શુષ્ક બની ગયું છે! શ્યામવર્ણું થઇ ગયું છે ! ઉઠો, ઉઠો, પાણીથી મુખ ધોઇ નાખો. વિલંબ ન કરશો." એમ કહીને સુરેશનો હાથ પકડી કેદાર બાબુ એને જબરજસ્તીથી પોતાની સાથે લઇ ગયા.

---

## ૭ કેદાર બાબુની શેતરંજ

ભોજન વિગેરેથી પરવાર્યા પછી કેદાર બાબુએ સુરેશને પ્રખર તાપમાં બહાર ન નીકળવા દીધો. વિશ્રામ લેવાને બાને એને બપોરનો બધોએ વખત એમણે પોતાના ઘરમાં ગોંધી રાખ્યો. સુરેશ આંખો મીચીને એક કોચ ઉપર પડી રહ્યો પરંતુ એને નામ નિદ્રા ન આવી. બહાર મધ્યાહ્નનો સૂર્ય આકાશમાં પ્રખર તાપે તપી રહ્યો હતો. ઘરમાં સુરેશના અંતરની ગ્લાનિ બહારના સૂર્ય કરતાં પણ ભીષણ તાપથી એના અંતરમાં તપી રહી હતી. આમ બંને અંતર અને બહારના તાપથી સુરેશ અધમુઓ થઇ ગયો હતો. આખરે કંટાળીને એ પલંગમાં ઉઠીને બેઠો થઇ ગયો. પાસેની બારી એણે ખોલી નાખી, જોયું તો સાંજ પડવા આવી હતી. કેદાર બાબુ એની પાસે આવ્યા અને મુસકારો કરતાં બોલ્યા " આટલો બધો તાપ કોઇ દિવસ પડયો હતો સુરેશ ? મારી આટલી ઉંમર થઇ પણ કલકત્તામાં કોઇ દિવસ આટલો બધો તાપ પડયો જાણ્યો નથી. કેમ જરા ઉંઘાયું ખરૂં કે નહિ ?"

સુરેશ ડોકું ધુણાવતો બોલ્યો " ના, દિવસે મને ઉંઘ નથી આવતી. "

"ઉંઘવું સારૂંયે નથી. દિવસે ઉંઘવાથી ઉલટું શરીર બગડે છે. તેથીજ હું ત્રણ ચાર વાર ઉઠી ને તમારી પાસે આવીને જોઇ જતો હતો અને નોકરને ટોકી જતો હતો. પણ નોકર એવો સેતાન છે કે જે વખતે તમારી આંખમાં ઉંઘ ભરાતી તેજ વખતે એની આંખ પણ ઉંઘે ઘેરાતી હતી. બહુ સુસ્ત છે એવો એ. તમે જો તાપમાં બહાર નીકળ્યા હોત તો જરૂર માંદા પડત. "

સુરેશ કાંઇ બોલ્યો નહી. કેદાર બાબુએ એક પછી એક ઘરની તમામ બારીઓ ઉઘાડી નાખી અને બેસવા માટે ખુરશીને પાસે ખેંચી લાવતા બોલ્યા " સુરેશબાબુ, મને લાગે છે કે હવે આપણે કુલડીમાં ગોળ ભાગવાનું પ્રયોજન નથી. હવે તો તડ ને ફડ બધીએ બાબત સ્પષ્ટ કરીને મહિમને એક કાગળ લખી દઇએ. કેમ, તમારો શો અભિપ્રાય છે ? "

આ પ્રશ્ને સુરેશની પીઠ ઉપર મરમનો ઘા કર્યો. ચાબુક વાગવાથી જેમ ઘોડો સસણી ઉઠે તેમ સુરેશ ચમકી ઉઠ્યો. કેદાર બાબુએ એ જોયું એટલે બોલ્યા " કર્તવ્ય ગમે તેવું નિષ્ઠુર હોય તોયે કરવું પડે એવું તમેજ અમને શીખવ્યું છે સુરેશ; એટલે હવે તમારાથી પાછું ડગ ન ભરી શકાય. "

સુરેશ થોડીવારે માનનો ભંગ કરતો બોલ્યો " એ તો જાણે ઠીક. પરંતુ આ સંબંધમાં તમારી કન્યાનો પણ અભિપ્રાય લેવો જોઇએ. "

કેદારબાબુ મંદ મંદ હસીને બોલ્યા " એમાં વળી એનો શો અભિપ્રાય લેવો છે ? "

"એજ કે, સ્પષ્ટ શબ્દોમાં મહિમને કાગળ લખી દેવાની વાત એ કબુલ કરશે ?"

કેદારબાબુ સીધો જવાબ દેવાને બદલે જરા આકડૂંઈ ગયા. એ બોલ્યા "એક મોંઢેથી બીજે મોંઢે વાત જાય અને નકામા સવાલ જવાબ કરવા પડે એ બન્ને પક્ષ માટે કષ્ટકર વાત છે. પરંતુ એ મોટી થઈ છે, એને યોગ્ય શિક્ષણ પણ મળ્યું છે; એટલે વાતનો આજના દિવસમાં નીકાલ ન આણી શકાય તો ગાંડાઈ ક્યાં જઈને અટકશે તેો એને પણ વિચાર કરવાનો છે. આજ રાતેજ જે તે એક નિશ્ચય ઉપર આવી જવું જોઈએ."

સુરેશ મ્લાન મુખે બોલ્યો "એટલી બધી શી ઉતાવળ છે ? હજુ બે દિવસ વિચાર કરવો સારો."

"હવે વળી વિચાર શા કરવા રહ્યા ? મારે મારી પુત્રીને એને પલ્લે નથી નાખવી એ નિશ્ચય. એટલે આ વાતનો જેમ શીઘ્ર અંત આવે તેમ વધારે સારૂં."

"પણ વચ્ચે મારૂં નામ લાવવાની શી જરૂર છે ?"

કેદારબાબુ હસતા હસતા બોલ્યા "હું વૃદ્ધ થયો એ વાત ખરી, પણ શું મારામાં એટલી પણ અક્કલ નહી હોય ! તમારૂં નામ હું જરાયે બહાર નહી આવવા દઉં."

સુરેશનો જીવ હવે જરા હેઠો બેઠો. હાશ કરતો એણે શ્વાસ નીચે મુકયો પણ એ કશું બોલી શકયો નહી; ચુપ થઈને બેસી રહ્યો. વળી કેદાર બાબુ બોલ્યા "તમે મારા ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે બાબા, પરંતુ એથી પણ મોટા ઉપકારની અમે બન્ને જણ તમારી પાસે આશા કરીએ છીએ. હું બ્રહ્મો છું એ વાત ખરી, પણ બધા બ્રહ્મો જેવો નહી, તેમાંયે મારી પુત્રી તો

એની માતાની પેઠે અંતરથી સનાતનીજ છે. એને અમારા બ્રહ્મોની કોઇ વાત પસંદ આવતી નથી."

સુરેશ વિસ્મય પામતો ઉંચું મુખ કરીને જોઇ રહ્યો. એને વિસ્મય પામતો જોઇને કેદાર બાબુ કહેવા લાગ્યા " મારી પુત્રીને હવે હું લાંબો કાળ અવિવાહિત રાખી શકું એમ નથી. એ વિષયમાં હું તમારા જેવોજ સંપૂર્ણ સનાતન મતાવલંબી છું. હું એનો થયેલો સંબંધ તોડી નાખું છું, પણ હવે એનો સંબંધ બાંધવાનો ભાર હું તમારે શિરે નાખું છું બાબા. "

" જેવી આજ્ઞા. હું એ બાબતમાં મારાથી બનતું કરી છુટીશ. સુરેશના મુખ ઉપરના ભાવનું નિરીક્ષણ કરતા કરતા કેદારબાબુ સંદિગ્ધ સ્વરે બોલ્યા " અમારા સમાજમાં એને લાયકનો વર હું શોધું છું; પરંતુ હવે મારે એનો વિવાહ શીઘ્ર કરી નાખવો છે એટલે અમારા સમાજમાં શોધ કરવાનું મારે છોડી દેવું પડશે. મારે એક ખાસ વાત કહેવાની છે સુરેશ. " એમ કહીને એ બારી બહાર જોઇ રહ્યા અને પછી સુરેશની વધારે નિકટ જઇને ખુંખારો કરતા એ બોલ્યા " ખાસ વાત એ છે કે, અમારા સમાજમાં ગમે તેવો પાત્ર અને રૂપગુણવાળો મળી આવે, તોપણ તમારા સમાજની માફક તેને આપણે ઘેર તેડીને કન્યા દેવાનું બને તેમ નથી. મારી પુત્રી ઉચ્ચ સંસ્કારમાં ઉછરેલી છે, એને શિક્ષણ પણ સારૂં મળેલું છે; એટલે એના વિરુદ્ધ જઇને હું કાંઇ પણ કરવા માગતો નથી. પરંતુ એ પોતાને મુખે પોતાની ઇચ્છા કહેવાની નથી. આ ક્ષણ પર્યંત એ કોઇના દેખતાં આવી કશી—સમજ્યાને સુરેશ ?" કેદાર બાબુ આમ વાત કરી રહ્યા હતા ત્યારે.સુરેશના મનમાં જુદીજ ગડભાંગ ચાલી રહી હતી. પેલી પ્રણયકથા એના

સ્મૃતિપટ ઉપર તાજી થઇ અને એને આઘાત કરીને અચેતન કરી દીધો. મધ્યાન્હ વેળાનું પોતાના ઉચ્છૃંખલ પ્રણય–નિવેદનનું બીભત્સ આચરણ એને અત્યારે સ્મરણ થઇ આવ્યું હતું; એટલે એ લજ્જિત થઇ ગયો હતો અને તેથી એનું મુખ કાળુંચટ પડી ગયું હતું. સવારનું આવેલું વર્તમાન પત્ર ટેબલ ઉપર પડેલું હતું તે ઉપાડીને એણે તેમાંનું જાહેર ખબરોનું પાનું જોવા માંડયું.

કેદાર બાબુએ સુરેશને વર્તમાન પત્ર વાંચતો જોયો એટલે એમણે એના મનોભાવની કાંઈ જુદીજ કલ્પના કરી દીધી અને મનમાંને મનમાં અત્યંત પુલકિત થવા લાગ્યા. આ સંજોગને સુયોગ ધારી લઇને એમણે પોતાનાં મો'રાંની ચાલ આગળ ચલાવવા માંડી. એ બોલ્યા " મેં ખરેખરા આશ્ચર્યની વાત જોઇ સુરેશ, કોણ જાણે શું હશે કે કોઇ માણુસ સાથે આપણે આખો જન્મારો રહીએ તોયે આપણને તેનામાં તલમાત્ર પણ વિશ્વાસ ન પડે; અને કોઇ માણુસ સાથે માત્ર બેજ કલાકના પરિચયમાં આપણને તેનો એટલો બધો વિશ્વાસ પડી જાય કે તેને આપણો પ્રાણ સોંપતાં પણ આપણે પાછી પાની કરીએ નહીં. મને તો લાગે છે કે આ પરિચય બે કલાકનો નહી પણ એ જન્મજન્માંતરનો પરિચય હોવો જોઇએ. આ તમારોજ દાખલો જુઓને, તમારી સાથે કેટલા વખતનો પરિચય ?"

કેદાર બાબુ એ વાક્ય બોલી રહ્યા એટલામાંજ અચલાએ પ્રવેશ કર્યો. સુરેશે એક પળવાર ઉંચું જોયું અને તરતજ પાછો વર્તમાન પત્રમાં આંખો ફેરવવા લાગ્યો.

" પિતાજી, તમે ચા પીશો કે કોકો ? "

" હું તો કોકોજ પીશ બેટા. "

" સુરેશ બાબુ, તમે તો ચાજ પીશોને ? "

સુરેશે વર્તમાન પત્રમાંજ મોઢું રાખીને જવાબ આપ્યો " હા, મને ચાજ આપજો. "

" તમારી ચામાં ખાંડ વધારે નાંખું કે ઓછી ? "

" બધાની જેવી કરો તેવી મારી કરજોને. "

અચલા એટલું પૂછીને ત્યાંથી ચાલી ગઇ. કેદાર બાબુ વાતનું તુટેલું સૂત્ર સાંધતા ધીમે રહીને બોલ્યા " જુઓને સુરેશ, આ મારી ઘડપણની વેળામાં પણ હું દુઃખમાં આવી પડેલો છું. આ વાત તમારા આગળ હું જરાયે ગુપ્ત રાખી શકતો નથી. નહી તો– અરે, પોતાની દુર્દશા–પોતાની દુરવસ્થા–ની કહાણી કાંઇ પારકાને મોઢે આમ સહજ કહી શકાય ખરી ! જરાયે નહી. અમારાં સગાં સંબંધીને કહેવામાં સંકોચ થાય છે પણ તમને કહેવામાં મને જરાયે સંકોચ થતો નથી. એનું અવશ્ય કાંઇ ગૂઢ કારણ હોવુંજ જોઇએ. "

સુરેશ વિસ્મય પામતો ઉંચું મુખ કરીને જોઇ રહ્યો. કેદાર બાબુએ આગળ ચલાવ્યું " મને તો એમાં પ્રભુનો આદેશ લાગે છે." એમ બોલતાં એમણે ખુરશીના હાથા ઉપર પોતાનો હાથ પછાડયો. એમની આટલી વિસ્તૃત ભૂમિકા થઇ પરંતુ એમની દુર્દશા— દુરવસ્થા શી હશે તેનો અંદાજ સુરેશ ન કાઢી શકયો. તેથી કેદાર બાબુ તેનું જરા વિસ્તારથી વર્ણન કરવા લાગ્યા. ધંધામાં એ પોતે કેવા છેતરાયા, લોકોની કૃતઘ્નતાનો ભોગ કેમ થઇ પડયા, એ આગમમાં એ કેવા પ્રજળી રહ્યા હતા છતાં અવિચલિત ધૈર્યથી એમણે તમામ સહન કર્યું, ધીમે ધીમે માથે દેવું ઉતરોત્તર વધતું ચાલ્યું છતાં પણ પોતાની પુત્રીને શિક્ષણ આપવામાં એમણે દ્રવ્ય ખર્ચવામાં જરાયે પાછી પાની કરી નહી, વિગેરે હકિકત કહી અને બોલ્યા

" હજુ મારા ઉપર પાંચ છ ડીક્રીઓ ઉભી છે; એટલે મારે માથે એ ભય ઝઝુમતો હોવાથી મને ખાવું પીવું, હરવું ફરવું બધું ઝેર જેવું લાગે છે. માગનારાઓ તગાદા કરીને ઘરનું બારણું તોડી પાડે છે એટલે મારૂં જીવન મને ભારરૂપ થઇ પડયું છે. મારાથી હવે કોઇને મોઢું યે બતાવી શકાતું નથી, જવાબ પણ આપી શકતો નથી. આ કલકત્તા શહેરમાં મારે ઘણાએ મિત્રો છે અને કહું તે ઘડીએ એ લોકો રૂપીઆનો ઢગલો કરી દે એમ છે."

એમ બોલતા બોલતા એ અટકી પડયા અને જરા વિચાર કરીને પાછા બોલ્યા " પણ તમને ખબર છે, હું કેમ આવો સંકોચ વેઠું છું ? શ્રી ભગવાનનો મને એવો સ્પષ્ટ આદેશ છે, " એમ બોલીને પરમ ભક્તિભાવથી બન્ને હાથ જોડીને એમણે નમસ્કાર કર્યો.

સુરેશને ભગવાનમાં વિશ્વાસ નહોતો. વૃદ્ધના ઉદ્‌ગાર ઉપર એણે વિશેષ ધ્યાન ન આપ્યું. ધીરે રહીને એણે પૂછ્યું " તમારે કેટલું દેવું છે ?"

" દેવું ? મારે એવો કયો મોટો વેપાર હતો કે ઝાઝું દેવું હોય ? બહુ બહુ તો ત્રણ ચાર હજારનું દેવું હશે. " કેદાર બાબુ આગળ બોલવા જતા હતા એટલામાં અચલા નોકર પાસે એક લાટમાં ચાનો સરંજામ ઉંચકાવીને અને પોતાના હાથમાં ઉકળતા પાણીની કીટલી લઇને આવી પહોંચી.

કેદાર બાબુએ પ્યાલામાંથી એક ચમચો ભરીને કોકો પીધો અને હર્ષમાં આવી જઇને કોકોનો પ્યાલો ટેબલ ઉપર મુકીને કહ્યું " જુઓ સુરેશ, મારા ઉપર પ્રભુની આશ્ચર્ય પમાડે તેવી કૃપા છે. મને તેનો પુરેપુરો અનુભવ થઇ ચુકયો છે. કોઇ અયોગ્ય માણસ પાસે એણે મારી પાસે યાચના કરાવીજ નથી. મહિમને આ વાત

કહેવાનું મને વારંવાર મન થતું, જાણે કહું કહું એમ થયા કરતું હતું; પણ મારાથી કહેવાયુંજ નહી. મેં કહ્યું હોત તો એણે મારે મોઢેજ ધસીને ના કહ્યું હોત એ હવે બધું મને સમજાય છે." એમ બોલીને એકવાર ફરીથી કપાળે હાથ ઠોકતા એમણે પરમાત્માને વિનમ્ર ભાવે દયા આવી જાય તેવી રીતે પ્રણામ કર્યા.

સુરેશ પોતાના ચાના પ્યાલા સામું. સ્થિર દૃષ્ટિએ જોતો બોલ્યો "તમારે પૈસાની ક્યારે જરૂર છે ?"

કેદાર બાબુ કોકોનો પ્યાલો પોતાને મુખે અડકાડતા બોલ્યા "જરૂર મારે તો નથી સુરેશ, જરૂર તમારે—" એમ બોલીને એ ખડખડાટ હસી પડયા. કેદાર બાબુના આવા ભ્રમવાળા વાક્યમાં સુરેશને સમજણ ન પડી એટલે એ ડોકું ઉંચું કરીને જોવા લાગ્યો. અચલા આ બધું જાણવાની ઇચ્છાથી પિતાના મુખ સામું જોઇ રહી હતી. કેદાર બાબુ એક વાર પુત્રીના સામું અને એકવાર સુરેશ સામું જોઇને બોલ્યા " આ વાત સમજવી સહેલી નથી." એમ બોલીને એ ધીમે ધીમે હસવા લાગ્યા.

અચલા અને સુરેશની દષ્ટો દષ્ટ મળી, પણ તે પળ માત્રજ. બીજીજ પળે બન્નેયે પોતાનાં રતુમડાં મુખ નીચે ઢાળી દીધાં.

કોકોના બે પ્યાલા ખાલી કરી રહ્યા પછી કેદાર બાબુને અગત્યનો કાગળ લખવાનું સાંભરી આવ્યું એટલે એ એકદમ ઉઠીને ઉભા થયા અને બોલ્યા " આજે તમને ખાવાનું ઘણું મોડું થઇ ગયું સુરેશ, કાલે સવારે તમારે અહીંજ જમવા આવવાનું છે. " આ પ્રમાણે આમંત્રણ કરીને એ પશ્ચિમ બાજુનું બારણું ઉઘાડી પોતાના ખંડમાં ચાલ્યા ગયા.

કેદારબાબુ બારણું ઉઘાડું રાખીને ગયા એટલે એ બારણા-માંથી અસ્તાચળે જતા સૂર્યનાં કિરણુ અંદર આવવા લાગ્યાં અને સુરેશના મુખ ઉપર પડવા લાગ્યાં. એટલે એણે જરા ડોકું પાછું ફેરવ્યું તો અચલા એના સામું એક દષ્ટિએ જોઇ રહી હતી. એણે એના સામું જોયું એટલે તરત અચલાએ દષ્ટિ નીચી ઢાળી દીધી. ઘડીઆળના ટકટક અવાજ શિવાય હવે આખા ઘરમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી હતી.

## ૮ પૂર્વ જન્મનો પુત્ર

આખરે પ્રસરી રહેલી શાંતિનો ભંગ સુરેશે કર્યો. એ બોલ્યો "કેમ છાના માનાં બેસી રહ્યાં છો ?"

અચલાએ કાંઇ જવાબ દીધો નહી.

સુરેશ ફરી બોલ્યો "તમારા મનમાં ચોક્કસ એવું છે કે હું મોટો રાક્ષસ છું. ઘણું કરીને એકલા બેસી રહેવાનું તમારામાં સાહસ નથી, નહી?" એમ બોલીને એ ખડખડાટ હસી પડયો. અચલાએ મુખ ઉંચું કર્યું જ નહી. મુખ ઉંચું કરીને જો એણે જોયું હોત તો એને જણાત કે સુરેશની આ હસવાની ચેષ્ટા ઉલટું એનું પોતાનું જ અપમાન કરીને એના મુખને લજ્જાથી ઉતારી પાડતી હતી.

આખા ઘરમાં નિસ્તબ્ધ શાંતિ પ્રસરી રહી હતી. દીવાલ ઉપર લટકાવેલી ઘડીઆળનો ટકટક અવાજ પ્રસરી રહેલી શાંતિનું પરિમાણુ કાઢી રહ્યો હતો. આ કઠિણુ શાંતિ સુરેશને અસહ્ય થઇ પડી તેથી જરા ટટાર થઇને એ બોલ્યો "જુઓ, પેલી વાત બની ગઈ ત્યાર પછી મારાથી શરમનું માથું ઉંચું જોવાતું નથી..

વખત ચાલ્યો ગયો અને હું પણ જાઉં છું; પરંતુ તે પહેલાં મારે એક બે વાતોનો ખુલાસો પૂછવાની ઇચ્છા છે. જવાબ દેશોને ? "

અચલાએ ઉંચું જોયું. એની બન્ને આંખ વ્યથાભરી લાગતી હતી. એ બોલી " પૂછો. "

સુરેશે કહ્યું "તમારા પિતાનું દેવું પતાવવાને હું કાલે કે પરમ દિવસે આવીશ, પરંતુ તમને મળવાનું બની શકશે નહી. હું એ જાણવા માગું છું કે અમારા બે જણ વિષે એમનો શો અભિપ્રાય છે તે તમે જાણો છો ?"

અચલાયે જવાબ દીધો " મને એમણે કશું સ્પષ્ટ રીતે કહ્યું નથી. "

" મનેયે કહ્યું નથી. તો પણ મને ખાતરી છે કે એમણે મનેજ—પણ તમે તો એમાં રાજી છોને? "

" ના. " " બીલકુલ નહી ? "

અચલા નીચું જોઇને બોલી " ના. "

" પણ તમારી મહિમ માટેની આશા ન ફળી તો ?"

અચલાએ દૃઢ સ્વરે જવાબ આપો " મારે તેની કાંઇ આશા નથી. "

" તો પણ નહી ? "

અચલાએ દૃઢ થઇને જવાબ આપ્યો. " હા, તોયે નહી. "

સુરેશ ખુરશી ઉપર લાંબો થઇને પડયો અને નિઃશ્વાસ નાખતો બોલ્યો " ઠીક, એ દિશામાં હવે મારે નજર કરવી મટી. બચ્યો. " એમ બોલીને એ થોડીવાર ચુપ રહ્યો. વળી પાછો ટટાર બેસીને બોલ્યો "પણ મને માત્ર એકજ ચિંતા થાય છે. તમારા પિતાનું દેવું પતાવવા કયો માર્ગ ગ્રહણ કરવાનો છે ? "

અચલા બી'તી બી'તી સુરેશ સામું જોતી અચકાતી અચકાતી બોલી " તે તમે ન પતાવશો."

" ન પતાવું ? શું કેમ ન પતાવું ?" એમ બોલીને સુરેશ વ્યગ્ર દષ્ટિએ અચલા સામું જોઇ રહ્યો. અચલા વળી નીચું જોઇ રહી. કેટલીકવાર સુધી પોતાના પ્રશ્નના ઉત્તરની રાહ જોતો સુરેશ હસવા લાગ્યો. એના હસવામાં નહોતો આનંદ કે નહોતી કૃત્રિમતા. એ બોલ્યો "જુઓ, મારી સાથે પરિચય થયો ત્યાં સુધી મારૂં કોઈ આચરણ સારૂં કહેવાતું નહોતું તે હું જાણું છું. પણ હું એવા હલકા મનનો નથી. તમારા પિતાને હું જે પૈસા આપવા માગું છું તે એમને ઉછીના આપવા માગતો નથી. મારે તો એમને એમના સંકટના સમયમાં સહાય કરવી છે તેથી આપવા છે. તમે ગમે તે બોલો, મારે પૈસા આપવા યા ન આપવા તેનો આધાર તમારા બોલવા પર નહી રહે. તેનો આધાર તો લેનાર ઉપર રહેશે. મારે એમને શી રીતે પૈસા આપવા તેનો હું વિચાર કરૂં છું; પરંતુ તે બાબતમાં મારે તમારી સાથે થોડીક વાતચીત કરવાની છે."

" બોલો."

" ઇશ્વર કૃપાથી હું અઢળક સંપત્તિનો માલીક છું એટલે મને પૈસા ઉપર એટલો બધો મોહ કોઇ દિવસ થયો નથી. ચાર હજાર રૂપીઆ તો હું સહેજ વાતમાં ઉડાવી દઉં, અને તમારા સુખની ખાતર તો હું એથી વિશેષની પણ પરવા ન કરૂં. એ તો જાણે બધું ઠીક; પણ મૂળ મુદ્દાની વાત એ છે કે તમારા પિતાની ધારણા એવી છે કે દેવું હાલ આપી દેવાની ઉતાવળ નથી. પણ ગમે ત્યારેયે એકવાર આપી દેવું તો પડશેજને, સમજ્યાંને તમે ?"

અચલા ડોકું હલાવતી બોલી "હા."

"જુઓ, જે તે તડને ફડ કહી નાખવું, મનમાં કાંઇ રાખવું નહી. એમને પૈસા તો જોઇએ છીએ. હવે એ પાછા વાળવાની એમની સ્થિતિ નથી. એમનાથી તે પાછા ન વાળી શકાય તો તેની મને કાંઇ દરકાર નથી. મારે મન તો એ સહજ વાત છે. પરમ દિવસ સુધી એમણે તમારૂં મન પારખ્યું નહોતું તેથી એમનાથી કાંઇ નિશ્ચિત કરીને કહેવાતું નહોતું. સમજ્યાંને?

અચલા નીચું જોઇને બેસી રહી હતી. સુરેશે આગળ ચલાવ્યું "દ્રવ્યના લોભે તમે તણાઇ ગયાં નથી તેથી મારી શ્રદ્ધા ઘણી વધી ગઇ છે. મને કશું અસંભવિત નથી. ઠીક, જાઉં છું." બોલીને સુરેશ ઉઠીને ઉભો થયો અને વળી બોલ્યો "હવે મારે વધુ કહેવાનું રહેતું નથી તોપણ તમારી પાસે એટલી ભિક્ષા માગી લઉં છું કે મારા દોષ, અપરાધ મનમાં ન લાવશો. વાસ્તવિક રીતે હું પિશાચ નથી. સામા માણસને આપણા બોલવામાં વિશ્વાસ ન હોય તો બોલવું વૃથા છે." એમ બોલીને પોતાના બન્ને હાથ જોડી કપાળ ઉપર રાખીને પ્રણામ કરતો સુરેશ ત્યાંથી ઉતાવળે પગલે ચાલ્યો ગયો.

સુરેશને દાદરનાં પગથીયાં ઉતરતો અચલાએ સાંભળ્યો. એ બહાર ચાલ્યો ગયો એટલે અચલાની બન્ને આંખમાંથી ટપટપ કરતાં આંસુ પડવા લાગ્યાં.

કેદાર બાબુ પોતાના કામથી પરવારીને પાછા આવતા હતા. પ્રધાન ખંડમાં પેસતાં પેસતાં એ બોલ્યા "સુરેશ!"

અચલાએ ઝટઝટ કરતાં પોતાની આંખમાંનાં આંસુ લુછી નાખ્યાં અને જવાબ આપ્યો "એ તો હમણાંજ ગયા."

કેદારબાબુ આશ્ચર્ય પામતા બોલ્યા " શું મને મળ્યા વગરજ ચાલ્યા ગયા ? મેં એમને કાલે અહીં જમવાનું કહ્યું છે ને. તેં એમને જતી વેળા યાદ દેવડાવ્યું હતું ? "

અચલા ભોંઠી પડીને બોલી "એ મને યાદ ન રહ્યું પિતાજી ! "

" યાદ ન રહ્યું એ સારૂં ! " એમ બોલતા કેદારબાબુ પાસેની ખુરશી ઉપર ધડ લઇને પડયા. પુત્રીનો કંઠસ્વર કેદારબાબુને જરા ભારે થયેલો જણાયો પણ સંધ્યાકાળના અંધારામાં એ પુત્રીનું મુખ બરાબર જોઇ શકયા નહી એટલે એમના મનમાંથી એ વિચાર સરી ગયો. એ બોલ્યા " હું તો વૃદ્ધ થયો એટલે બધી વાત ભૂલી જાઉં છું. નોકરને ચીઠી લઇને મોકલો. સુરેશનું ઠેકાણું શું ? " આમ બોલતા એ ખુરશીમાંથી ઉભા થવા ગયા.

" તે હું નથી જાણુતી પિતાજી. "

" નથી જાણુતી ? શું કહે છે ? " એમ બોલીને કેદારબાબુ ઉઠતા ઉઠતા પાછા ખુરશીમાં પડયા. પરંતુ ફરી પાછા ખુરશીમાં ટટાર બેઠા અને બોલવા લાગ્યા " તારા હાથ પગ તારે હાથેજ કાપી નાખવા હોય તો ભલે કાપ દીકરા, મને તેની તલમાત્ર પણ દરકાર નથી. જે આપણુને પૈસા આપવાનો વિચાર કરે તે કોણુ છે, કયાં રહે છે તે જાણુવાની પણ તને દરકાર નહી. તારાથી એટલું પૂછી શકાય પણુ નહી ? તું આટલી મોટી થઇ છતાં કેમ આવીને આવી રહી અચલા ? " એમ બોલીને એ દીર્ઘ નિશ્વાસ નાખવા લાગ્યા. માથે પૈસાનું ઋણુ વધી જવાથી ખિન્ન થઇ ગયેલા પિતા હીણુપૈણુાનો અને અસત્યનો દોષ માથે વોરી લઇને પણુ આત્મરક્ષા કરવા તૈયાર થઇ ગયા હતા એ અચલા જોતી હતી; એટલે એનાં મર્મસ્થળ વીંધાઇ જવા લાગ્યાં. પરંતુ શું કે

ચાં કર્યા વિના એણે એ દુઃખ સહન કર્યું અને જાણી જોઇને જ પિતા સાથે પ્રતિવાદ ન કર્યો.

નોકરે ઘરમાં દીવા કર્યા. કેદારબાબુ બોલ્યા "પછી મહિમની તપાસ તો તેં કરીજ નહી. હશે, ન તપાસ કરી એ ઠીકજ કર્યું. ઈશ્વરે જે કર્યું તે સારૂં જ કર્યું. પરંતુ સુરેશની વાત જુદી છે. જોયું ને, ઇશ્વરે એને સ્વહસ્તે પુષ્કળ આપ્યું છે."

અચલાએ ઉંચું મુખ કરીને કહ્યું "સુરેશ બાબુ પાસેથી તમે કરજે રૂપીઆ લેવાના છો પિતાજી?"

કેદારબાબુની ભગવદ્-ભક્તિ આ પ્રશ્નથી જરા વિચલિત થઇ ઉઠી. પુત્રી સામું જોતા એ બોલ્યા "હા, ના, કરજે નહી. બેટા તું જાણે છે, સુરેશ ઘણો સારો છોકરો છે. આ યુગમાં એના જેવા સચ્ચરિત્ર છોકરા દુર્લભ છે. મેં તો એને એકજ જોયો. એની એવી ઇચ્છા છે કે આપણું ઘર દેવામાં નષ્ટ ન થઇ જવું જોઇએ. તારામાં જો વિચાર શક્તિ હોય તો વિચાર કરી જો. હું હવે કેટલા દિવસ છું? સમજીને દીકરા?"

અચલા કાંઇ બોલી નહી. કેદારબાબુ ઉત્સાહભર્યા બોલવા લાગ્યા "તું જાણે છે કે મને હંમેશાં સ્પષ્ટ વાત ગમે છે. બહાર એક અને મનમાં બીજું એવું મને ગમતું નથી. હું તો તને ચોખ્ખું કહું છું કે બહાર એવી વાતો થાય છે કે મહિમને પુત્રી દેવી તેના કરતાં પુત્રીને જળ-સમાધિ કરાવવી સારી. સુરેશનો પણ એજ અભિપ્રાય છે. એથી જ એ કહે છે કે મારા મિત્રના વિવાહની વાત બધે ફેલાઇ ગઈ છે એટલે એનો એ સંબંધ તોડી નાખ્યા વગર. ચાલવાનું નથી. જો તેમ ન બની શકે તો સમાજમાં મોઢું બતાવાય

નહી. ગમે તે કહો પણ છોકરો તો સુરેશ જ. હું તો એ મંગળમય પ્રભુને વારંવાર પ્રણામ કરૂં છું."

પિતાના પ્રણામની નિર્વિઘ્ને પૂર્ણાહુતિ થયા પછી અચલા ધીરે રહીને બોલી "એમની પાસેથી પૈસા ન લો તો શું પિતાજી?"

કેદારબાબુ સશંક સ્વરે બોલ્યા "ન લઉં તો શું? કાંઇ નહી, સારૂં. પણ આપણું દેવું ન પતે. દેવું પતાવવાની વાત શું સુરેશે—" કેદારબાબુ વાક્ય પુરૂં ન કરી શકયા. એમનું મન વ્યગ્ર થઇ ગયું. પિતાનું મુખ ફીકકું પડી ગયેલું જોઇને અચલાને દુઃખ થઇ આવ્યું. એ બોલી ઉઠી "એમણે કહ્યું છે કે પરમ દિવસે પૈસા આપવા આવીશ."

"દેવું પતાવવાની વાત—"

"ના, એવું કાંઇ એમણે કહ્યું નથી."

"લખાણ બખાણની વાત થઇ હતી?"

"ના, એવી એમની જરાયે ઇચ્છા નથી."

વૃદ્ધને આ સાંભળીને ખરેખરી નીરાંત વળી. એમના જીવને આનંદ થયો અને "ઠીક ત્યારે તો" એમ બોલતા એ ખુરશીમાં અઢેલીને પડયા, અને સામે મૂકેલા ટેબલ ઉપર પોતાના બન્ને પગ લાંબા કર્યા. આનંદ અને આરામને લીધે એમનું શરીર થોડીવાર શિથિલ બની ગયું. થોડીવાર પછી એ બોલ્યા "એકવાર વિચાર કરી જો બેટા, સર્વ શકિતમાન પ્રભુનો આમાં હાથ છે એમ તને સ્પષ્ટ નથી જણાતું?"

અચલા પૂર્ણ શાંતિથી પિતાના મુખ સામું જોઈ રહી. પુત્રીના જવાબની દરકાર કર્યા વિના કેદારબાબુએ આગળ ચલાવ્યું "હું તો મારી નજરે જોઉં છું કે આ એની દયા છે. સાંભળ તને કહું.

આ બે વર્ષથી રાત્રે હું બરાબર નિદ્રા પણ લેતા નથી. એનું ભજનજ કર્યાં કરૂં છું. મેં તો જ્યારથી સુરેશને દીઠા છે ત્યારથી મને તો એમજ થયું છે કે એ પૂર્વજન્મનો મારો પુત્ર છે."

અચલા ચુપચાપ બેસી રહી. પિતાની સાંસારિક દુરવસ્થા એ સારી રીતે જાણુતી હતી; પરંતુ એ દુરવસ્થા આટલી બધી હદે પહોંચી છે, અને પોતાના પિતાને એ ઉંડી ઉંડી સાલી રહી છે તે એ જાણુતી નહોતી. બે વર્ષની એકાગ્ર આરાધનાથી અથવા તો એ મંગળમય પ્રભુના આશીર્વાદથી પિતાના દુઃખની સમસ્યા તો એચિંતી ઉકલી ગઇ; પણ એના પોતાના દુઃખની સમસ્યા તો એને વધારે ભીષણ થતી જણાઇ. સુરેશની પાસેથી પૈસા લેવાની બાબતમાં એણે મનમાંને મનમાં જે બધા સંકલ્પો કર્યા હતા, તે બધાનો એને હવે પરિત્યાગ કરવાનો હતો. એના મનને હવે કોઇ વાત દુઃખી કરી શકે એમ નહોતું. એની પાસેથી પૈસા લેવાનાજ હતા.

સાયંકાળની ઉપાસના માટે કેદારબાબુ ઉઠયા. અચલા આ બધી પહેલેથી છેલ્લે સુધીની વાતોનો વિચાર કરતી એક પછી એક સ્મરણમાં લાવતી ત્યાંને ત્યાં જ બેસી રહી.

આજે આ બન્ને મિત્રો એના જીવનના આ સંધિસ્થળે જોડા જોડ આવીને ઉભા રહ્યા છે. તેમાંના એકને એ આજે "જાવ" એમ કહીને વિદાય દઇ રહી છે એમાં તો જરાય સંશય નથી. પરંતુ કોને ? તે કોણ ? મહિમ પૂર્ણ વિશ્વાસથી, કોણ જાણે કેવા આકર્ષણુથી નિશ્ચિંતપણે કોઇ પણ જાતના ઉદ્વેગ વગર બેઠો છે. એના શાંત સ્થિર મુખને પોતાની દૃષ્ટિ સમક્ષ ખડું કરીને, એની મનોમય મૂર્તિ પોતાના મનમાં પ્રકટ કરીને અચલા પોતાનાં લોચનને ઉનાં આંસુઓથી ભરવા લાગી. કોઇ દિવસ એણે કશો અપરાધ કર્યો

નથી, અને જાવ એટલું કહેતાં એ વગર બોલે ચાલ્યો જાય છે. અચલા સ્પષ્ટપણે જોઇ રહી છે કે અણધારેલી લાંબા કાળની એ વિદાય લઇ રહ્યો છે, છતાં એનું અટલ ગાંભીર્ય તલભાર પણ ચલિત થતું નથી; કોઇને એ દોષ દેતો નથી; વિદાય દેવાનું કારણ સરખું પણ જાણવા માગતો નથી. એના મુખ ઉપર નિગૂઢ વિસ્મય અને વેદનાની અસ્પષ્ટ રેખાઓ જણાતી હતી એટલું જ માત્ર, એ શિવાય કાંઈ જણાતું નહોતું. ઉપલું ચિત્ર એની દષ્ટિ આગળ ખડું થયું અને ખસી ગયું. પછી સુરેશની સાથે વિહાહ કરવાની વાત એના કાનમાં ઠણકી ઉઠી. એજ પળે એણે દીર્ઘ શ્વાસ મુકયો. વળી એ હસી પડી અને પોતાના કામમાં પરોવાઇ. જો કે આખા ઘરમાં એ એકલી હતી, છતાં ઉપલા ચિત્રથી એનાં નેત્ર અને મુખ લજ્જાથી અને ઘૃણાથી રાતાં રાતાં થઇ ગયાં.

---

## ૯ અણધાર્યો મહિમ

દસ બાર દિવસ વહી ગયા. કેદારબાબુમાં હમણાં હમણાં એમની યુવાનીમાં નહોતી એવી સ્ફુર્તિ આવી ગઇ છે. આજે સાંજે બાયોસ્કોપ જોઇને એ લોકો પાછા આવતા હતા. ગોલદીઘી આગળ આવી પહોંચ્યા એટલે ગાડીમાંથી ઉતરવાની તૈયારી કરતા કેદારબાબુ બોલ્યા “ સુરેશ, મારે સમાજમાં જવું છે એટલે હું અહીં ઉતરી પડું છું. તમે ઘેર જાઓ. ” એમ બોલીને હાથમાંની લાકડી ફેરવતા ફેરવતા કેદારબાબુ નીચે ઉતરીને ચાલવા લાગ્યા. સુરેશે અચલાને કહ્યું “ આજ કાલ તમારા પિતાનું શરીર ઘણું સારૂં થયેલું લાગે છે. ”

અચલા પિતા તરફ જોતી જોતી બોલી " હા, એ આપની દયાનું ફળ."

ગાડી બીજે રસ્તે વળી એટલે કેદારબાબુ દેખાતા બંધ થયા. સુરેશ અચલાનો ડાબો હાથ પોતાના હાથમાં લઈને બોલ્યો " તમે જાણો છો કે મને આ વાતથી કેટલું બધું દુ:ખ થાય છે; છતાં તમે એ વાત કેમ વારંવાર સંભાર્યા કરો છો ?" અચલા ફીક્કું હસતી બોલી " એ તો આપની દયા ભૂલી જવાય નહી તેથી હું તેનું વારંવાર સ્મરણ કરૂં છું. આપને દુ:ખ દેવા માટે હું સંભારતી નથી."

સુરેશ અચલાના હાથ ઉપર પોતાના હાથની થાપ મારતો બોલ્યો " એથી તો વધારે વ્યથા થાય છે."

અચલા " કેમ ?"

સુરેશ " હું ચોક્કસ જાણું છું કે આ દયાનું સ્મરણ કરવામાં તમારે તમારા મનને વધારે તકલીફ આપવી પડે છે. કહો જોઇએ ખરૂં છે કે નહી ?"

અચલા " ન કહું તો ?"

સુરેશ " ન કહો તો તમારી મરજી, પણ તમારાથી મને " તમે " નથી કહેવાતું તે " આપ " કહો છો ?"

અચલાનું મુખ મ્લાન થઇ ગયું. નીચું મુખ કરીને એ બોલી " વખત આવશે એટલે એજ પ્રમાણે બોલાવવા પડશેને ?"

" અચલાના મ્લાન મુખ તરફ જોઇને સુરેશે નિ:શ્વાસ નાખ્યો અને બોલ્યો " ત્યારે અત્યારથી જ એવી રીતે બોલાવવામાં શો વાંધો છે ?"

અચલાએ જવાબ ન આપ્યો અને જાણે એનું લક્ષ કોઇ બીજા વિષયમાં ગયું હોય તેમ એ માર્ગમાં જોઇ રહી. એકાદ મિનીટ

પછી સુરેશ પાછો બોલ્યો: " હું ધારું છું કે મહિમને આ બધી ખબર છે."

અચલા ચમકીને પાછી ફરી. અત્યાર સુધી એનો હાથ સુરેશના હાથમાં હતો તે એણે લઇ લીધો અને બોલી " આપે શી રીતે જાણ્યું ?"

અચલાનો વ્યગ્ર કંઠસ્વર સુરેશને કાને ખટ દઇને અથડાયો. સુરેશ બોલ્યો " નહી તો એ આવ્યા વિના રહે નહી. પંદર સોળ દિવસ તો થઇ ગયા."

" આજે તો ઓગણીસ દિવસ થયા. મારા પિતાએ એમને કાંઇ પત્ર લખ્યો છે ? આપ જાણો છો ?"

સુરેશે સંક્ષેપેજ કહ્યું " ના."

" એ એમને ગામથી પાછા આવ્યા કે નહી ?"

" તે પણ હું જાણતો નથી."

અચલા ગાડીની બહાર થોડી વાર જોઇ રહી પછી મૃદુ કંઠે બોલી " ત્યારે તો એ ક્યાં છે શું કરે છે વિગેરેની પિતાએ ખબર કઢાવવી જોઇએ. નહી તો કોઇ વાર ઓચિંતા આવીને એ ઉભા રહેશે."

કેટલીકવાર સુધી બન્ને મૌન રહ્યાં. વળી સુરેશ અચલાનો હાથ પોતાના હાથમાં લેતાં બોલવા લાગ્યો " બધા કરતાં મને વધારે દુઃખ થાય છે અચલા. તમને મારામાં જરાયે વિશ્વાસ પડતો નથી. તમારા મનમાં હંમેશાં એક જ વાત રમી રહી છે, તે એ કે પૈસાના જોરે મેં તમને મહાત કરી દીધાં છે. મારો દોષ—"

અચલા વચ્ચેજ બોલી ઉઠી " આપ એવું ન બોલશો. આપને હું જરાએ દોષ દેતી નથી. જો કે પૈસાનું જોર તો સર્વત્ર છે એ જાણીતી વાત છે; પરંતુ આપે મને પૈસાના જોરે મહાત કરી નથી. મારા પિતા નહી જાણતા હોય, પણ મેં તો બધું

જાણ્યું છે અને સાંભળ્યું પણ છે. આપનો જો હું અવિશ્વાસ કરૂં તો મને નરકમાં પણ સ્થાન ન મળે."

સાધારણ કરુણાજનક વાત હોય તેથિ સુરેશનું હૈયું વિગલિત થઇ જતું હતું; એટલે અચલાના અત્યારના પ્રિય વાક્યથી પણ સુરેશની આંખમાં પાણી આવી ગયાં. પોતાના હાથમાં લીધેલા અચલાના હાથથી જ એણે પોતાની આંખમાંનાં આંસુ લુછી નાખ્યાં અને બોલ્યો "તમે કાંઇ મનમાં ન લાવશો. આ અપરાધનું—આ અન્યાયનું પરિમાણ હું નથી કાઢી શકતો. હું દુર્બલ છું, અતિ દુર્બલ છું. આ આઘાત મહિમજ સહન કરી શકે. મારી તો છાતી ફાટી જાય. તમે મારાં નહી પણ બીજાનાં છો એવો મારાથી વિચાર પણ થઇ શકતો નથી. તમને મેળવવા માટે મારૂં મન તો શું પણ મારા પગ નીચેની ધરતી પણ તલસી રહી છે."

એજ પળે રસ્તા ઊપર ગ્યાસના દીવા થવા લાગ્યા. ગાડી ગલીમાં વળી એટલે દીવાનો પ્રકાશ સુરેશના મુખ ઉપર પડયો. એની આંખમાંથી ખરખર કરતાં આંસુ ખરી પડતાં અચલાએ જોયાં. આ ઘડીએ એને એટલી બધી દયા આવી ગઇ કે કોઇ દિવસ ન કરે એવું એણે આજે કર્યું. એ સુરેશ આગળ ઝુકી પડી. પોતાના હાથથી આંસુ લુછી નાખ્યાં અને બોલી "હું કોઈ દિવસ પિતાને અંતરાય રૂપી થઇ નથી. એમણે મને તમારા હાથમાં સોંપી છે."

સુરેશ અચલાનો હાથ પોતાના મુખ આગળ લઇને એ હાથને વારંવાર ચુંબન કરતો બોલવા લાગ્યો "બસ, આજ મારૂં મોટામાં મોટું ઇનામ. એથી વિશેષની મને ઇચ્છા નથી. પણ હવે મને એનાથી વંચિત ન કરશો."

ગાડી ઘર આગળ આવીને ઉભી રહી. ગાડીવાન બારણું ખોલીને દૂર ખસી ગયો. સુરેશ પહેલો ઉતરી પડયો અને પછી અચલાને પોતાનો હાથ આપીને એને સાચવીને ઉતારી. બન્નેની નજર એકી વખતે એક વ્યક્તિ ઉપર પડી. મહિમ એમની સામેજ આવીને ઉભો રહ્યો હતો. એજ વખતે આ બન્ને જણાં સ્તંભિત થઇ ગયાં. જાણે એમનું રૂપાન્તર થઇ ગયું.

બીજીજ પળે અચલા જોરથી સુરેશના હાથમાંથી પોતાનો હાથ છોડવતી કાંઇક ન સમજાય તેવું ગણગણતી પાછળ જઇને ઉભી રહી.

મહિમ હતબુદ્ધ બની ગયો હતો. એ વિસ્મય પામતો બોલ્યો "સુરેશ, તું અહીં ?"

એકદમ સુરેશના મુખમાંથી શબ્દ બહાર ન નીકળી શકયો. પછી મહાપરાણે જાણે હાસ્યને તાણી લાવતો હોય તેમ બળાત્કારે લુખું હસતો વી'લે મોઢે એ બોલ્યો "વાહ મહિમ ! અત્યાર સુધી દેખાતોજ ન હોતો ને ! એવા શા વેપારમાં ગુંથાઇ ગયો હતો ? કયારે આવ્યો ? ચાલ ચાલ, ઉપર ચાલ." એમ બોલીને સુરેશ મહિમ પાસે ગયો અને એની સાથે હસ્તધુનન કરતો હસતો હસતો કહેવા લાગ્યો "કેદાર બાબુ મઝામાં છે. એ સમાજમાં ગયા એટલે આમને પહોંચાડવાનો ભાર પડયો આ ગરીબ ઉપર. એક રીતે એ સારૂં પણ થયું, નહીતો મહિમનાં દર્શન થવાં પણ દુર્લભ હતાં. અત્યાર સુધી ઘેર રહીને શું કર્યા કર્યું તે તો કહે."

મહિમે કહ્યું "કામ હતું." એ એટલો બધો આશ્ચર્યમુગ્ધ બની ગયો હતો કે અચલાને નમસ્કાર કરવાનું પણ એ ભૂલી ગયો.

સુરેશ મહીમને ટોણો મારતો બોલ્યો "ઘણા સારા માણસ છો. અમે તમને સંભારી સંભારી મરી જઇએ અને તમે તો એક

કાગળનો કટકો સરખોયે ન લખો. ઉભો કેમ રહ્યો છું, ચાલને ઉપર." એમ કહીને મહિમને એ પરાણે ઉપર ખેંચી ગયો. પરંતુ પ્રધાન ખંડમાં એ બન્ને જણે પ્રવેશ કર્યો એટલે તો સુરેશની અસ્વાભાવિક પ્રગલ્ભતા એકદમ ખમચાઇ પડી. ગ્યાસના દીવાના તીવ્ર તેજમાં એનું મુખ શ્યામવર્ણું થઇ ગયું. બે ત્રણ મિનીટ એમાંથી કોઇ બોલ્યું નહી. મહિમ એકવાર મિત્ર તરફ જોતો અને એકવાર અચલા તરફ જોતો શુષ્ક કંઠે બોલ્યો "બધાં ખુશીમાં છે ને ?"

અચલાએ માત્ર ડોકુંજ હલાવ્યું. મુખ ઉંચું કરી શકી નહી. મહિમે કહ્યું "મને ખરેખરૂં આશ્ચર્ય થાય છે કે સુરેશ સાથે તમારો મેળાપ શી રીતે થયો ?"

અચલા મુખ ઉંચું કરીને જાણે મરતી મરતી બોલી "એમણે પિતાનું ચાર હજાર રૂપીઆનું દેવું પતાવી આપવાનું કહ્યું છે." મહિમે પૂછયું "પછી ?" "પછીની વાત તમે પિતાજીને પૂછી જોજો."

એમ બોલીને અચલા ત્યાંથી ઉઠીને બહાર ચાલી ગઇ. મહિમ કેટલીક વાર એમને એમ બેસી રહ્યો, પછી આખરે થાકીને મિત્ર તરફ જોઇને બોલ્યો "આ બધી શી હકીકત છે સુરેશ ?'

સુરેશે ઉદ્ધતાઇ ભર્યો જવાબ દીધો "તારી માફક પૈસો મારો પરમેશ્વર" એવું મને નથી. સારા માણસ વિપત્તિમાં આવી પડવાથી મારી સહાયતા માગે તો તે હું આપું છું. બસ એટલુંજ. એમાં હું ધારૂં છું કે મારો દોષ નથી, છતાંયે કોઈ મને દોષિત ઠરાવે તો ભલે એકવીસ વાર ઠરાવે, એમાં મને કાંઇ દુઃખ થવાનું નથી."

મિત્રનું આવું અસંબદ્ધ બોલવું સાંભળીને મહિમ. મૂગાની માફક એની સામું જોઇ રહ્યો. આખરે બોલ્યો "તને કેમ દોષિત

ઠરાવ્યો, અને આ બધાનું તાત્પર્ય શું છે તે હું સમજી શકતો નથી. માટે દયા કરીને ખુલ્લે ખુલ્લું કહે તો સારૂં સુરેશ."

રૂંધાયલા સ્વરે સુરેશ બોલ્યો "ખુલ્લે ખુલ્લું શું કહે ? ખુલ્લે ખુલ્લું કહેવા જેવુંયે શું છે ?"

મહિમે કહ્યું "હું મારે ગામ ગયો ત્યાં સુધી તું આ દિશાનો ભોમિયો નહોતો. એ અરસામાં તને અહીંનો ઘણો ઘનિષ્ટ પરિચય થઇ ગયો છે એનું શું કારણ ? વળી બ્રહ્મો કુટુંબને ચાર હજાર રૂપીઆ આપવા જેટલી ઉદારતા તારામાં ક્યાંથી આવી ? આ બધી હકીકત તું મને કહીશ તો હું મારી જાતને કૃતાર્થ થયેલી સમજીશ સુરેશ."

"કૃતાર્થ થજે, પણ અત્યારે વાત કરવાને મને સમય નથી. હવે હું ઉઠીશ. તું કેદાર બાબુનેજ બધું પૂછી જોજે ને. એ બધું કહેવાને તારી વાટજ જોઇ રહ્યા છે." "ઠીક" એમ બોલીને મહિમ ઉઠીને ઉભો થયો. એણે કહ્યું કે "સાંભળવાની મને ઘણી ઇંતેજારી છે, પણ એમની રાહ જોઇને બેસી રહેવાનો મને વખત નથી. હું જાઉં છું—"

સુરેશ બેસીજ રહ્યો; કાંઇ બોલ્યો નહી.

મહિમે બહાર આવીને જોયું તો સામેની રેલીંગ પકડીને અંધારામાં અચલા એના તરફ જોતી ઉભી રહી હતી. પરંતુ એણે એની પાસે જવાનો કે એની સાથે વાતચીત કરવાનો જરાયે પ્રયત્ન કર્યો નહી. એની સામે દ્દષ્ટિ કરીને એ છાનો માનો નીચે ઉતરીને ચાલ્યો ગયો.



## ૧૦ કસાઇ મિત્રથી બચાવો

કાંઇક અત્યંત જરૂરી ઔષધ લેવા માટે જ મહિમ કલકત્તા આવ્યો હતો, એટલે રાતની ગાડીએજ એ પાછો ચાલ્યો ગયો. ત્યારપછી સુરેશે ખબર કાઢી તો મહિમ આવેલો નહોતો. ચારેક દિવસ ઉપર બપોરને સમયે કેદાર બાબુના પ્રધાન ખંડમાં એજ વિષયની આલોચના ચાલી રહી હતી. કેદાર બાબુને બાયસ્કોપ જોવાની રઢ લાગી હતી. આજે પણ ચા પીને બધા ફરવા જવાના હતા. નીચે સુરેશની ગાડી ઉભી રહી હતી એ વખતે એકાદ નડતા ગ્રહની માફક મહિમ ઓચીંતો અહીં આવી પહોંચ્યો.

બધાયે એક બીજાના મોઢા સામું જોવા માંડયું. દરેકના મુખ ઉપરના ભાવ પલટાઇ ગયા.

કેદાર બાબુ કટાણું મુખ કરીને બળાત્કારે હસતા બોલ્યા "આવ મહિમ, બધાં ખુશીમાં છે ને ?"

મહિમ નમસ્કાર કરીને અંદર આવીને બેઠો. "કેમ, આટલા બધા દિવસ ઘેર શું કર્યા કર્યું ?" તેના જવાબમાં એણે એટલુંજ કહ્યું કે "ઘણું કામ હતું." સુરેશ ટેબલ ઉપર પડેલું વર્તમાન પત્ર લઇને વાંચવા લાગ્યો. અચલા ખુરશી ઉપર બેઠી બેઠી કાંઇક સીવતી હતી એટલે કેદાર બાબુ જોડેજ વાતચીત થવા લાગી.

અચલા બેઠી હતી ત્યાંથી ઉઠી બહાર ગઇ અને એકાદ મિનીટમાં પાછી આવી. તરતજ માથા ઉપરનો પંખો ધીમે ધીમે ખેંચાવા લાગ્યો. આમ ઓચીંતો પંખો ખેંચાવાથી કેદાર બાબુ ખુશી થતા બોલી ઉઠયા "ચાલો, ઠીક થયું. પંખો ખેંચનારે મોટી મહેરબાની કરી."

સુરેશ તીક્ષ્ણ વક્ર દૃષ્ટિથી જોયા કરતો હતો. મહિમના કપાળે

પરસેવાનાં બિંદુ બાઝેલાં હતાં. અચલા કેમ ઉઠીને બહાર ગઇ, પંખો ખેંચનારની કેમ અકારણ મહેરબાની થઇ, આ તમામ હકિકતનો પ્રકાશ એના મનમાં વિદ્યુત્વેગે સંચાર કરી રહ્યો. જે પવનથી કેદાર બાબુ ખુશી ખુશી થઇ ગયા તે પવને સુરેશના સર્વાંગને કંપાવી મુક્યું. એણે ગજવામાંથી ઘડીઆળ કાઢીને જોયું અને તરતજ તીખા સ્વરે બોલી ઉઠયો " પાંચ તો વાગી ગયા છે. હવે વાર કરે નહી ચાલે કેદાર બાબુ."

કેદારબાબુ વાત પડતી મુકીને ઉઠયા. નોકરને ચાનો સરંજામ લાવવાની તાકીદ કરી. નોકરે તમામ સરંજામ લાવીને હાજર કર્યો. શીવવાનું કામ પડતું મુકીને અચલા ઉઠી, ચાના બે પ્યાલા તૈયાર કર્યા અને એક પ્યાલો પિતાના આગળ અને એક સુરેશના આગળ મુકી દીધો. બે પ્યાલા તૈયાર થયેલા જોઇને કેદાર બાબુ બોલ્યા "તું નથી પીવાની બેટા ?" અચલા ડોકું ધુણાવતી બોલી "ના પિતાજી, તાપ ઘણો પડે છે એટલે નથી પીવી."

એટલામાં કેદાર બાબુની નજર મહિમ ઉપર પડી એટલે એ બોલી ઉઠયા " આમ કેમ ? મહિમને કેમ ચા ન આપી ? તમે ચા નથી પીતા મહિમ ?"

મહિમ કાંઇ જવાબ આપે તે પહેલાં તો અચલાજ મહિમના મુખ સામું જોતી મૃદુ કંઠે બોલી " ના, ચા બહુ ગરમ છે. ન પીશો. વળી આવા તાપમાં તમારાથી ચા પી શકાશે પણ નહી."

મહિમની છાતી ઉપરથી અસહ્ય ગુરુભાર, મણનો પથરો, અચલાના માયા મંત્રથી ખસી ગયો. એ કાંઇ બોલ્યો નહી. માત્ર અનિમિષ લોચને આશ્ચર્યથી જોઇ રહ્યો. અચલા એની વહારે ચઢી. એ બોલી " જરા થોભી જાવ. લાઇમ જ્યુસનો હું શરબત તૈયાર

કરી લાવું છું. " એમ બોલીને એ ત્યાંથી ચાલી ગઇ. સુરેશ એક બાજુએ મુખ ફેરવીને ચાવી આપેલા પુતળાની પેઠે ચા પીતો હતો: પરંતુ એ ચા એના મુખમાં પડવાથી એનું મુખ બેસ્વાદ અને કડવું બની ગયું.

ચા પી લીધા પછી કેદાર બાબુ ઝટઝટ કપડાં પહેરીને તૈયાર થઇ ગયા. હજુ અચલા તો પોતાની જગ્યાએ બેસીને શીવ્યાજ કરતી હતી. એટલે કેદાર બાબુ બોલી ઉઠયા " બેઠી બેઠી હજુ શીવ્યાજ કરે છે. ચાલને આવવું નથી ? "

અચલા જાણે થાકી ગઇ હોય તેવો ભાવ દર્શાવતી બોલી " હું તો નથી આવતી. "

" કેમ નથી આવતી ? "

" પિતાજી, આજ તમે એકલાજ જાઓ. મને ઠીક લાગતું નથી. " એમ બોલીને અચલા જરા હસી.

સુરેશને ક્રોધ અને અભિમાન બન્ને થયાં હતાં પણ બન્નેનું દમન કરીને એ બોલ્યો " ચાલો કેદાર બાબુ, હું પણ આજે જાઉં છું. એમનું શરીર સારૂં નથી તો શું કામ નકામો આગ્રહ કરો છો ? "

કેદાર બાબુ સમજી ગયા કે સુરેશને ક્રોધ ચઢયો છે. એમણે પુત્રીને પૂછયું " કેમ બેટા આજે તારા શરીરે અસુખ છે ? "

" નારે પિતાજી, અસુખ શેનું ? મારૂં શરીર તો ઠીક છે."

સુરેશ મહિમ સામે પુંઠ કરીને ઉભો હતો એટલે એના મુખનો ભાવ કળ્યા વિનાજ એ બોલ્યો " હું તો જાઉં છું. ચાલો કેદાર બાબુ. એમને ઘરમાં કાંઇ જરૂરી કામ હશે. પરાણે કોઇને ખેંચી જવાની જરૂર શી ? "

કેદાર બાબુયે કઠોર સ્વરે અચલાને પૂછયું "ઘરમાં તારે કાંઇ કામ છે ?"

અચલાએ કહ્યું "ના."

કેદાર બાબુ ખીજવાતા બોલ્યા "ત્યારે ચાલ. નરી આડી છોકરી !" અચલાના હાથમાંનું સીવણુ કામ એકદમ નીચે પડી ગયું. પિતાના આવા બોલ સાંભળી એ સ્તંભિત થઇ ગઇ. આંખો ફાડીને થોડીવાર એ પોતાના પિતા સામું અને થોડી વાર સુરેશ સામું જોઇ રહી. પછી ત્યાંથી ઓચીંતી એ ઉઠી અને વેગભરી ચાલી ગઇ.

સુરેશ કટાણું મુખ કરતો બોલ્યો "તમે તો જબરદસ્તી કર્યા કરશો, પણ હવે હું વધારે વાર થોભી શકીશ નહી. મને આજ્ઞા આપો તો હું જાઉં."

પોતાથી જરા વધારે પડતું બોલી જવાયું તેથી કેદાર બાબુને પસ્તાવો થવા લાગ્યો. જરા સુરેશ ઉપર એ ખીજવાયા પણ ખરા, પરંતુ એમનો ખીજવાટ આવી પડયો મહિમ ઉપર. એમને જવાની ઉતાવળ થઇ રહી હતી એટલે મહિમને પૂછયું "તમારે કાંઇ એવું જરૂરી કામ છે મહિમ ?"

મહિમ ઉઠીને ઉભો થયો અને જવાબ આપ્યો "ના." કેદાર બાબુ જવાની ઊતાવળ કરતાં બોલ્યા "ત્યારે અત્યારે અમારે ખાસ ઉતાવળ છે. વળી કોઇ બીજે દિવસ આવો—"

મહિમે કહ્યું "જેવી આજ્ઞા, આવીશ. પણ મારૂં કાંઇ ખાસ કામ છે ?"

કેદાર બાબુ સુરેશને સંભળાવવા બોલ્યા "મારે પોતાને તો કાંઇ કામ નથી. તો પણ જો જરા સંભારીને આવશો તો બે એક વાત તમને પૂછવાની છે."

ત્રણે જણા બહાર નીકળ્યા અને નીચે આવ્યા. મહિમ ઉપર ધ્યાન ન આપતાં સુરેશ કેદાર બાબુને લઇને ગાડીમાં બેસી ગયો. ગાડીવાને ગાડી હાંકી મુકી.

મહિમ થોડે દૂર ગયો હશે એટલે એને પાછળથી કોઇએ બુમ પાડી એટલે એ ઉભો રહ્યો. પાછું વળીને જોયું તો કેદાર બાબુનો નોકર. એ બીચારો હાંફતો હાંફતો મહિમની પાસે આવી પહોંચ્યો અને એના હાથમાં એક કાગળ આપ્યો.

આ પેન્સીલનો લખેલો કાગળ અચલાનો હતોઃ નોકરે કહ્યું " તમને પાછા બોલાવે છે. "

મહિમ પાછો ફર્યો. પગથીયાં ચઢી ઘરમાં જતો હતો, ત્યાં અચલા સામીજ ઉભી હતી. એની રાતી આંખોનાં પોપચાં ભીનાં હતાં. એ મહિમની પાસે આવીને કહેવા લાગી " તમે તમારા કસાઇ મિત્રને હાથે મને જખ્મે કરવા મુકી ગયા હતા ? તમારા ઉપર જે આટલી બધી કૃતઘ્નતા વર્ષાવી રહ્યો છે તેના હાથમાં તમે મને મુકી ગયા ? " એમ બોલતી એ ડુસકે ડુસકે રડી પડી. મહિમ ચિત્રવત્ ઉભોજ રહ્યો. બે એક મિનીટ બાદ વસ્ત્રના છેડાથી આંસુ લુછતી અચલા બોલી " હવે શરમ રાખવાનો વખત નથી. લાવો તમારો જમણો હાથ. " એમ બોલીને એણેજ મહિમનો જમણો હાથ પોતાના હાથમાં લીધો અને પોતાની આંગળીમાંથી સોનાની વીંટી ખેંચી કાઢીને મહિમની આંગળીમાં પહેરાવી દીધી. વીંટી પહેરાવતી એ બોલી " હવે હું બીજો કાંઇ વિચાર કરતી નથી. જે કરવાનું હોય તે તમે કરો. " એમ બોલીને એ મહિમને પગે પડીને ધીરે ધીરે ઘરમાં ચાલી ગઇ.

મહિમ શિવે કે કૃષ્ણે કાંઇ બોલ્યો નહી. ઘણી વાર સુધી એ રેલીંગને અઢેલીને ઉભો રહ્યો. આખરે થાકયો એટલે ધીમે ધીમે ત્યાંથી વિદાય થઇ ગયો.



## ૧૧ ચકમક

સંધ્યાકાળ વખતે નીચું મોઢું ઘાલીને મહિમ ધીરે ધીરે પોતાના ઘર તરફ જતો હતો. અત્યારે એનું મુખ એવું થઇ ગયું હતું કે કોઇની સાથે એ વાત કરી શકે એમ નહોતું. એનો પ્રાણ જાણે બહાર નીકળવાને માટે યંત્રણા કરી રહ્યો હતો, એના હૃદયની દીવાલમાં બાકોરૂં પાડી રહ્યો હતો. સુરેશ કેવી રીતે અહીં આવ્યો, કેવી રીતે એણે આટલો ગાઢો પરિચય કરી દીધો, એ બધો ઇતિહાસ એ જાણી શકયો નહી. પણ મુદ્દાની વાત એને અવિદિત નહોતી. કેદાર બાબુને એ ઓળખતો હતો. જ્યાં એમને એકવાર પૈસાની ગંધ આવી-ત્યાંથી એ કોઇપણ ઉપાયે પોતાનું મુખ પાછું ફેરવતા નહીં. આમાં જરાયે સંશય નહોતો. સુરેશને પણ એ નાનપણથી ઓળખતો હતો. દૈવશાત્ જેના ઉપર એનો પ્રેમ ચોંટયો તેને પ્રાપ્ત કરવા માટે એ શું ન આપી શકે તેની કલ્પના કરવી કઠિન નહતી. પૈસા તો કાંઇ નથી. એ તો એને મન અતિ તુચ્છ વસ્તુ છે. એક વાર એણે મહિમનેજ માટે મોંગીરની ગંગામાં પડી પ્રાણનીએ પરવા કરી નહોતી. આજે જો એનો પ્રેમ બીજામાં જડાયો હોય તો તેના પ્રબળતર મોહ આગળ એ મહિમને ભૂલી જાય તો એમાં શી નવાઇ ? આ પ્રમાણેનો તમામ વ્યાપાર હોવાથી એ પોતાનુંજ દુર્ભાગ્ય છે એમ ગણીને એણે કોઇને દોષ દીધો નહી. અચલામાં ઓચીંતી પ્રચંડ

શક્તિ જાગી ઉઠે અને એ પાછી પોતાની થાય એવો એને વિશ્વાસ ન પડયો.

ચંચળ મનના મહિમને આજે ઘેર પાછા આવતાં અચલાએ એની સાથે કરેલી વાત અને એના પ્રતિ આચરેલા આચરણમાં સાચી શ્રદ્ધા ન બેઠી. અચલાએ એને પહેરાવેલી વીંટી તરફ એ વારંવાર જોવા લાગ્યો પણ એ વીંટીએ એને અલ્પકાળ પુરતું પણ સાંત્વન આપ્યું નહી. મનને શાંતિ મળવા એને એકાન્તની જરૂર હતી. એને એમજ લાગ્યું કે " છેવટની રજા આપવા માટેજ એણે મને એકાન્તમાં બોલાવ્યો. આમ કરીને મને ભૂલાવામાં નાખવાનોજ એનો હેતુ હોવો જોઈએ. હશે, જે થયું તે ખરૂં." આવા વિચાર કરતો મહિમ પોતાના દીન દરિદ્ર છાત્રાલયમાં રાતે જઇ પહોંચ્યો.

બીજે દિવસે પાછો એ કેદાર બાબુને ઘેર ગયો. ત્યાં એને ખબર મળી કે એ તો હમણાંજ બહાર નીકળી ગયા છે. ત્રીજે દિવસે એ ત્યાં ગયો તોયે મેળાપ થયો નહી. નોકરે કહ્યું કે એ તો બધાં બાયોસ્કોપ જોવા ગયાં છે એટલે એમને આવતાં રાત પડશે. બધાં તે કોણ તે પૂછ્યા સિવાયજ મહિમે અનુમાન કરી લીધું. એને અપમાન તો ઘણું લાગ્યું. લાગલાગટ એ બે દિવસ ત્યાં ગયો એટલે હવે એ ધરાઇ ગયો હતો. પરંતુ એના હાથમાંની સુવર્ણ વીંટી હજુ એને ખુંચ્યા કરતી હતી. એ એણે પાછી નહોતી આપી તેથી એ વીંટીએજ એને ત્રીજે દિવસે પણ ત્યાં જવાને પ્રેર્યો. આજે એ ત્યાં ગયો ત્યારે એને ખબર મળી કે બાબુ ઘરમાં છે અને પ્રધાનખંડમાં ચા પીએ છે. મહિમને બારણા આગળા ઉભેલો જોઇને કેદારબાબુ ગંભીર સ્વરે બોલ્યા " આવો મહિમ." મહિમે હાથ જોડીને પ્રણામ કર્યા.

બારીના કઠેરાની ધાર આગળ ગોઠવેલા સોફા ઉપર અચલા

અને સુરેશ જોડાજોડ બેઠાં હતાં. અચલાના ખોળામાં પીકચર–આ-લ્બમ (ચિત્ર સંગ્રહ) હતું. બન્ને જણાં એમાંનાં ચિત્રો જોતાં હતાં. સુરેશે જાણ્યું કે કાઇ આવ્યું છે એટલે એણે પલકવાર ઉંચું જોયું અને વળી પાછો એ ચિત્રો જોવામાં મશગુલ થઇ ગયો. અચલા નીચું મોઢું ઘાલીને આલ્બમના ચિત્ર સામું એકાગ્રતાથી જોઇ રહી હતી એટલે કોણુ આવ્યું છે તેની એને ખબર નહોતી. એણે ન પિતાનો સ્વર સાંભળ્યો કે ન આવનારનો પગરવ સાંભળ્યો. એટલી બધી ચિત્રો જોવામાં એ તલ્લીન થઇ ગઇ હતી. મહિમે પ્રધાનખંડ-માં પ્રવેશ કર્યો અને એક ખુરશી તાણી લાવીને તેના ઉપર બેઠો. ઘણી વાર સુધી કેદાર બાબુ બોલ્યા નહિ; માત્ર થોડે થોડે કરીને ચા પીતા હતા. પ્યાલાને હોઠ આગળ લાવી બાકી રહેલી ચા મોઢામાં પધરાવતાં પધરાવતાં એ બોલ્યા "કેમ હવે શું કરો છો? હજુ તમારી પરીક્ષાનું પરિણામ જણાવાની તો એકાદ મહિનાની વાર હશે?"

મહિમે કહ્યું "હા જી."

કેદારબાબુ "તમે પાસ તો થશો: એમાં તો મને વાંધો નથી લાગતો. પણ પ્રેકટીસ કરીને જ્યાંસુધી પૈસા એકઠા ન કરો ત્યાંસુધી બીજી દિશામાં મન ન દોડાવશો. કેમ સુરેશ, મહિમની આર્થિક સ્થિતિ સાંભળીએ છીએ તેવી સારી છે?"

સુરેશ કાંઈ બોલ્યો નહી. મહિમ હસતો હસતો ધીમે રહીને બોલ્યો "પ્રેકટીસ કરીને હું પૈસા એકઠા કરી શકીશ એવું કાંઇ નિં-શ્ચિત નથી." કેદારબાબુ "ના, એ કાંઇ નિશ્ચિત તો ન કહેવાય. સૌ ઇશ્વરનું ધાર્યું થાય છે. પણ ઉદ્યોગી પુરુષને કાંઇ અસાધ્ય નથી. આપણાં શાસ્ત્રો કહે છે કે "**उद्योगिनं पुरुषसिंहमुपैति लक्ष्मीः**" માટે તમારે તેવા પુરુષસિંહ થવું જોઇએ. તમારે બીજી કાંઈ દિશામાં

નજર દોડાવવાની નથી. બસ ઉન્નતિ અને ઉન્નતિનાજ વિચાર કરો. એ સાધ્યા પછીજ સંસારના ધર્મમાં પ્રવેશ કરવાની ઇચ્છા કરો તો કાંઇ હરકત નહી. નહી તો પાપનાજ ભાગી." એમ બોલીને એ સુરેશ સામું જોઇ ફરી બોલ્યા "કેમ સુરેશ, ખરૂં ને? પોતાનામાં પોતાનું પુરૂં કરવાની તાકાત ન હોય, પોતાનાં બાળકોને શિક્ષણ આપવા જેવી પોતાની સ્થિતિ ન હોય, આવા બધાં કારણોને લીધે આપણા લોકોની અવનતિ થઇ ગઇ છે. અમો બ્રહ્મોસમાજીઓ પણ જો સત્ય હકિકત ન પારખી કાઢીએ તો પછી બીજા મતવાદીઓને અમારાથી મોઢું પણ બતાવી શકાય ખરૂં કે? કેમ ખરૂં કહું છું ને સુરેશ?"

સુરેશ તો પૂર્વવત્ ચૂપજ રહ્યો. મહિમને અંતરમાં ઘણું લાગી આવ્યું. અસહિષ્ણુ બનીને એ બોલ્યો "આપનો ઉપદેશ હું હૃદયમાં ધારણ કરી રાખીશ. પણ આપે શું મને આ કહેવાજ અહીં બોલાવેલો હતો?"

કેદારબાબુ એનો મનોભાવ સમજી ગયા. એ બોલ્યા "ના, એટલાજ માટે નહી. મારે તમને બીજીએ વાત કહેવાની છે; પણ—" એટલું બોલાને એ સોફા તરફ જોઇ રહ્યા.

સુરેશ ઉઠીને ઊભો થયો. "અમે પેલા ખંડમાં જઇને બેસીએ છીએ" એમ બોલીને અચલાના ખોળામાં પડેલું ફોટો આલ્બમ એણે ઉંચકી લીધું. એની આ ચેષ્ટા અચલા આગળ નિષ્ફળ નીવડી. એ તો હતી ત્યાં ને ત્યાંજ બેસી રહી. ત્યાંથી ઉઠવાની એણે જરા પણ ઇચ્છા બતાવી નહી. કેદારબાબુનું લક્ષ એ તરફ ગયું એટલે એ બોલ્યા "બેટા, તમે બન્ને જણુ પેલા ખંડમાં જઇને બેસો. મારે મહિમ જોડે કેટલીક વાત કરવી છે."

અચલા પિતાના મુખ સામું જોતી બોલી "હું તો અહીંજ બેસીશ પિતાજી."

સુરેશ "ઠીક. હુંયે પણ હવે જોઉં છું." એમ બોલીને ક્રોધમાંને ક્રોધમાં ફોટો આલ્બમ અચલાના ખોળામાં ફેંકી દઇને પગ પછાડતો એ પ્રધાન ખંડમાંથી બહાર ચાલ્યો ગયો.

પુત્રીની આડાઇથી કેદાર બાબુ નાખુશ થઇ ગયા અને એમના મુખ ઉપર ક્રોધ સ્પષ્ટપણે તરવરી ઉઠયો. પરંતુ એમણે અત્યારે જીદ ન કરી. થોડીક વાર મોઢું ચઢાવીને એ બેસી રહ્યા પછી બોલ્યા "મહિમ, તમે કશું મનમાં ન લાવશો. મને તમારા ઉપર કશો દ્વેષ નથી. તમારા માટે મને પુરી શ્રદ્ધા છે અને તેથીજ એક મિત્ર તરીકે તમને હું સલાહ આપું છું કે અત્યારે લગ્ન જેવી બાબતોમાં પડી જઇને તમારે અકર્મણ્ય થઇને બેસી ન રહેવું. પહેલી તમારી ઉન્નતિ કરો, પૈસા મેળવો. પછી લગ્ન સંબંધી વિચાર કરવાના ઘણાયે દિવસ છે."

મહિમે અચલાના સામું જોયું. અચલાયે પોતાનાં નેત્ર નીચે ઢાળી લીધાં એટલે મહિમે કેદાર બાબુના સામું જોઇને કહ્યું "આપની આજ્ઞા મારે શિરોધાર્ય છે. પરંતુ આપની કન્યાની પણ શું એવીજ ઇચ્છા છે?"

કેદાર બાબુએ લાગલોજ જવાબ આપ્યો "ચોક્કસ, ચોક્કસ." એટલું બોલીને થોડીવાર મૌન ધારણ કરીને વળી બોલ્યા "અમારો તો એજ નિશ્ચય છે. બધું જાણ્યા અને સાંભળ્યા પછી હવે હું મારી પુત્રીનો હાથ તમને આપી શકું એમ નથી."

મહિમ શાંત સ્વરે બોલ્યો "અંગ્રેજોમાં ચાલતી એક બીજાનાં મન જાણી લેવાની પ્રથાને આપ અનુકુળ છો!"

કેદાર બાબુ આગનો ભભુકો થઇ ઉઠયા. એ બોલ્યા " જુઓ મહિમ, આવું સાંભળવા મેં તમને અહીં બોલાવ્યા નથી. તમારા આવા વ્યવહારથી તો આપણી વચ્ચે કુરુક્ષેત્ર મંડાય, સમજ્યા. એ તો હું ઘણા શાંત સ્વભાવનો છું, મને કલહ કે કજીયો જરાએ ગમતો નથી. તેથીજ મેં તમારી સાથે આટલી ભલમનસાઇથી એ વાતો કરી. તમે એને પૂછો કે ન પૂછો, સાહેબ લોકોની પ્રથા પ્રમાણે ચાલો કે ન ચાલો, એની સાથે મારે કાંઇ લેવા દેવા નથી. વળી આપણે સાહેબ લોક નથી, બંગાળી છીએ. મા બાપથી ઉપર વટે થઇને છોકરી જો વર્તે તો મા બાપને ખાવુંએ ન ભાવે અને નિદ્રા પણ ન આવે એ વાત તમે ક્યાં નથી જાણતા ? "

મહિમનું આખું વદનમંડળ લાલ લાલ થઇ ગયું; પરંતુ આત્મ-દમન કરતો એ ધીરે રહીને બોલ્યો " મેં એવો તે શો વ્યવહાર આચર્યો કે આપણી વચ્ચે કુરુક્ષેત્ર મંડાય, એ પ્રશ્ન આપને હું પૂછવા માગતો નથી. પરંતુ હું તો માત્ર એટલુંજ જાણવા માગું છું કે આ બાબતમાં તમારી પુત્રીનો શો અભિપ્રાય છે. " એમ બોલીને એ સીધો અચલા પાસે ગયો અને એની સન્મુખ ઉભો રહીને પૂછવા લાગ્યો " કેમ તમારો પણ એજ અભિપ્રાય છે ? "

અચલાએ ન ઉંચું જોયું કે ન કંઇ જવાબ દીધો.

મહિમ બલપૂર્વક પોતાના શ્વાસને રૂંધતો ફરી અચલાને કહેવા લાગ્યો " એકાન્તમાં તમારા મનની વાત જાણવાનો અને બીલકુલે અવકાશ મળ્યો નહી તેથી મારે તમને પ્રકાશમાં આ પ્રશ્ન પૂછવો પડયો છે માટે મને ક્ષમા કરશો. તે દિવસે સંધ્યાકાળે કઠેરા આગળ તમે જે બોલ્યાં હતાં તેનો જવાબ તો હું તમારી પાસે નથી માગતો; પણ મને એટલું કહો કે તમારે આ વીંટી જોઇએ છીએ ? "

સુરેશ વિદ્યુત્ વેગે પ્રધાન ખંડમાં આવી પહોંચ્યો ને કહેવા લાગ્યો "મને માફ કરો કેદાર બાબુ, હવે મારાથી એક મિનીટ પણ થોભી શકાય એમ નથી."

બધાંયે વિસ્મિત થઇને ઉંચું જોયું. કેદાર બાબુએ પૂછ્યું "કેમ?"

સુરેશ બે હાથ પહોળા કરતો બોલ્યો "અરેરે મારી ભૂલનું પરિમાર્જન નથી. મારો અંતરંગ મિત્ર આજ પ્લેગથી મરવા પડયો છે એ વાત તો હું તદન ભૂલીજ ગયો. અહીંયાં બેસીને રહીને મેં સમયને વૃથા ગુમાવ્યો."

કેદારબાબુ ધ્રુજી ઉઠયા અને બોલ્યા "શું સુરેશ પ્લેગ ? તમે ત્યાં જવા માગો છો ?"

સુરેશ જરા હસીને બોલ્યો "હા, મારે ત્યાં ઘણું વહેલું જવું જોઇતું હતું."

કેદાર બાબુ શંકા લાવતા બોલ્યા "પરંતુ પ્લેગવાળાને ત્યાં ? એવો તે તમારો કોણ આત્મીય—"

"આત્મીય ? અરે આત્મીય કરતાં પણ વિશેષ કેદાર બાબુ." એમ બોલીને સુરેશ કટાક્ષથી મહિમ સામું જોઇ રહ્યો. પછી મહિમને કહેવા લાગ્યો "મહિમ, આપણો નિશીથ કાલે રાત્રે પ્લેગથી પટકાઇ પડયો છે; બચે એવી આશા નથી. મારે તને ખબર આપવી જોઇએ તે આપું છું. એને જોવા આવે છે ?"

મહિમ નિશીથને ઓળખતો નહોતો એટલે એણે પૂછ્યું "નિશીથ કયો ?"

"નિશીથ કયો ? આ તું કેવો સવાલ પૂછે છે મહિમ ? એટલામાં તું નિશીથને ભૂલી ગયો ? આખું સેકન્ડ ઇયર તો તેં એની સાથે અભ્યાસ કર્યો અને આજે એની દુઃખની વેળાએ તું એને ભૂલી

જાય છે ? " એમ બોલીને મુખ ફેરવતો એ અચલા સામું જોતો ટકોર કરતો બોલ્યો " ભૂલીજ જાયને. આ તો પ્લેગ છે. "

આ ટકોરને શાંતિથી સહન કરતો મહિમ બોલ્યો " પેલો ભવાનીપૂરવાળો ? "

સુરેશે વળી ટકોરમાંજ જવાબ આપ્યો " હા, તેજ. નિશીથ નામના મારે બે ચાર મિત્રો નથી મહિમ. બોલ, આવે છે ? "

મહિમે પૂછ્યું " નિશીથ અત્યારે ક્યાં રહે છે ? " " બીજે ક્યાં ? એને ઘેર ભવાનીપૂર. એની આવી સંકટની વેળાએ એને જોવા જવાની શું આપણી ફરજ નથી ? તેમાં હું તો ડૉક્ટર, એટલે મારે તો જવુંજ જોઇએ. અને તુ જો એ મિત્રને ન ભૂલી ગયો હોય, તો તારે પણ મારી સાથે આવવું જોઇએ. કેદારબાબુ, હું ધારૂં છું કે તમારી વાત હવે પુરી થઇ હશે માટે બહુ નહી તો થોડીકવાર એને છુટી આપશો ? " કોને છુટી આપશો તે કેદાર બાબુ બરોબર સમજી શક્યા નહિ એટલે એ ઉદ્વિગ્ન મને એકવાર મહિમ સામું અને એકવાર પોતાની પુત્રી સામું જોવા લાગ્યા. પોતાનો આ શ્રીમાન્ ભાવી જમાતા કેમ આટલો બધો પ્રક્ષુબ્ધ થઇ ગયો તેનો કૂલ-કિનારો વૃદ્ધ ન શોધી શક્યા. એમના મુખમાંથી શબ્દ સરખો બહાર ન નીકળી શક્યો. મહિમ પણ હતબુદ્ધ બંનીને મૌન સેવી રહ્યો હતો.

જોત જોતામાં અચલાનું સમસ્ત મુખમંડળ લાલ લાલ થઇ ગયું. એ ધીમે ધીમે સામેના ટેબલ આગળ ગઇ, હાથમાંનું ફોટો આલ્બમ ટેબલ ઉપર મુકી દીધું અને પછી બોલી " તમે ડોક્ટર છો એટલે તમારે જવું જોઇએ; પરંતુ આમના કાયદાના પુસ્તકમાં પ્લેગની ચિકિત્સા લખી નથી એટલે એ શું કરવા આવે કહો તો ! "

અચલા આવો ભરીને જવાબ આપશે તેવું સુરેશે ધાર્યું જ

ન હોતું, તેથી એ પળવાર અવાક બની ગયો. પણ તરતજ પાછો બોલી ઉઠયો " હું ત્યાં ડૉક્ટર તરીકે નથી જતો. એને ડૉક્ટરની ખોટ નથી. હું તો મિત્રની ચાકરી કરવા જાઉં છું. મારા પ્રાણ કરતાં પણ હું મિત્રને જાદે ગણું છું."

અચલાના હોઠ ઉપર નિષ્ઠુર સ્મિત બેઠી રહ્યું હતું. હસતી હસતી એ બોલી " બધાજ તમારા જેવા મહત્ હોય એવું કાંઇ બને છે ? મિત્રપદની મહત્તાનું જ્ઞાન એમનામાં નથી તેથી એમને શરમાવાનું કાંઇ કારણ નથી. ગમે તે થાય, પણ એ ત્યાં નહી આવે."

સુરેશનું મુખ શ્યામ થઇ ગયું. કેદાર બાબુ થથરી ઉઠયા. ભયભીત થતા એ બોલવા લાગ્યા " આ બધું તું શું બોલી રહી છું અચલા ! સુરેશ જેવા—ખરી વાત છે— નિશીથ બાબુ જેવા—"

અચલા વચમાંજ બોલી ઉઠી " નિશીથ બાબુની સાથે એમને પ્રથમથી ઓળખાણ છે. વળી એ ઉપરાંત એ રહ્યા ડૉક્ટર એટલે એમણે તો જવુંજ જોઇએ; પરંતુ સાથે સાથે વિના કારણે બીજાને વિપત્તિમાં ઘસડી જવાનું શું કારણ ?"

સુરેશ પરાજિત થઇ ગયો. જવાબ ન દેવાઇ શકાયો એટલે ટેબલ ઉપર જોરથી હાથ પછાડતો જે એના મોઢામાં બોલ હતો તેજ એ બોલી ઉઠયો " હું ડરતુ નથી. હું પ્રાણની પરવા કરતો નથી." પછી મહિમ સામું જોતો બોલ્યો " આ નિમકહરામને પૂછી જુવો કે મેં એને મરતાં મરતાં બચાવ્યો છે કે નહી."

અચલા દર્પ દર્શાવતી બોલી " એ નિમકહરામ ભલે રહ્યા, પણ જેને તમે એકવાર બચાવ્યા તેનુંજ ફરીથી ખુન કરવાની ઇચ્છા કરો છો ?"

કેદાર બાબુની બુદ્ધિ બહેર મારી ગઇ હતી. એ બોલવા લાગ્યા "બહુ થયું અચલા, સુરેશ બહુ થયું; આ બધો શો કાંડ માંડયો છે?"

સુરેશ ક્રોધથી રક્ત નેત્રે કેદાર બાબુ સામું જોતો બોલ્યો "હું પ્લેગવાળા પાસે જાઉં છું તેમાં દોષ નથી. જીવ તો મહિમનો જ છે ને! અમારો કાંઇ જીવ છે ? તમને મેં જોયાં!" લજ્જા અને ક્ષોભથી અચલાને રડવું આવી ગયું. રૂંધાયલા સ્વરે એ કહેવા લાગી " જ્યાં એમને પ્રાણ દેવાના હશે ત્યાં હું એમને રોકવાની નથી. પરંતુ જ્યાં એમને રોકવાનો મારો સંપૂર્ણ અધિકાર છે ત્યાં તો હું એમને રોકીશ. ગમે તે થાય પણ એમને હું ત્યાં તો નહીજ જવા દઉં." એમ બોલીને ત્યાંથી ઉઠીને ચાલી જતી હતી, પણ એટલામાં કેદાર બાબુ ચચણી ઉઠયા " ક્યાં જાય છે અચલા ? "

અચલા જતી જતી ઉભી રહી અને બોલી " પિતાજી, દિવસ. અને રાત આ પીડા મારાથી સહન થતી નથી; આ દેહમાં જ્યાંસુધી પ્રાણ છે ત્યાંસુધી તો આ નહીજ સહન થાય. એમને બોલાવીને તમે અહર્નિશ મને સારો છો." એમ કહીને રડતી રડતી એ ખંડની બહાર ચાલી ગઇ. કેદાર બાબુની બુદ્ધિ મારી ગઈ હતી. વૈકલની માફક એ આમતેમ જોઇ રહ્યા; પછી બબડવા લાગ્યા "આ છોકરાંએ શો કાંડ માંડયો છે ?"

---

## ૧૨ દેવ કે દાનવ ?

અચલા ડુસકાં ભરતી ખંડની બહાર ચાલી ગઇ ત્યાર પછી કેટલીક વાર સુધી ત્રણે જણા ઊતરી ગયેલે મોઢે ત્યાં બેસી રહ્યા. છેવટે સુરેશ બોલ્યો "આપને જો અડચણ ન હોય તો હું આપની સમક્ષ આપની પુત્રીને બે એક વાત પૂછવા માગું છું. "

કેદાર બાબુ ગભરાતા બોલ્યા "તમારે જે વાત પૂછવાની હોય તેમાં મને શી અડચણ સુરેશ ?"

"તો એકવાર એમને બોલાવો. મારાથી હવે વધારે વાર થોભી શકાય તેમ નથી." સુરેશના મુખ ઉપર અસ્વાભાવિક ગાંભીર્ય પ્રસરી રહેલું જોઇને કેદાર બાબુને વહેમ પડયો; પરંતુ મહાપરાણે હસતા એ બોલ્યા "આ બધું છોકરવાદપણાનું યુદ્ધ છે. એણે આવી વાત સાંભળેલી નહી, જાણેલી નહી, સમજ્યાને સુરેશ ? ગમે તેવું પણ હજુ એ તો છોકરૂં ને ? પ્લેગ ફ્લેગની વાત એણે કાંઇ સાંભળી છે ? એટલે એને ડર લાગેને બાબા ?"

કેદાર બાબુનો આ બચાવ સાંભળવા સુરેશનું મન તૈયાર ન હોતું. એ અધીરો બનીને બોલી ઉઠયો "કેદાર બાબુ, હવે મારાથી વધુ સમય થોભી શકાય તેમ નથી."

"ઠીક, ઠીક, અરે કોણ છે અહીંયાં ?" એમ બોલતા કેદાર બાબુએ મહિમ સામું અર્થસૂચક વક્ર દૃષ્ટિએ જોયું. મહિમ ઉઠીને ઉભો થયો. કેદાર બાબુને નમસ્કાર કરીને કાંઈ પણ બોલ્યા શિવાય બહાર ચાલ્યો ગયો.

કેદાર બાબુ ઉઠીને પોતે જાતે અચલાને બોલાવી લાવ્યા. સાંજના સૂર્યનાં રાતાં કિરણો પશ્ચિમ દિશાની બારીમાંથી પડતાં હતાં. તે કિરણના પ્રકાશમાં અચલાનો દીર્ઘ પણ કૃશ દેહ પ્રભાથી ઉદ્‌ભાસિત થઈ પડેલો જોઇને ક્ષણવાર સુરેશના અક્ષુબ્ધ મનમાં મોહ અને હર્ષ જાગી ઉઠયો; પણ તે પળ વારજ. એના મુખ ઉપર એની દૃષ્ટિ પડતાં માત્રજ એના મનનો એ ભાવ આંખના પલકારામાં ઉડી ગયો. પરંતુ એ મુખ ઉપરથી સુરેશ પોતાનાં નયન આવરી શક્યો નહી; એ મુખ સામું નિર્નિમિષ નેત્રે સ્તબ્ધ બનીને જોઇજ રહ્યો.

અચલાના મુખ ઉપર એ તેજ સીધું નહોતું પડતું પરંતુ, સામે દિવાલ ઉપર આયનો લટકાવેલો હતો તેમાં પડતા તેજનું પ્રતિબિંબ અચલાના સમસ્ત મુખમંડળ ઉપર પડતું હતું; તેથી એ સુરેશની આંખે કાંસાની તપાવેલી મૂર્તિ જેવી લાગતી હતી. એને સ્પષ્ટ સમજાયું કે આ નારીનું માધુર્ય અને કોમળતા એના મનમાં ચાલી રહેલી ચિંતાએ શોષી લીધેલાં છે; અને એજ ચિંતાએ એના મુખની પ્રત્યેક રેખાને, અરે એના સમસ્ત મુખમંડળને ધાતુની માફક સખત બનાવી દીધું છે. કેદાર બાબુના પ્રબળ નિઃશ્વાસથી સુરેશના ધ્યાનમાં ભંગ પડયું અને એ પાછો ટટાર થઇને બેઠો.

કેદાર બાબુ પોતાનો પુરાતન મત પ્રકાશિત કરતા બોલ્યા "આ તો બધું ગાંડાઇનું તોફાન.—આ બધું તમે શું કહો છો તેની મને જરાએ સમજ પડતી નથી—"

સુરેશ અત્યંત ગંભીર સ્વરે અચલાને ઉદ્દેશીને બોલ્યો "ત્યારે તમારે તો તમારો મત ફેરવવાનો નથી જ ને ?"

અચલાએ ડોકું ધુણાવીને કહ્યું "ના."

"એમા જરા પણ પરિવર્તન થવાનો સંભવ નથી ?" અચલાએ ફરીથી ડોકું ધુણાવીને કહ્યું "ના."

આ સાંભળી સુરેશના મુખ ઉપર જોરથી લોહી ચઢી આવ્યું. એનું મોઢું અને આંખ અંગારા જેવાં લાલ ચોળ થઇ ગયાં. મહા મુશ્કેલીથી મનને નિયમમાં રાખતો એ બોલ્યો "વારૂ, હું તમને એટલું પુછું છું કે હુંજ તમારા હાથનો પ્રથમ શિકાર છું, કે મારા પહેલાં મારા જેવા અનેક આ ફંદામાં ફસી પડયા છે ? એવા કેટલાક મુડાઇ ગયા છે ?"

અચલાથી આવાં વચનો ન સાંખી શકાયાં. એ આંખો ફાડીને જોઇજ રહી. સુરેશ કેદાર બાબુ સામું જોતો બોલ્યો "પિતા પુત્રી એકમત થઇ આવાં ષડયન્ત્રો રચીને ભોળા શિકારને સકંજામાં ઉતારે છે એ વાતની વિલાયતમાં નવાઇ નથી. પરંતુ કેદાર બાબુ, એટલું યાદ રાખજો કે એક દિવસ જેલમાં જવું પડશે."

કેદાર બાબુ ચિત્કાર પાડતા બોલી ઉઠયા "તમે આ બોલો છો શું સુરેશ ?"

સુરેશે જરા પણ ચલાયમાન ન થતાં જવાબ આપ્યો "બસ કરો કેદાર બાબુ ! આ નાટક બહુ દિવસ ભજવાયું. તમારો એ અભિનય પુરાણો થઇ ગયો છે. હવે હું એથી ઠગાવાનો નથી. મારા પૈસા તો ગયા, પણ તેને બદલે મને શિખામણ ઓછી મળી નથી !"

અચલા ધ્રુંગરાતી બોલી ઉઠી "તમે તે એમની પાસેથી શું કામ પૈસા લીધા પિતાજી ?"

કેદાર બાબુ ગાંડાની માફક એક કોરા કાગળને હાથમાં લઇને આમ તેમ ફેરવતા હતા તે ફેંકી દઇને એક જુનું પુરાણું ન્યુસપેપર બાજુમાં પડયું હતું તે હાથમાં લેતા કકળી ઉઠયા "હું એમને ખાતું પાડી આપું છું—" સુરેશે કહ્યું "જવા દો જવા દો, ખાતા બાતાની હવે કાંઇ જરૂર નથી. તમે મને રૂપીઆ પાછા આપી દેશો એ હું જાણું છું; પણ એટલા પૈસા માટે તમારી પાછળ કોર્ટોમાં દોડા દોડી કરવાનો મને વખત નથી." જવાબ વાળવા માટે તો કેદાર બાબુના બન્ને હોઠ ફરકી ઉઠયા હતા, પણ એમના મુખમાંથી એક અક્ષર સરખો બહાર નીકળી શકયો નહી.

સુરેશ વળી પાછો અચલા સામું જોઇ રહ્યો. એવું મુખ ફીકકું પડી ગયું હતું. એની આંખમાંથી આંસુ સરતાં હતાં પણ સુરેશને

જરાએ દયા ન આવી. ઉલટું એના ક્રોધની જવાળા સો ગણી વધી ગઇ. પિશાચની નિષ્ઠુરતા ધારણ કરતો એ બોલ્યો " શા ઉપર આટલો ગર્વ અચલા ? આ તમારા મુખની શોભા ઉપર ? આ સુકલકડી દેહ ઉપર ? આ તમારા શરીરના રંગ ઉપર ? હા, હું ઠગાયો છું.—પણ શું તમારા રૂપથી ? ના. એ વાત ભૂલી જજો. એવો ખ્યાલ હોય તો કાઢી નાખજો. "

પિતાની સમક્ષ આમ નિર્લજ્જ રીતે પોતાનું અપમાન થયેલું હોવાથી અચલા બન્ને હાથે પોતાના વદન મંડળને ઢાંકી દેતી દુઃખિત થઇને પીડિત થઇને કોચ ઉપર ઢગલો થઇને પડી.

સુરેશ ઉઠીને ઉભો થયો. તે બોલ્યો " બ્રહ્મોની સામે હું આંખથી આંખ મીલાવી શકતો નથી, એને પડછાયે ઉભા રહેતાં પણ મને ધૃણા થાય છે; પરંતુ મારા કાંઈ પૂર્વ જન્મના સંસ્કાર હશે કે મેં આ ઘરમાં પગ મુકયો અને મારો એ વિદ્વેષ હું મુહૂર્ત માત્રમાં ભૂલી ગયો. મને તેજ વખતે સંદેહ પડવો જોઇતો હતો. ન પડયો એ જાદુવિદ્યા. મારૂં તો જે થવાનું હશે તે થશે, પરંતુ તમને સહસ્રકોટિ ધન્યવાદ દીધા શિવાય મારાથી રહેવાનું નથી. ધન્યવાદ અચલા ! "

અચલા મુખ ઉંચું કર્યા શિવાયજ રૂંધાયેલે કંઠે બોલી ઉઠી " પિતાજી, એમને તમે ચુપ રહેવાનું કહો. હું ઝાડ નીચે પડી રહીશ, પણ તમે આમના લીધેલા પૈસા તો ગમે તેમ કરીને પાછા આપી દો. "

સુરેશ બોલ્યો " ઝાડ નીચે ! અરે એક દિવસ એવો આવશે કે તમને ઝાડ નીચે પણ જગ્યા નહી મળે. તે દિવસે મારો આ

બોલ સંભારજો. " એમ બોલીને પ્રત્યુત્તરની દરકાર કર્યા શિવાય એ વેગભર્યો ત્યાંથી ચાલ્યો ગયો.

કેદાર બાબુ કેટલીકવાર સુધી એમને એમ બેસી રહ્યા. આખરે દીર્ઘ નિઃશ્વાસ નાખતા એ બોલ્યા " એ કેટલો ભયંકર ! આવું જાણ્યું હોત તો હું એને પેસવાએ શાનો દેત ! "

પિતાના ઉપલા ઉદ્‌ગાર અચલાને કાને પડયા પણ એ કાંઇ બોલી નહી. એ તો ઢગલો થઇને પડી પડી રડયા કરતી હતી. આંસુથી એની આખી છાતી પલળી ગઇ. ખુરશી ઉપર બેઠા બેઠા કેદાર બાબુ બધું જોયા કરતા હતા પરંતુ પુત્રીને સાન્ત્વન દેવા એક શબ્દનો પણ ઉચ્ચાર કરવાનું એ સાહસ ન કરી શકયા. સંધ્યાકાળ થઇ. નોકરે આવી ગ્યાસના દીવા કર્યા. આખરે અચલા ઉઠી અને બોલ્યા શિવાય પોતાના ખંડમાં ચાલી ગઇ.

ઉપલી વાતને એક માસ વીતી ગયો. કેદાર બાબુ પ્રસન્ન થઇ ગયા છે. મહિમ સાથે અચલાનો વિવાહ આવતે રવિવારે કરી દેવાનું નક્કી થઇ ગયું હતું. તે દિવસે સુરેશ યુદ્ધ મચાવીને ચાલ્યો ગયો તેથી કેદાર બાબુની છાતી વીંધાઇ ગઇ હતી. એમને એના ઉપર ઘણું ખોટું લાગી ગયું હતું. એ અપમાન એમને ભારે સાલી રહ્યું હતું. એ બધીએ વાત ખરી, પણ માત્ર તેટલા ઉપરથી જ એમણે મહિમ સાથે સંધિ કરીને એની સાથે અચલાનો વિવાહ કરવા સંમતિ આપી હશે એમ માનવાનું કાંઇ કારણ નથી. સુરેશ હમણાંનો બીલકુલ જણાતો નહોતો. એ કયાં છે તેનો પત્તો લાગતો નહોતો. ઉલટું એવું સાંભળવામાં આવ્યું હતું કે એ તો કલહ થયો તેજ રાત્રે અન્ય સ્થળે ચાલ્યો ગયો હતો. એ કયારે પાછો આવવાનો છે તે પણ કોઇએ કહ્યું નહી. એટલે એમનું મન મહિમ તરફ વળ્યું.

આ બધી ઘટનાથી મહિમ તદ્દન અજ્ઞાતજ હતો. કેદાર બાબુએ પોતાની પુત્રીનો મહિમ સાથે વિવાહ કરવાની સંમતિ આપી ત્યારથી એ વિહ્વલની પેઠે સ્તબ્ધજ બની ગયો હતો. કાંઇ કાંઇ વાતો, કાંઇ કાંઈ વિચાર, કાંઈ કાંઇ સંદેહ એના મનમાં ખડા થઇ જતા હતા; પરંતુ પોતાના આ બધા સૌભાગ્યનું મૂળ કારણ સુરેશજ છે એવી એને કલ્પના સરખી પણ આવી નહી. અચલા પ્રતિના સ્નેહ, પ્રેમ અને કૃતજ્ઞતા વડે એનું હ્રુદય છલોછલ ભરાઇ ગયું હતું. એ બહુ શાંત પ્રકૃતિનો હતો. ન હર્ષ જણાવા દેતો કે ન શોક જણાવા દેતો. કોઇ વખતે મુખ ઉપર તેવો ભાવ જણાઇ આવતો તો તે છુપાવવા પ્રયત્ન કરતો. આજ સંધ્યાકાળે એ કેદાર બાબુને ઘેર આવ્યો. બે ચાર આમની તેમની વાતો કરી. એણે અચલાને દીઠી પણ એનાથી એને આજે નમન પણ થઇ શકયું નહી. કેદાર બાબુએ ધીમે રહીને વિવાહની વાત છેડી. એ વિવાહમાં પોતાની સંમતિ છે એ જણાવ્યું અને છેવટે લગ્નનો દિવસ પણ નક્કી કરી નાખ્યો. આ બધું થઇ ગયું પણ મહિમના મુખ ઉપર સ્ફૂર્તિ કે ઉત્સાહનું લેશ માત્ર પણ ચિન્હ જણાયું નહી. દિવસ ઉપર દિવસ જવા લાગ્યા અને લગ્નનો દિવસ પાસે આવી લાગ્યો.

પરમ દિવસે લગ્ન, પરંતુ વિવાહની કશી ધામધુમ જણાતી ન હોતી. કેદાર બાબુનો અભિપ્રાય એવો હતો કે આ શુભ કાર્ય કાંઇ પણ જાતની ધામધુમ વગર કરી નાખવું.

આજે સાંજના રોજના નિયમ પ્રમાણે કેદાર બાબુ ચા પીતા બેઠા હતા. અચલા નજીકજ કોચ ઉપર શીવણ કામ લઇને બેઠી હતી. કેટલાએ દિવસ દુઃખમાં વ્યતીત કર્યા પછી આજે એના ચિત્તમાં શાંતિ જણાતી હતી. એ શાંતિના આભાસથી એનું ફીકકું

પડી ગયેલું મુખ જરાજરા સુરખી ઉઠતું હતું. ચા પીતાં પીતાં વચ્ચે વચ્ચે કેદાર બાબુ પુત્રીના સામું જોતા હતા. સુરેશ કલહ કરીને ચાલ્યો ગયો હતો ત્યારના એ મન મારીને બેસી રહ્યા હતા. એ પાછો આવશે ત્યારે વળી શો ઝઘડો જમાવશે તેની એમને અહો રાત્ર ચિંતા થયા કરતી હતી. વળી અધુરામાં પુરો મહિમ સાથે અચલાનો સંબંધ બાંધ્યો હતો. સુરેશ પાસે પૈસા લીધા હતા તેનું કાંતો એને ખાતુ પાડી આપવું કે કાંતો બીજાનું દેવું કરીને એને પૈસા પાછા આપી દેવા, આવા આવા એમના વિચારોનો પાર ને છેડો આવતો ન હોતો. હવે ગમે તે કાંઇ કરવું આવશ્યક હતું. સુરેશ તરફ બેદરકારી રાખે ચાલે તેવું ન હોતું. તેમ પુત્રીની માફક પોતાના તાનમાં મસ્તાન રહીને દેખતી આંખે માથે આવી પડેલી વિપત્તિને તરી જવાય એવું હતું નહી. સુરેશે એમને ચેકથી પૈસા આપ્યા હતા, એ શિવાય બીજું કાંઇ લખાણુ ન હોતું. પરંતુ કોર્ટમાં પૈસા લીધાની વાત ઉડાવી દેવાય તેવી નહોતી. આવા આવા એમને અનેક વિચાર આવવા લાગ્યાં, પરંતુ પુત્રીની સાથે આ વિષયમાં એમનાથી જરાએ વાત થતી નહી. એના સમક્ષ સુરેશના નામનો ઉચ્ચાર કરવામાં પણ એમને ભય લાગતો હતો. એ વારંવાર પુત્રીના મુખ સામું જોયા કરતા. મનમાં ને મનમાં ચિંતાની જવાળામાં શેકાઇ જતા હતા. પુત્રીજ એમના સકળ દુઃખનું મૂળ થઇ પડી હતી. ભવિષ્યમાં કોણ જાણે શુંનું શું થઇ જશે તેનો એમને મન મોટો વિચાર થઇ પડયો હતો.

આ નિષ્ઠુર પુત્રી વૃદ્ધ પિતાને આડખીલી રૂપ થઇ પડી. પિતાના સુખ દુઃખ પ્રતિ એ દૃષ્ટિપાત સરખો નહોતી કરતી. આ સ્વાર્થ–પરાયણ સંતાનની વિરુદ્ધ એમનો છાનો ક્રોધ અભિશાપ વર્ષાવવાની

કામના કરી રહ્યા હતા. એકવાર પુત્રીજ રડતી રડતી બોલી હતી
" પિતાજી, તમારી આજ્ઞાનું પાલન કરવાથી મને શાંતિ મળે છે. "
પાત્ર જોવા જઈએ તો સુરેશ મહિમ કરતાં હજાર દરજ્જે ઇચ્છવા યોગ્ય, આવો અભિપ્રાય કેદારબાબુને મન ઘર કરીને વસી રહ્યો હતો. એની સાથેનો સંબંધ તુટી જાય એ એમને મન ગંભીર ક્ષતિ હતી. અંદરખાને એમને સુરેશ ઉપર ક્રોધ નહોતો. આટલો મોટો ઝઘડો થઇ ગયો હતો છતાં પણ જો એને પાછો લાવી શકાતો હોય તો મહિમ સાથેનો વિવાહ તોડી નાખવામાં પણ એ વિલંબ કરે નહીં; પણ હવે ઉપાય નહોતો, અન્ય માર્ગ નહોતો. અચલા પાસે તો એની વાત કાઢવી એ દુર્લભ હતી.

સીવતી સીવતી અચલા મુખ ઉંચું કરીને ઓચીંતીજ બોલી ઉઠી "પિતાજી, સુરેશ બાબુ વિપત્તિમાં આવી પડયા છે?"

અચલાના મુખમાં સુરેશનું નામ! કેદાર બાબુ ચમકી ઉઠ્યા. કાને આ શું સાચું સાંભળ્યું? એમને પોતાના કાનનો વિશ્વાસ ન પડયો. સવારમાં આવેલું વર્તમાનપત્ર ટેબલ ઉપર પડેલું હતું તે લઇને અચલાએ ફરીથી ઉપલો પ્રશ્ન કર્યો.

કેદાર બાબુએ પૂછ્યું " કયો સુરેશ? "

અચલા વર્તમાનપત્રમાંથી તે હકીકત ખોળી કાઢતી બોલી "ઘણું કરીને આપણા સુરેશ બાબુ."

કેદાર બાબુ વિસ્મય પામતા આંખો ફાડીને જોઇ રહ્યા અને " આપણા સુરેશ બાબુ? એમનું શું છે? એ હાલ કયાં છે?"

અચલા ઉઠીને ઉભી થઇ અને વર્તમાનપત્રમાંથી પિતાને એ હકીકતવાળો ભાગ બતાવીને કહ્યું "આ વાંચી જુવો પિતાજી."

કેદારબાબુએ ચસમાં માટે ખીસ્સામાં હાથ નાખ્યો પણ

ખીસ્સામાં નહોતાં એટલે એ બોલ્યા "મારાં ચસમાં અંદરના ખંડમાં રહી ગયાં છે. તું જ વાંચી સંભળાવને બેટા. એ શી વિપત્તિમાં આવી પડયો છે ?"

અચલાએ વાંચી સંભળાવ્યું:—"ફૈઝાબાદનો ખબરપત્રી લખે છે કે શહેરના ગરીબ લત્તામાં ભયંકર આગ સળગી ઉઠી છે. બિચારા ગરીબ લોકોને માથે મહા આફત આવી પડી છે. તેમાં વળી જીવલેણ પ્લેગ અહીં પુર જોસમાં ફાટી નીકળ્યો છે. દુઃખી લોકના દુઃખની પરિસીમા રહી નથી. કેટલાક દિવસથી સુરેશ નામના એક સખી યુવક અહીં આવેલા છે. તે લોકોને પૈસા આપે છે, ઔષધ આપે છે, અરે તેઓ જાતે પ્લેગવાળાઓની માવજત ઉઠાવે છે. એકવાર એમના સાંભળવામાં આવ્યું કે એક બાઈને પ્લેગ થયો છે અને તેના ઘરમાં ભયંકર આગ લાગી છે. કોઇ એને બહાર કાઢનાર નહિ હોય તો આગમાંજ એ બાઇ ભસ્મીભૂત થઇ જશે. આ ખબર સાંભળતાંજ આ નિડર અને મહા સાહસી બંગાળી યુવક પોતાના પ્રાણની પણ પરવા કર્યા શિવાય ચારે મેરથી સળગી ઉઠેલા ઘરમાં પહોંચી ગયા. વિગેરે વિગેરે—"

લેખ પુરો થયો. કેદારબાબુ કેટલીકવાર સુધી છાના માના બેસી રહ્યા પછી ઉંડો નીસાસો નાંખતા બોલ્યા "પણ એ આપણાજ સુરેશ હશે એમ તું માને છે ?"

અચલા શાંત સ્વરે બોલી "હા પિતાજી, આપણા જ સુરેશ."

કેદારબાબુ વળી ચમકી ઉઠયા. અચલાએ "આપણા જ" એ શબ્દ ઉપર ખાસ ભાર મુકયો હતો. આમ ભાર મુકીને અચલા બોલી તેનું કારણ એટલુંજ હતું કે પોતે ખાતરીથી કહેતી હતી. પરંતુ કેદારબાબુએ તેનો અર્થ પોતાને ગોઠતોજ કર્યો. જેમ ડુબતો

તણખલાને પકડવા બન્ને હાથ પહોળા કરે તેમ અત્યારે વૃદ્ધ પિતા કન્યાના બોલનો કાંઇ કાંઇ અર્થ કરી રાચવા લાગ્યા. એમના મુખ ઉપર અચાનક આશા અને આનંદ ચમકી ઉઠયાં. એ બોલ્યા " વારૂ દીકરા, ત્યારે હવે તું શું એમ ધારે છે કે—" પિતા વાક્ય પુરૂં કર્યા શિવાય અટકી ગયા તેથી અચલા બોલી " હું શું ધારૂં છું પિતાજી ? "

કેદાર બાબુ જરા સાધવાની રાખી બોલ્યા " હું એમ કહેતો હતો કે સુરેશે આપણી સાથે જે વ્યવહાર આદર્યો છે, તેથી એના મનને ઘણો અનુતાપ થયેલો હોવો જોઇએ, નહી ? "

અચલા બોલી " હા પિતાજી, હું એમજ માનું છું. "

કેદારબાબુ પણ " ચોક્કસ, ચોક્કસ, એકવાર નહી પણ એક વીસ વાર. " એમ બોલતા મગનમાં ડોલવા લાગ્યા. " ત્યાર વગર એ એક સાધારણ સ્ત્રીને બચાવવા આગમાં ન ઝંપલાવે. પણ એમનું અંતર પરિતાપથી દગ્ધ થઇ ગયું છે તેથી પોતાના પ્રાણની પણ એ પરવા કરતા નથી. કેમ છોકરી ખરૂં કે નહી બોલ ? "

અચલા ધીમે રહીને બોલી " સાંભળ્યું છે કે એમણે બે ત્રણ વાર પોતાના પ્રાણને જોખમમાં નાખી બીજાને બચાવ્યાં છે. "

કેદાર બાબુને અચલાનું આવી રીતનું બોલવું રૂચ્યું નહી. તેથી એ બોલ્યા " અચલા, બીજા સંજોગોમાં એમ થાય, પણ આવી પ્રચંડ આગમાં ઝંપલાવવું એ તો મૃત્યુને આલિંગન દેવા સમાન છે. આ બન્નેનો તું તફાવત સમજી શકતી નથી ? "

અચલા પ્રતિવાદ ન કરતાં બોલી " હશે, પણ એ મહાત્મા લોક કહેવાય.પારકાનાં દુઃખે પોતાનું દુઃખ કીસ ગણતીમાં ગણે નહી."

કેદાર બાબુ ખડ ખડાટ હસી પડયા, પછી જરા ગર્વથી બોલ્યા

" ઠીક, ઠીક, તું કહે છેઃ એ બરોબર છે અચલા. એ છે તો મહાત્માજી. એમની કોઇની જોડે તુલનાજ થઇ શકે નહી. લોકો ઘણાએ દુનિયામાં છે તો પણ એટ્ટી કલમે કોણ પાંચ પાંચ હજાર રૂપીઆ આમની માફક કાઢીને ફેંકી દે છે, કહે જોઇએ ? "

અચલાએ કશો જવાબ આપ્યો નહી. માત્ર મૌન ધારણ કરીને નીચું જોઇ રહી. પણ વૃદ્ધને સંતોષ ન થયો એટલે પુલકિત ચિત્તે એ વળી બોલ્યા " એ મનુષ્ય છે, દેવ નથી. એનામાંયે દોષો હશે, પરંતુ એવા દોષો તો બધામાં હોય. મોટા લોકો તો ઘણાએ હોય છે, પણ આવું કોઈ એ કર્યું જાણ્યું છે ? આગળ વાંચને બેટા, વર્તમાન પત્રવાળો શું લખે છે ? પછી આગમાંથી એણે પેલી બાઇને વગર ઇજાએ બહાર કાઢી ? અહા ! એ કેવા મહત્ પ્રાણ ! લોકો દેવ બીજા કોને કહેતા હશે ! "

અચલા તો મૌનનો ભંગ કર્યા શિવાય બેસીજ રહી. કેદાર બાબુ વળી બોલ્યા " ચાલ, ચાલ, એને આપણે એક તાર કરી આપ દઇએ. એની ખબર આપણે લેવી જોઇએ. એના આવી વિપત્તિના સમયમાં આપણે આપણો ટેક ન રાખવો જોઇએ. "

અચલા ઉંચું જોતી બોલી " પણ આપણે એમનું ઠેકાણું જાણતાં નથી ને પિતાજી ! "

" ઠેકાણું ! ફૈજાબાદમાં એવો કોણ હશે કે જે આપણા સુરેશનેજ ન ઓળખે ! મને એમના ઉપર હતો ત્યારે ઘણોએ રોષ હતો, પણ અત્યારે મારા મનમાં કાંઇ નથી. ટેલીગ્રામ લખીને તાકીદે મોકલી આપ બેટા. એની ખબર અંતર જાણવા મારૂં મન ઘણું વ્યાકુળ થઇ ગયું છે. "

" હમણાં મોકલી આપું છું " એમ બોલતી અચલા ટેલી-

ગ્રામનું ફ્રારમ લેવા જેવી ખંડની બહાર ગઇ તેવો એકાએક સુરેશજ એની સામે આવીને ઉભો રહ્યો.

અંતરના દુઃખથી સુરેશ પ્રજળી રહ્યો હતો. એટલે એનું મુખ ફીકકું પડી ગયું હતું, શ્રીહીન બની ગયું હતું. એના મુખમાં આવુ પરિવર્તન થયેલું અચલાએ આજે પ્રથમવારજ જોયું એટલે એ આશ્ચર્યચકિત થઇ ગઇ. કેટલીકવાર સુધી બેમાંથી કોઇ બોલી શકયું નહીં. આખરે અચલાજ બોલી " પિતાજી બેઠા છે. આવો, અંદર આવો. ફૈજાબાદથી કયારે આવ્યા ? છો તો ખુશીમાંને ? " પોતાના કંઠસ્વરમાં અજાણતાં સ્નેહભાવ આવી ગયો એ અચલાને ઠીક લાગ્યું નહી. સુરેશ પણ અત્યારે મહા પરાણે ઉભો રહી શકયો હતો. એને પોતાના દોષનું પરિમાર્જન કરવું હતું. એ એકદમ નીચે બેસી ગયો. પોતે કરેલાં દુષ્કૃતનું સંમાર્જન કરવાની એને એટલી પ્રબળપણે ઇચ્છા થઇ આવી હતી કે તેનો જય કરવો મુશ્કેલ હતો. એ ઇચ્છા દુર્જય હતી, છતાં મહાપરાણે એ ઇચ્છા ઉપર કાબુ લાવીને એ બોલ્યો " હું ફૈજાબાદ હતો એ વાત તમે કેવી રીતે જાણી ? "

અચલા સ્નેહાર્દ્ર સ્વરે બોલી " વર્તમાન પત્રમાં હમણાં જ અમે વાંચ્યું એટલે પિતાએ તમને ટેલીગ્રામ કરવાનું મને કહ્યું. તમારે માટે એ બહુ જીવ બાળે છે. આવો, એકવાર એમને તમે મળો." એમ બોલીને એ પાછી ફરતી હતી એટલામાં સુરેશ બોલ્યો " એ તો જાણે મારા અપરાધની ક્ષમા કરશે, પણ તમે મારા અપરાધની કેવી રીતે ક્ષમા આપી શકશો અચલા ? "

અચલાના હોઠ ઉપર સ્મિત ફરકી રહ્યું હતું. એ બોલી " તે મારે જોવાનું છે. મેં તો તમારા ઉપર એક દિવસ પણ ક્રોધ કર્યો નથીઃ આવો અંદર આવો. "

૧૩ ફ઼ાઇબા

સુરેશે જ્યારે વાત કરી કે મહિમનો પત્ર આવ્યો ત્યારે મેં વિવાહની વાત જાણી અને તેથી હું ધાડધાડ કરીને આવતો રહ્યો, ત્યારે કેદારબાબુ જરા શરમીંદા બની ગયા; પણ અચલાના મુખ ઉપરનો ભાવ જરાએ બદલાયો નહી.

સુરેશે કહ્યું "મહિમના લગ્નને લીધેજ મારે અહીં જલદીથી આવવું પડયું. બાકી હજુ હું હોસ્પીટલમાંજ રહ્યો હોત તો ઠીક હતું."

કેદારબાબુ તીવ્ર ઉત્કંઠાથી બોલી ઉઠયા "હોસ્પીટલમાં કેમ સુરેશ?" "મારી તબીયત સારી નહોતી ને."

કેદારબાબુ બોલ્યા "પ્રભુને કોટિ કોટિવાર પ્રણામ કરૂં છું. વર્તમાનપત્રમાંથી અચલાયે તમારી અલૌકિક હકીકત મને વાંચી સંભળાવી સુરેશ. આજે તમારી સાથે વાત કરતાં મારી આંખમાં આનંદાશ્રુ ભરાઇ આવે છે. મનમાંને મનમાં બોલુ છું કે હે ઇશ્વર! આવા લોકની સાથે મિત્રતા થવાનું મને સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું તેથી મારી જાતને હું ધન્ય માનું છું!" એમ બોલી બે હાથ જોડી પોતાને કપાળે સ્પર્શ કર્યો પછી બોલ્યા "પણ બોલો, આવી રીતે વારંવાર બીજાને માટે પોતાના પ્રાણ જોખમમાં નાખવા એ સારૂં કહેવાય? એક સાધારણ માણસના પ્રાણ બચાવવામાં આવા મોટા પુરુષના પ્રાણ ચાલ્યા જાય તો સંસારને કેટલું બધું વેઠવું પડે?"

"એમાં સંસારને શું વેઠવું પડે?" એમ બોલીને સુરેશ સહજ સ્મિત કરતો અચલા સામું જોઇ રહ્યો. અચલા અત્યાર સુધી એકીટશે સુરેશ સામું જોઇ રહી હતી. તેણે હવે પોતાની દૃષ્ટિ નીચી ઢાળી દીધી.

કેદારબાબુ વળી બોલવા લાગ્યા "આવી વાત વારંવાર કાઢવી કામની નહી; કારણ કે એ સાંભળવાથી તમારાં આત્મીય જનોને કેટલું બધું દુઃખ થાય?"

સુરેશે હસતાં હસતાં કહ્યું "આત્મીય જન એવાં તો મારે કોઇ નથી. આત્મીય જનમાં એક મારાં ફોઇબા. મારૂં દુઃખ ફક્ત એમને થાય. મારા જવાથી એ દુઃખી થઇ જાય."

"આત્મીય જન એવાં તો મારે કોઇ નથી." એ સાંભળી કેદારબાબુનાં શુષ્ક નયન સજલ થઇ ઉઠયાં. એ બોલ્યા "એકલાં એજ દુઃખી થઇ જાય? ના ના, આ વૃદ્ધને પણ કાંઇ ઓછો શોક ન થાય સુરેશ."

ઘડીઆળમાં રાત્રીના દશ વાગ્યા હતા. સુરેશ ઘેર જવા માટે ઉઠયો. હાથ જોડીને એ બોલ્યો "કેદારબાબુ, મારે તમને એક પ્રાર્થના કરવાની છે. મહિમનાં લગ્ન તો મારે ઘેરથીજ થશે એમ નક્કી થયું છે; પણ તે તો પરમ દિવસે. કાલે રાતે મારી ગરીબની ઝુંપડી તમે પાવન કરો. નહીંતો હું જાણીશ કે તમે મને ક્ષમા નથી આપી. બોલો, આ પ્રાર્થના સ્વીકારશો?" એમ બોલીને એણે કેદારબાબુના પગની રજ પોતાને માથે ચઢાવી.

કેદારબાબુ સુરેશના આ વ્યવહારથી ગળગળા થઇ ગયા અને એને પોતાના ચરણની રજ લેતો અટકાવવા ગયા. સુરેશની પીઠ ઉપર અગ્નિની ઝાળ લાગવાથી તે દાઝી ગઇ હતી તેથી તેના ઉપર બેન્ડેજીસ બાંધ્યા હતા અને તે કોઇને માલમ ન પડે માટે એણે ઉપર શાલ ઓઢી રાખી હતી. સુરેશને ચરણરજ લેતો અટકાવવા બંને વચ્ચે હાંસાતુસી થઇ અને એ હાંસાતુસીમાં અજાણતાં કેદારબાબુના હાથે પેલો બેન્ડેજ છુટી ગયો. તરતજ એમની નજરે

સુરેશની પીઠ ઉપરનો વ્રણ સ્પષ્ટ તરી આવ્યો. એટલે વૃદ્ધ એ-ચીંતી ભયથી બુમ પાડી ઉઠયા. વિજળીના ચાટકાની માફક અચલા એકદમ ઉભી થઇ, પાટો લઇ લીધો અને બોલી "ભય શો છે, હમણાં હું બરોબર પાછો પાટો બાંધી દઉં છું." એમ કહીને એણે સુરેશને સોફા ઉપર બેસાડયો અને પૂર્ણ સાવધાનતાથી જેમ હતો તેમ પાછો એ પાટો બાંધી દેવા લાગી.

કેદારબાબુ તો બીચારા આંખો મીચી ધબ દઇને ખુરશીમાં પડયા. એમનાથી તો જોઇ શકાયું જ નહી, મુખમાંથી ઉચ્ચાર સરખો નીકળી શકયો નહી. અચલા પલંગની કિનારીને અઢેલીને પાટો બાંધતી હતી. જોત જોતામાં એની બન્ને આંખો આંસુથી ભરાઈ ગઇ અને ધીમે ધીમે મોતીના જેવાં ગોળ મટોળ અશ્રુબિંદુ ટપક ટપક નીચે પડવા લાગ્યાં. આ પ્રકાર સુરેશની દૃષ્ટિએ ન પડયો તેમ એ તરફ નજર કરવાનો એને ખ્યાલ સરખો આવ્યો નહી. એ તો પોતાનાં ચક્ષુ બંધ કરીને નીરાંતે બેઠો હતો. અચલાનો અસીમ પ્રેમાસ્પદ કોમળ કર એના અંગ ઉપર ફરી રહ્યો હતો તેનો એ અનુભવ કરી રહ્યો હતો.

અચલાએ પોતાની આંખમાં આવેલાં આંસુ લુછી નાખ્યાં અને ધીમે રહીને બોલી "આજે, તમારે અમારી સમક્ષ એક પ્રતિજ્ઞા લેવી પડશે."

સુરેશના ધ્યાનમાં ભંગ પડયું. એ એકદમ ચકિત થઇ ગયો. એણે પૂછયું "કેવી પ્રતિજ્ઞા ?"

"આજ પછી તુમારે આવી રીતે તમારા પ્રાણને જોખમમાં નાખી તેનો નાશ ન કરવો."

"પરંતુ હું જાણી જોઇને મારા પ્રાણનો નાશ કરવા નથી ઇચ્છતો.

આ તો પરોપકાર અર્થે એટલું જોખમ ખેડવું પડે છે. બાલપણ-થીજ મારો આવો સ્વભાવ છે અચલા."

અચલાએ એની સાથે પ્રતિવાદ ન કર્યો પણ એણે સુરેશનાં વચન સાંભળી એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. પાટો બંધાઇ રહ્યો હતો એટલે સુરેશ ઉઠીને ઉભો થયો અને ધીરે રહીને બોલ્યો "જુઓ. કાલે ગમે તેમ કરીને આ ગરીબની ઝુંપડી પાવન કરવા તમારે જરૂર આવવું પડશે." આમ બોલતાં બોલતાં એની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં પણ એના કંઠસ્વરમાં કાંઈ ફેરફાર થયો નહી.

અચલાએ નીચું જોઇને ડોકું હલાવી કહ્યું "ઠીક." પછી કેદારબાબુને પ્રણામ કરતો સુરેશ બોલ્યો " જુઓ મને નિરાશ ન કરશો." ત્યાર બાદ એણે ફરી અચલા સામું જોયું અને "મારા આમંત્રણને માન આપજો" એમ નેત્ર દ્વારા કહેતો કહેતો એ ચાલ્યો ગયો.

બીજે દિવસે નિર્ણીત કરેલા સમયે સુરેશની ગાડી કેદારબાબુને આંગણે આવીને ઉભી રહી. કેદારબાબુ તૈયાર થઇનેજ બેઠા હતા એટલે પુત્રીને લઇને એ ગાડીમાં બેસી ગયા.

સુરેશનો બંગલો આવી પહોંચ્યો. કમ્પાઉન્ડનો દરવાજો ખુલ્લો હતો. ગાડી દરવાજામાં પેઠી અને કેદારબાબુ સુરેશનો વૈભવ જોઇને અવાક બની ગયા. સુરેશ શ્રીમંત છે એ તો જાણતા હતા, પણ કેવોક શ્રીમંત હશે તેનું અનુમાન એ નહોતા કરી શક્યા. આજ એની શ્રીમંતાઇનો એ અંદાજ કાઢી શક્યા.

સુરેશ આ પિતા પુત્રીને સામો લેવા ગયો. બન્નેને ગાડીમાંથી ઉતાર્યાં પછી હસતો હસતો બોલ્યો " મહિમ તો આજે પણ એના કામમાં ગુંથાયેલો છે કેદારબાબુ. એ તો કહે છે કે કાલ બપોર પહેલાં તો મારાથી નહી આવી શકાય."

કેદારબાબુએ કશો જવાબ ન દીધો. ત્રણે જણ પ્રધાન ખંડમાં આવ્યાં. એક પ્રૌઢા રમણી ઉંમરા ઉપર ઉભી હતી તે બહાર આવી અને અચલાને હાથ પકડીને અંદર લઇ ગઈ. અંદરના ખંડમાં શેતરંજી પાથરેલી હતી તેના ઉપર તેણે અચલાને બેસાડી અને પોતાનું ઓળખાણુ કરાવ્યું. " જો દીકરી, હું તો તારી સાસુ કહેવાઉં. હું મહિમની પણ ફોઈ. "

અચલાયે એને પ્રણામ કર્યા, તેમના ચરણની રજ માથે ચઢાવી અને વિસ્મય પામતી એમની સામું જોતી બોલી " તમે અહીંયાં ક્યારે આવ્યાં ? "

આ રમણી મહિમની પણ ફોઇ થાય છે તે અચલા નહોતી જાણતી. પ્રૌઢા અચલાનાં વિસ્મયનું કારણ તરત સમજી ગઈ એટલે હસીને બોલી " હું રહું છુંજ અહીં. હું છું તો સુરેશની જ ફોઇ, પણ મહિમને પણ પારકો ગણતી નથી; એટલે એની પણ ફોઇજ કહેવાઉં વહુ બેટા. "

આ પ્રૌઢાનો સ્વભાવ, એનું કોમળ અને મધુર બોલવું, અને એના સ્નેહભર્યાં વર્તને અચલાના અંતરને મુહૂર્ત માત્રમાં ડોલાવી નાખ્યું. અચલાને માતા નહોતી. એ માતાના ભાવ સુરેશની ફોઇએ પુર્યા. આવા લાડકોડથી હજુ સુધી એને કોઇ સ્ત્રીયે બોલાવી નહોતી. એ સમજણી થઇ ત્યારથી પિતાનાંજ લાડ પામતી હતી અને પિતાએજ એને ઉછેરીને મોટી કરી હતી એટલે માતાનાં લાડ માટે એના હૃદયમાં સ્થાન ખાલીજ હતું. આજે પારકાને ઘેર પારકાની ફોઇ પોતાને " વહુ બેટા " કહીને બોલાવે અને પોતાને માન આપી પાસે બેસાડે એથી અચલાને એક પ્રકારનો આનંદ આનંદ થઇ રહ્યો. " વહુ બેટા " શબ્દના સંબોધનથી એ જરા શરમાઈ પણ ગઈ.

ફોઇબાનું માધુર્ય, એમનું ગૌરવ, એમના નારી હૃદયનું અંતરતલ ઘણી વાર સુધી એના દીલમાં ગાજી રહ્યું.

જોતજોતામાં બન્ને જણ વાતે વળગ્યાં. અચલાએ શરમાતાં શરમાતાં પૂછ્યું "ફોઇબા, હું તો બ્રહ્મોકન્યા છું. મને તમારી પાસે બેસાડતાં તમને ઘૃણા નથી થતી ?"

ફોઇબાએ અતિ વહાલથી એના ગાલ ઉપર અંગુલિ-પ્રહાર કરીને કહ્યું "બેટા, તારા ઉપર મને ઘૃણા થાય ? અમો સનાતનીના ઘરની સ્ત્રીઓ એટલી બધી નિર્બોધ છીએ, હલકી છીએ વહુમા, કે તમારા જેવી છોકરીને એટલા કારણસર પાસે બેસાડતાં સંકોચ પામીએ, ઘૃણા કરીએ બેટા ?"

અચલા લજ્જાન્વિત બની ગઇ. "મને ક્ષમા કરો ફોઇબા. મને એની ખબર નહી. અમારા સમાજની બહારની કોઇ સ્ત્રી સાથે મારે હળવા મળવાનું કોઇ દિવસ બન્યું નથી. મેં તો માત્ર સાંભળ્યું જ છે કે તમારા લોકો અમારી ઘણી ઘૃણા કરે છે; અરે એટલુંજ નહી પણ જો કદાચ અમારી જોડે બેસવાનો કે ઉભા રહેવાનો પ્રસંગ આવ્યો હોય તો ઘેર જઇને નાહી નાખે."

ફોઇબા બોલ્યાં "બેટા, એ ઘૃણા ન કહેવાય. એ તો એક જાતનો આચાર. અમારૂં બહારનું આચરણ જોઇને તમારા મનમાં એવું આવે ખરૂં, પણ બેટા હું સત્યજ કહું છું કે અમે કોઇની ઘૃણા કરતાં નથી. વારૂ મા, મારે તમને એક શંકા પૂછવાની છે. તમે આવી વાત સુરેશને મુખે સાંભળેલી કે મને જોઇને તમને એ વાત સાંભરી આવી ?"

સુરેશનું નામ સાંભળીને અચલા મનમાં ને મનમાં જરા શરમાઇ પછી બોલી "કેટલાક દિવસ ઉપર એમણે જાતેજ એવી વાત કરી હતી."

ફોઇબા બોલ્યાં "એવો એનો સ્વભાવજ છે. એ બહુ ખરા બોલો છે. મનમાં જે આવે તે તરત કહી જ નાખે. એને કોઈ દિવસ પણ ખરાબો સાથે ભળવું નહીં. એમની એ બહુ ઘૃણા કરતો. આ સંબંધમાં તો એ મહિમ સાથે પણ ઘણા ઝઘડા ઉઠાવ્યા કરતો. પણ મારી હંમેશની ટોકણીને લીધે મારા જાણવા પ્રમાણે હવે એ કોઇની ઘણા કરતો નથી અને હવે તેમ થવું શક્ય પણ નથી. તુંજ જોને, જે દિવસથી એણે તમને જોયાં છે તે દિવસથી—"

ફોઇબા વાકય પુરૂં ન કરી શકયાં. અચલાના મુખ સામું એમની નજર પડવાથી એ બોલતાં એકાએક અટકી ગયાં. પોતાના સંબંધમાં ફોઇબા કેટલું જાણતાં હશે તેની અચલાને ખબર નહોતી. પણ એને વહેમ ગયો કે ફોઇબા પોતાની કોઇ વાતથી અજાણ નથી. થોડીવાર બન્ને મૌન રહ્યાં. અચલાયે પોતાના લાજાળુ સ્વભાવને દબાવીને પૂછયું "ફોઇબા, ત્યારે તમે જ સુરેશ બાબુને ઉછેરીને મોટા કર્યા ?"

ફોઇબા આવેગભર્યા બોલ્યાં "હા મા, મેંજ એને ઉછેરીને મોટો કર્યો. એ બે વર્ષનો હતો ને એનાં માબાપ ગુજરી ગયાં. હજુએ મારે માથેથી એની રક્ષાનો ભાર ઉતર્યો નથી. કોઇનું પણ દુઃખ અને કષ્ટ એનાથી જોયું જતું નથી. કોઇ સંકટમાં આવી પડયું હોય તો એનો જીવ હાથ રહી શકતો નથી. પોતાના પ્રાણની પણ પરવા કર્યા શિવાય એ સામાને સંકટમાંથી ઉગારવા દોડી જાય છે. આવી બીકે મારાં રાત ને દિવસ કેવાં જતાં હશે વહુ મા, તેનું તમારા આગળ હું શું વર્ણન કરૂં ?"

અચલાએ ધીમે રહીને પૂછયું." ફૈજાબાદની ઘટના વિષે તમે કાંઇ જાણો છો ?"

"જાણો છો શું મા, હું ભગવાનને સદા એજ પ્રાર્થના કરૂં છું કે ઠાકોરજી, મને તમે જીવતી રાખો ત્યાં સુધી ફરીથી એવું દશ્ય ન બતાવશો. ભલે મારે માથે પગ મુકી મને રસાતલમાં દાબી દેજો, પણ મારાથી આવું કદીએ સહન નહી થઇ શકે." બોલતાં બોલતાં ફોઇબાનો કંઠ સુકાઇ ગયો. એમના માતૃસ્નેહથી મંડિત મુખમાંથી કાતરભાવે નીકળતી પ્રાર્થના સાંભળીને અચલાનાં નેત્ર પણ સજળ થઇ ગયાં. રડતે સ્વરે એણે કહ્યું "તમે એમને એમ કરતાં પ્રતિબંધ કેમ નથી કરતાં ફોઇબા ?"

ફોઇબા આંસુ લુછતાં જરા હસીને બોલ્યાં "પ્રતિબંધ ? હું તે શો પ્રતિબંધ કરૂં મા ? હા, એક રસ્તે એને પ્રતિબંધ કરી શકાય એમ છે. અને આજ કેટલાંએ વર્ષ થયાં હું એ રસ્તો શોધી રહી છું. પણ એમાં સાધારણ માણસનું કામ નથી. એને બાંધી શકે એવી છોકરી ભગવાને ન આપી. મને એવી ક્યાં મળશે ?"

અચલા થોડીવારે મૌનનો ભંગ કરતી બોલી "તમારા મનગમતી કન્યા કોઇ ઠેકાણે મળે તેમ નથી ?"

"એજ હું કહું છું ને મા. ભગવાને નથી આપી અને કદાચ આપશે પણ નહિ. સુરેશ તો મારી વાત કાને ધરતો જ નથી. એક વાર એણે મને આવીને કહ્યું "ફોઇબા, હું તમારે માટે હવે એકાદ દાસી લાવીને હાજર કરી દઇશ." એ દિવસે મને એટલો બધો આનંદ થયો કે ન પૂછો વાત. મનમાં ને મનમાં આશીર્વાદ દેતી હું બોલી "તારા મુખમાં ફુલચંદન બાબા. એવો દિવસ ક્યાંથી કે હું વહુ બેટાને માનભેર ઘરમાં લાવું." મેં એને કહ્યું 'એકવાર મને બતલાવતો ખરો." ત્યારે એણે કહ્યું કે એવો દિવસ એક નક્કી કરી રાખો. પણ ત્યાર પછી તો એકવાર એણે આવીને કહ્યું "તબી-

યત ઠીક નહી હોવાથી હું રાતની ગાડીએ પશ્ચિમ તરફ જાઉં છું ફોઇબા." મેં કહ્યું "બેટા શું થયું છે? જરા જે તે સ્પષ્ટ કહેને." પણ એણે કશું કહ્યું નહી અને તેજ રાતે એ ચાલ્યો ગયો. મને તો એવું લાગે છે કે જે કન્યાની જન્મ જન્માંતરની પ્રબળ તપશ્ચર્યા હશે તેજ કન્યા એને વર તરીકે મેળવવા ભાગ્યશાળી થશે. કેમ ખરૂં ને બેટા?"

અચલાએ માત્ર માથું જ હલાવ્યું. પણ એ હવે સ્પષ્ટ સમજી ગઇ હતી કે ફોઇબા હજુ એ કન્યાને ઓળખતાં નહોતાં. એને એકવાર તો મનમાં થયું કે હવે પોતાની છાતી ઉપરનો પથરો ખસી ગયો છે. પણ આ પથરો કાંઇ નાનો સુનો નહોતો. એ પથરો તો અનેક વાર એની છાતીનાં હાડકાં પાંસળાંનો ચુરો કરી નાખતો હતો.

ભોજન સમય થયો એટલે ફોઇબાએ અચલાને જુદી બેસાડીને જમાડી. ત્યારબાદ પોતાની સાથે એમણે એને પ્રત્યેક ખંડે ખંડે ફેરવીને આખો બંગલો બતાવ્યો. દરેક જોવા લાયક ચીજો પૂર્ણ બારીકાઇથી બતાવી ત્યારબાદ નિઃશ્વાસ નાંખતાં એ બોલ્યાં "ભગવાનના આશીર્વાદથી અહીં કશી વાતની ખોટ નથી. પણ લક્ષ્મી વગરનું આ વૈકુંઠ શોભતું નથી. મારી આંખમાંનું પાણી મારાથી ખાળી શકાતું નથી વહુ મા!"

નોકરે આવીને ખબર આપી કે બહાર કેદારબાબુ જવા માટે તૈયાર થઇને ઉભા છે. અચલાએ ફોઇબાને પ્રણામ કર્યા અને એમના ચરણની રજ લઇને જવા તૈયાર થઇ. ફોઇબાએ એને તેમ કરતાં અટકાવવા એના હાથ પકડી લીધા. પોતાના બે હાથમાં એનાં બે હાથ પકડી છાનું છાનું પૂછ્યું "બેટા, જો તને હરકત ન હોય

તો મારે તને એક વાત પુછવી છે."

અચલા એમના સામું જોઇને માત્ર હસી.

"સુરેશ કને મેં તારી અને મહિમની તમામ વાત જાણી છે. હવે તારે મોઢે સાંભળવા માગું છું. એ ગરીબ છે એટલે તારા પિતાની ઇચ્છા નહોતી. માત્ર તારે લીધે જ—"

અચલા નીચું મુખ કરીને મૃદુ કંઠે બોલી " ખરી વાત છે ફોઇબા."

ફોઇબા અચલાના બન્ને હાથ પૂર્ણ સ્નેહથી દબાવીને બોલ્યાં "એજ બરોબર છે બેટા. જેના ઉપર તારી પ્રીતિ છે, તેની પાસે ધન દોલત નથી એવો જરા પણ ક્ષોભ તું મનમાં ન લાવીશ. હું મહિમને સારી રીતે જાણું છું. છેક નાનપણથી. એને માટે તું જરા પણ દુઃખ મનમાં ન લાવીશ. ઇશ્વરની કૃપાથી સૌ સારાં વાનાં થશે. એ એટલો બધો માયાળુ છે કે કોઈ દિવસ અમર્યાદાથી બોલવાનો નહી એ હું તને ખાતરીપૂર્વક કહું છું."

અચલાયે અકવાર ફરી નીચી નમીને ફોઇબાના ચરણનો સ્પર્શ કર્યો.

ફોઇબા એના ચિબુકને સ્પર્શ કરીને ગાલ ઉપર ચુંબન લઈ ને મૃદુ કંઠે બોલ્યાં "હું પણ તારા જવી વહુ ઘરમાં લાવવા ભાગ્યાશાળી થઉં તો કેવું?"

સુરેશે બન્ને પિતા–પુત્રીને ગાડીમાં બેસાડયાં અને તેમને પ્રણામ કરી જરા પાછો ફર્યો. ફાનસના અજવાળામાં એક પળવાર જ અચલાની નજર એના મુખ ઉપર પડી. એ મુખ ઉપર શું હતું તે એનો જગદીશ્વર જાણે, પણ એનો આખો કંઠ બાષ્પોચ્છ્વાસથી રૂંધાઇ ગયો હતો. ગાડી તો ઝપાટાબંધ ત્યાંથી ચાલી ગઇ. માર્ગમાં

લોકોનો જ્વર અવર ઘણો ઓછો થઇ ગયો હતો. એની નજર માર્ગ ઉપર પડી અને એ જાણે મોટા સ્વપ્નમાં પડી ગયો. એને દુઃખ થતું હતું કે સુખ, તે એનું જ મન જાણે.

કેદારબાબુ ગાડીમાં છાનામાના બેસી રહ્યા હતાં. ઘણું કરીને એ સુરેશના ઐશ્વર્યનો વિચાર કરી રહ્યા હતા. આખરે જાણે મહાન વિચારમાંથી જાગ્યા હોય તેમ એ બોલી ઉઠયા "ભાઇ એ મોટા લોક કહેવાય."

પુત્રીયે એમની વાતમાં કશો હાજીયો ન પુર્યો એટલે પાછા એ શાંત થઇ ગયા અને આખે રસ્તે એમણે મૌન જાળવી રાખ્યું.

ઘર આગળ આવીને ગાડી ઉભી રહી. ગાડીવાને બારણું ખોલ્યું એટલે કેદારબાબુ નીચે ઉતર્યા. હવે એ સુરેશના ઐશ્વર્યની ભુરકી-માંથી જાગૃત થયા. મનમાંને મનમાં બોલવા લાગ્યા "હું સુરેશને ન ઓળખી શકયો. એ તો દેવ પુરુષ જ છે."

---

## ૧૪ મૃણાલનો પરિચય

આજે અચલાનું લગ્ન છે. લગ્ન વખતે સુરેશ જરાવાર મોઢું દેખાડી ગયો એટલું એજ. ત્યાર પછી એ કોણ જાણે ક્યાં અંતર્ધ્યાન થઇ ગયો. રાત્રે પણ કેદારબાબુને ઘેર એ ન જણાયો.

લગ્ન થઇ ગયું. એ દિવસ સુધી અચલાના મનમાં વિપ્લવ ચાલી રહ્યો હતો. સુરેશના નિમંત્રણને માન આપીને જે રાતે અચલા અને કેદારબાબુ એને બંગલે ગયાં હતાં, તે રાતની કોઇબાની વાત અચલાથી ભૂલાતી નહોતી. આજ એ વાતથી એ નિવૃત્ત થઇ હતી.

મહિમનું અટલ ગાંભીર્ય આજ પણ જેવું ને તેવું જ અવિચલ હતું. એના મુખ ઉપર આનંદ કે નિરાનંદનો લેશ માત્ર પણ બાહ્ય પ્રકાશ જણાતો નહોતો. તોપણ વરકન્યાના દૃષ્ટિમિલનના વિધિ વખતે એ મુખ જોઈને અચલાનું સમસ્ત શરીર આનંદ અને માધુર્યથી પરિપૂર્ણ થઈ ગયું. અંતરથી સ્વામીના ચરણકમળમાં શિષ નમાવીને મનમાંને મનમાં એ બોલી "પ્રભુ, હવે મને ભય નથી. તમારી સાથે મને જ્યાં અને જેવી સ્થિતિમાં રહેવાનું થશે તે મારૂં સ્વર્ગ છે. આજથી તમારી ઝુંપડી એ મારો રાજમહેલ છે."

અચલાને સાસરે વળાવવાનો દિવસ આવ્યો. કેદારબાબુ આંખમાંનાં આંસુ લુછતા પુત્રીને શિખામણ આપવા લાગ્યા "બેટા, મારો તને આશીર્વાદ છે. જીવન અને કર્તવ્યના પંથે દુઃખ અને દારિદ્રમાં પણ પતિની સંગે જ રહેજે. એ પંથમાં નિર્વિઘ્ને બેટા સંચરજે. ભગવાન્ તમારૂં મંગળ કરશે." એમ બોલતાં આંસુ ન ખાળી રખાવાથી એ જોડેના ખંડમાં ચાલ્યા ગયા.

ત્યારબાદ શ્રાવણનાં વાદળાંમાં ઢંકાયલા સૂર્યવાળા દિવસે બપોરે, ઉપર મેઘથી આકાશ છવાઈ ગયેલું હતું અને નીચે કીચડથી રસ્તો ભરાઇ ગયો હતો, એ સમયે અને એ રસ્તે અચલા પાલખીમાં બેસીને સાસરે આવી. પરંતુ માર્ગમાં જ લગ્નનું અર્ધું સૌન્દર્ય તો તિરોહિત થઇ ગયું હતું.

પછી ગામનો પરિચય એને છાપાના અક્ષરોમાં થયો હતો. એ પરિચયમાં દુઃખદારિદ્રની હજારો આવૃત્તિઓમાંયે છત્રે છત્રે કવિતા હતી, કલ્પનાની સૌરભ હતી. પાલખીમાંથી નીચે ઉતરીને એણે પતિગૃહમાં પ્રવેશ કર્યો અને ચારે તરફ જોયું. કોઇ ઠેકાણે, કોઈ દિશામાંથી કવિત્વનો જરા ગમથો ઇશારો પણ એનું હૃદય ન અનુ-

ભવી શક્યું. એની કલ્પનાનું પછી આમ જ્યારે સાક્ષાત્ થયું ત્યારે તો તે કેવળ નિરાનંદ, નિર્જન માટીનું ઘર, તેમાંયે ઠેરઠેર અંધકાર, બારણાં સાંકડાં અને નાનાં, ઉપર આડા વાંસ નાખી દીધેલા. આવું તો એણે સ્વપ્નામાં પણ નહી જોયેલું. આવા કદરી ઘરમાં જીવન ગાળવાનું! આ કરતાં તો છાતી તુટી જાય તે સારૂં એવું એને થયું. સ્વામિ–સુખ, લગ્નનો આનંદ, આ બધું એક મુહૂર્તમાં માયા–મરીચિકાની માફક એના અંતરમાંથી વિલીન થઇ ગયું. ઘરમાં સાસુ, સસરા કે નણંદ કોઇ નહોતું. એક દૂરની દાદીમા હતી તે આ વર-કન્યાને પોંખવા પોતાની સ્વેચ્છાથી આવી પહોંચી હતી. લગ્ન નિમિત્તની કશી પણ ધામધુમ એણે અહીં જોઇ નહી એટલે થોડીવાર તો એ પણ વિસ્મય પામતી ઉભી રહી. આખરે એણે વહુનો હાથ ઝાલીને ઘરમાં તેડી આણી. પાડપાડોશનાં બધાં લોકો વહુને જોવા માટે દોડી આવ્યાં. તે બધાં અચલાની ઉંમર કેટલી હશે તે સંબંધમાં અનેક અનુમાન કરતાં એકબીજાના સામું જોતાં પરસ્પર કાનમાં ચેં પેં ચેં પેં વાતો કરવા લાગ્યાં અને "બ્રહ્મો, મ્લેચ્છ" વિગેરે અસ્ફુટ સ્વરે બોલતાં ત્યાંથી એ વિદાય થઇ ગયાં. આ શબ્દો એ લોકો અચલાથી ન સંભળાય તેવી રીતે બોલ્યાં, છતાં એ શબ્દો અચલાને કાને પડયા શિવાય ન રહ્યા.

જોતજોતામાં તો આખા ગામમાં વાત થઇ રહી કે મહિમ મ્લેચ્છ કન્યાને પરણી લાવ્યો છે. એનાં લગ્ન થતા પહેલાં જ અહીં વાત તો ઉડી રહી હતી કે મહિમ મ્લેચ્છકન્યા સાથે લગ્ન કરવાનો છે, હવે તો એ વહુનું મુખ પણ જોયું એટલે લોકોને સોળેસોળ આના ખાતરી થઇ ગઇ.

ઘેર જવાની તૈયારી કરતાં દાદીમા અચલા પાસે આવીને કહેવા

લાગ્યાં "બૂહુ. આજ તો તારે લીધે આવી બેન, પરંતુ મારે ઘણું દૂર જવાનું છે, અને ઘેર ગયા વિના ચાલે તેમ નથી.–વિગેરે" બોલતી બોલતી એ આગ્રહ કે અનુરોધ કરવાનો પણ અવકાશ આપ્યા વિના જ ચાલી ગઇ.

દાદીમાના ગયા પછી ઘરમાં યદુ ચાકર, ઉડે બ્રાહ્મણ, અને કલકત્તાથી અચલાએ પોતાની સાથે આણેલી પોતાના ઘરની દાસી હરિની મા, એટલાં આ વિવાહના ઘરમાં ખાંખાં કરવા લાગ્યાં. થોડીવાર વરસાદ બંધ રહ્યો હતો તે વળી પાછો ધીમે ધીમે આવવો શરૂ થઇ ગયો. હરિની મા પાસે આવીને ધીમે ધીમે બોલી "આ ઘરમાં જોયું ને બેન, કોઇ જણાતું નથી."

અચલા નીચું મોં ઘાલીને બેસી રહી હતી. વિચારમાંને વિચારમાં એણે માત્ર "હા" એટલું જ કહ્યું.

હરિની માયે વળી કહ્યું "જમાઇબાબુએ દેખાતા નથી. અત્યાર સુધી તો અહીં હતા ને એટલામાં ક્યાં ચાલ્યા ગયા ?"

અચલાયે એ પ્રશ્નનો ઉત્તર ન આપ્યો. પરંતુ આ વન અને જંગલની વચ્ચે આવેલા શૂન્ય ગામમાં હરિની માનું ચિત્ત એટલું બધું ઉદ્‌ભ્રાન્ત થઇ ઉઠયું હતું કે એનું સાંત્વન કરવા અચલાને આખરે બોલવું પડયું "અહીં શો ભય છે ? હવે વરસાદ પડવાનો નથી. જમાઇબાબુ આવી પહોંચશે એટલે બધું ઠેકાણું પડી જશે. ચાલો આપણાં પોટલાં બરોબર ગોઠવી દો હું ટ્રંક ખોલીને મારાં કપડાં વિગેરે બહાર કાઢું." આટલું કહીને પોતાના સમસ્ત જીવનનો સ્વાદ જાણે ઉડી ગયો હોય તેમ કાષ્ઠની મૂર્તિની માફક અચલા નીચું મુખ ઘાલીને બેસી રહી.

વરસાદ પડયા કરતો હતો. વારિધારાના વધતા જતા વેગમાં

સૂર્યાસ્ત સમયનું અજવાળું ક્યાં જતું રહ્યું, તેમ શ્રાવણના ગૂઢ મેઘા-સ્તીર્ણ આકાશને ભેદીને મલીન પલ્લીગૃહમાં સંધ્યાકાળે ક્યારે પ્રવેશ કર્યો તે પણ જણાયું નહી.. આ આનંદહીન અંધારા ઘરમાં અધુરો અંધકાર ખુણે ખુણે ફરી વળીને ખરેખરો ગાઢતર બની ગયો. યદુએ હરીકેન લેન્ટર્ન લાવીને વચ્ચોવચ મુકી દીધું. હરિની માયે પૂછ્યું "જમાઇબાબુ ક્યાં છે રે?"

"કોણ જાણે" કહીને યદુ પાછો જતો હતો. એના આવા સંક્ષિપ્ત ઉત્તરથી હરિની મા શંકાશીલ બનીને બોલી "કોણ જાણે એટલે શું? હમણાં એ બહાર નહોતા?"

"ના" બોલતો યદુ ત્યાંથી ચાલ્યો ગયો. દાસી સમજી ગઇ કે બધાં આવ્યાં છે તે આને ગમતી વાત નથી. એ બિચારી ઘણી ડરી ગઇ હતી. ધીમે ધીમે એ અચલા પાસે આવી અને ભયથી વ્યાકુલ કંઠે બોલી "આપણો સરસામાન બધો અસ્તવ્યસ્ત પડયો છે અને મને કાંઇ ઠીક લાગતું નથી બેન બારણાંને સાંકળ દઇ દઉં?"

અચલાયે આશ્ચર્ય પામતાં પૂછ્યું "સાંકળ શું કામ દે?" હરિની મા બાલ્યાવસ્થાથી દેશ છોડી કલકત્તામાં આવીને રહી હતી ત્યાર બાદ એ કલકત્તાની બહાર બીલકુલ ગઇ નહોતી. એણે એવી વાતો સાંભળી હતી કે પલ્લી ગ્રામમાં તો ચોર, ડાકુ, ધાંડપાડુઓ વસે છે. આ વાતોનું એને અત્યારે પ્રબળપણે સ્મરણ થઇ આવ્યું હતું. એણે બહાર અંધકારમાં ચકિત દૃષ્ટિએ જોયું અને પછી અચલાની છેક અડોઅડ જઇને એ એના કાનમાં કહેવા લાગી "પાડા-ગા-મ સારૂં બોલાતું નથી બેન!" આટલું બોલતાં બોલતાં તો એનું આખું અંગ કંપી ઉઠયું.

બરોબર એ જ સમયે બહારથી અવાજ આવ્યો. "મોટીવહુ

ક્યાં છે રે ?" આમ બોલતી બોલતી એક વીસ એકવીસ વર્ષની પાતળા કાઠાની સ્ત્રી વરસાદમાં પલળતી પલળતી આવીને બારણા આગળ ઉભી રહી અને બોલી "પહેલાં એકવાર પ્રણામ કરી લઉં મોટીવહુ, પછી લુગડું બદલીશ." એમ બોલીને એ ઘરમાં પેઠી અને અચલાના પગ આગળ પડીને એને પ્રણામ કર્યા. પછી ફાનસ લઈને એણે એના મુખ આગળ ધરી રાખ્યું. થોડીવાર એકીટશે એ અચલા સામું જોઇ રહી. તરત જ ચીચીઆરી પાડતી એ બોલી ઉઠી "મોટાભાઈ, ઓમોટા ભાઇ!"

મહિમ આ સ્ત્રીનેજ બોલાવવા ગયો હતો. એ જ્યાં હતો ત્યાં રહ્યે રહ્યેજ બોલ્યો "કેમ મૃણાલ ?"

"અહિંયાં આવોને, કહું છું—"

એટલામાં મહિમ આવી પહોંચ્યો. એ બહાર ઉભો રહીને બોલ્યો "શું છે ?"

મૃણાલ ફાનસના અજવાળામાં એકવાર ફરીથી અચલાના મુખ સામું જોઇ રહી અને બોલી "ના, તમેજ જીત્યા છો મોટાભાઈ ! મારૂં લગ્ન કરીને મને છેતરી મારી છે ભાઈ."

મહિમ બહાર ઉભો ઉભોજ બુમ પાડી ઉઠ્યો "મારે તારી કાંઇ વાત સાંભળવી નથી મૃણાલ. અંત્યારે આવી મશ્કરી !"

"વાહ ! આ મશ્કરી ?" પછી અચલા સામું જોતી જરા હસીને એ બોલી "મોટીવહુ ખરૂં કહું છું, મશ્કરી નથી. તમારા વરનેજ પૂછી જુઓને, એમણેજ મને એકવાર પસંદ કરી હતી કે નહી."

મહિમે કહ્યું "તું તારી મેળે બકયા કર, હું તો બહાર જાઉં છું."

મૃણાલે કહ્યું "ત્યારે જાવને, તમને રોકી કોણે રાખ્યા છે ?" ત્યાર બાદ અચલાના ચિબૂકને પૂર્ણ સ્નેહથી દબાવીને એ બોલી

"વાહ ભાઇ મોટી વહુ, ગુસ્સો ના ચઢે કે ? આ સંસારમાં હું તો એક મોટી રાણી બની ગઇ હોત, પણ મોઢાબળી મારી માએ મને આ મોટાભાઇને પનારે નાખી. હું ~~[illegible]~~ આંખે વિષ જેવી થઇ પડી છું. નહીતો—અરે યદુ, ઘોષાલ મહાશય ક્યાં ગયા છે ?"

યદુએ કહ્યું "તળાવમાં હાથપગ ધોવા ગયા છે."

"આવા ઘોર અંધકારમાં તળાવમાં ?" મૃણાલનું હસતું મુખ જરાવાર ચિંતાતુર બની ગયું. ઉદાસ થતી એ બોલી "યદુ, જા બાબા, ફાનસ લઇને તળાવ ઉપર જા. અંધારામાં એ ડોસા પડી જશે તો વળી હાથ પગ ભાંગશે."

બીજીજ ક્ષણે અચલાના સામું જોતી શરમાતી શરમાતી એ હસીને બોલી "કેવું નસીબ ઘડયું છે ભાઇ મોટીવહુ ! કોઇક ઠેકાણેથી આવો બહાદુર ડોસો પકડી આણીને મારે માથે ઠોકયો. એની ચાકરી કરી કરીને અને એની સંભાળ લઇ લઇને મારા તો પ્રાણ ચાલ્યા. ઠીક ભાઇ પહેલાં ઘરમાં જઇને લુગડું બદલી આવું, પછી બીજી વાત." એમ બોલીને ખડખડ હસતી આખું ઘર ગજાવતી એ ત્યાંથી સત્વર ચાલી ગઇ.

આવી રીતની ઠઠ્ઠા મશ્કરીનો અચલાને કોઇ દિવસ પરિચય પડયો નહોતો. એને આવો પરિહાસ ગમતો પણ નહોતો. આથી તો એ ઉલટી લજ્જાની મારી સંકુચિત થઇ ઉઠી. સ્ત્રીઓમાં આવી નિર્લજ્જ પ્રગલ્ભતા હશે એવો એને વિચાર સરખો આવ્યો નહોતો. આવી રસિકતાએ એના શિક્ષણ અને સંસ્કારને આઘાત પહોંચાડયો. છતાં પણ એને એમ લાગ્યું કે મૃણાલના અહીં આવવાથી પોતાની અડધી વેદના ઓછી થઇ ગઇ. એ કોણ હશે, ક્યાંથી આવી હશે, એની સાથે એમનો શો સંબંધ હશે, વિગેરે જાણવા માટે અચલાની ઉત્સુકતા વધી ગઇ હતી.

હરિની મા બોલી "આ સ્ત્રી કોણ હશે બેન ? બહુ આનંદી જણાય છે." અચલાએ માત્ર "હા" એટલુંજ કહ્યું.

પલળેલાં કપડાં બદલીને મૃણાલ પાછી આવી પહોંચી. "હું તો ઠઠ્ઠા મશ્કરી કરી ગઇ મોટી વહુ, પણ મારો ખરો પરિચય તો મેં તમને કરાવ્યોજ નહી. પણ બીજો પરિચય કરાવવા જેવું છે પણ શું? તમારા વર એ તો અમારા માબાપ છે. હું તો એમને નાનપણથી મહાશય મોટાભાઇ કહીનેજ બોલાવું છું. મારા પિતા અને તમારા સસરા બન્ને દીલોજાન દોસ્ત હતા. ઓચીંતા એકવાર મારા પિતા ગાડી તળે આવી ગયા. એમનો જમણો હાથ ભાગી ગયો અને એમની નોકરી છુટી ગઇ. ત્યાર બાદ તમારા સસરાએ એમને આ ઘરમાં આશ્રય આપ્યો. ત્યાર પછી ઘણે વખતે મારો જન્મ થયો. તે વખતે મોટાભાઇની ઉંમર આઠ વર્ષની. એમની મા એમને જન્મ આપીનેજ ગુજરી ગયાં. એમના બે મોટા ભાઇઓ હતા તે એમની પહેલાંજ ડીપ્થીરીઆ રોગે મરી ગયા. ત્યાર બાદ મારા પિતા ગુજરી ગયા, અને હું એકલી રહી. ત્યાર પછી ઘણે વખતે તમારા સસરા ગુજરી ગયા, પણ હું રહી ગઇ. હમણાં પાંચ વર્ષ થયાં પલાશીના ઘોષાલ જોડે મારાં લગ્ન કરીને મોટાભાઇએ મને દૂર કાઢી. મા જીવતી હોત તો પણ સારૂં થાત."

"મોટી વહુ અહીંઆં છેને ?" એમ બોલતો એક વૃદ્ધ ગૌર વર્ણનો પુરુષ દ્વાર આગળ આવીને ઉભો રહ્યો.

મૃણાલે કહ્યું "આવો, આવો." પછી અચલા સામું જોઇને હસતી હસતી એ બોલી "આ અમારા કર્તા કારવતા મોટી વહુ વાઈ તમેજ બોલોને ભાઇ, આ બુઢ્ઢાની સાથે મારે બને ખરૂં? મારૂં રૂપ યૌવન બધું ધૂળમાંજ મળી ગયુંને ભાઇ?"

અચલા શો જવાબ દે? શરમની મારી નીચું જોઈ રહી. આવેલા વૃદ્ધ ગૃહસ્થનું નામ ભવાની ઘોષાલ. એ હસતા હસતા બોલ્યા "આમનો વિશ્વાસ ન કરશો હાં મોટી વહુ, બધું જુઠું કહે છે. મશ્કરીજ કરે છે. મને ખેલાવે છે. નહી તો મને વર્ષ તો બાવન કે તે–"મૃણાલ બોલી "છાના રહો, છાના રહો. આ મારો કયા ભવનો શત્રુ હશે તે ભગવાન્ જાણે. મને જ્યાં ને ત્યાં ઉતારીજ પાડે છે. આ બુઢ્ઢાને પનારે મને નાખી તેના કરતાં હાથપગ બાંધીને મને કુવા કે તળાવમાં ફેંકી દીધી હોત તો કેવું સારૂં થાત મોટી વહુ! ખરૂં કની? સાચું બોલજો ભાઇ?"

અચલા કાંઇ બોલી નહી.

ઘોષાલ ધીમે ધીમે ઘરમાં આવ્યા. થોડીવાર શાંત રહીને અચલાના લજ્જાવનત મુખ સામું જોઇને એકદમ આનંદથી બોલી ઉઠયા "ઠીક થયું મોટી વહુ, આ છોડીનો અહંકાર આટલા દિવસે આજે ઉતર્યો. એને પોતાના રૂપનો એટલો બધો દિમાક આવી ગયો હતો કે એ પૃથ્વી ઉપર પગ નહોતી મુકતી." પછી મૃણાલ સામું જોઇને એ બોલ્યા "કેમ, જોયુંને, અત્યાર સુધી આ વનનો રાજા શિયાળ હતો; હવે આ શહેરનું રૂપ જરા નજરે નીહાળો." મૃણાલે કહ્યું "એમાં શું? મારો અહંકાર ઉતરે એ શું બનવા જોગ છે?" એમ બોલતી એ સ્વામીના સામું છાનાં કટાક્ષ ફેંકવા લાગી. અચલાની નજર તે વખતે એકાએક એના તરફ ગઇ.

ઘોષાલ હસતા હસતા બોલ્યા "સાંભળ્યું ને મોટી વહુ, એનાથી સંભાળીને ચાલજો. હું તો હવે વૃદ્ધ થયો છું. અમારાં પાણી ઉતરેલાં છે. તમારે હવે સંભાળીને ચાલવાનું છે. તમારા હિતૈષી વૃદ્ધની આટલી શિખામણ છે."

"મૃણાલ, આખી રાત તારે આમજ ગાળવાની છે ?"

"ત્યારે શું કરૂં મોટાભાઇ ?"

"હવે રસોડાની સંભાળ નથી લેવાની ?"

મૃણાલ ખડખડાટ હસતી બોલી "કેમ ભૂલી ગયા મોટાભાઇ અમારા પહેલાં પેલા બ્રાહ્મણને મેં ક્યારનોયે મોકલ્યો છે. ચાલો હુંયે જાઉં છું."

મહિમે પૂછ્યું "અમારા એટલે કોણ કોણ ?" મૃણાલે કહ્યું "હું અને મોટી વહુ" પછી અચલાને ઉદ્દેશીને એ બોલી "ચાલો હવે આ સંસારનો બધો ચાર્જ તમને સોંપી દઇએ મોટી વહુ."

મહિમ અને ભવાની બન્ને બહાર ચાલ્યા ગયા. મૃણાલ અચલાને ફરી કહેવા લાગી "અમારે બે દિવસ પહેલું આવવું જોઇતું હતું, પરંતુ સાસુજીની ધાકથી અમારાથી ઘર છોડાતુંજ નહોતું. ચાલો તમે હવે કપડાં બદલો મોટી વહુ. હું હમણાં પાણી આણીને તમને લઇ જાઉં છું." એમ કહીને એ રસોડામાં ચાલી ગઇ.

વરસાદ બંધ પડયો હતો; વાદળાં વેરાઇ ગયાં હતાં; નોમનો ચંદ્રમા આકાશમાં પ્રકાશી રહ્યો હતો.

રસોઇનો બધો બંદોબસ્ત કરીને મૃણાલ પાછી અચલા પાસે આવીને બેઠી. એનો હાથ પોતાના હાથમાં લઇને એ બોલી "તમને હું મોટી વહુ કરતાં મોટી બેન કહીને બોલાવું તો શું ખોટું ?"

અચલા મૃદુ સ્વરે બોલી "ના, કાંઇ નહી." "જોકે આમ તમે મોટાં કહેવાવ પણ ઉંમરમાં હું મોટી છું; એટલે જો વાંધો ન હોય તો તમે પણ મને મૃણાલબેન કહીને બોલાવજો, કેમ ખરૂંને ?" અચલાએ કહ્યું "ઠીક."

"આજે મેં તમને રસોડું બતાવ્યું, પણ કાલે મારે તમને

ભંડારની ચાવી પણ આપવી પડશે."

"ચાવીનું મારે તો કાંઇ કામ નથી ભાઇ."

મૃણાલ હસતાં હસતાં બોલી "કાંઇ કામ નથી? બાપરે, એ શું બોલ્યાં? ભંડાર તમારે મન કાંઇ હીસાબમાં નથી બેન? અરે એ તો તમારા રાજની રાજધાની છે."

અચલાએ કહ્યું "છો રહી રાજધાની, મને એનો કાંઈ લોભ નથી. મને તો તમારા ઉપર ભારે લોભ છે. તમે મને છોડીને ચાલ્યાં ન જશો મૃણાલ બેન."

મૃણાલ અચલાને પોતાની બાથમાં લેતી બોલી "શોકને ઝાડુ મારીને કાઢી ન મુકતાં તેને ઘરમાં રાખવા માગો એ તમારી કેવી બુદ્ધિ મોટી બેન?"

અચલા ધીમે રહીને બોલી "તમારી આવી ઠઠ્ઠામશ્કરી મને પ્રિય નથી લાગતી ભાઇ. આ દેશમાં શું બધાંયે તમારા જેવી ઠઠ્ઠા મશ્કરીજ કરે છે?"

મૃણાળ ખીલખીલાટ હસતી બોલી. "નારે બેન, બધાં નથી કરતાં. એ તો માત્ર હું જ કરૂં છું. સૌને એવું આવડે કયાંથી કે કરે?"

"આવડે તોયે અમારા મુખમાંથી તો એવા બોલ નીકળે જ નહી ભાઇ. અમારા કલકત્તામાં કોઇ સારા ઘરની સ્ત્રી તો આવું વાકય મોઢામાંથી કાઢી શકે જ નહી."

મૃણાલ આ સાંભળીને જરાએ શરમાઇ નહીં. ઉલટી અચલાને વધારે બળપૂર્વક દાબતી બોલી "તમારા દેશની સારા ઘરની સ્ત્રીઓ મારી માફક આમ બાથ ભીડે છે ખરી, બોલો તો મોટી બેન? મેં તમને જ્યારથી જોયાં છે ત્યારથી મને એમ થાય છે કે મારે

બેન નહોતી તે બેન મળી ગઈ."

અચલા શિક્ષિતા હતી એટલે પલ્લિગ્રામમાં પોતાનું ભવિષ્યનું જીવન કેમ ગાળવું તે આ ઘરમાં પગ મુકતાં જ એ સમજી ગઇ હતી. ઠઠ્ઠા મશ્કરીની વાત દબાવતાં એ ધીમે રહીને બોલી "મૃણાલ બેન, તમે શું આવી ઠઠ્ઠા મશ્કરીની રીત આખું જીવનભર ચાલવા દેશો ?"

મૃણાલે કહ્યું "હું કાંઇ શહેરનિવાસી મહિલા નથી ભાઇ. ચાલવા દેશો વળી શું ? તમને નહી ગમે તો તમારી આગળ નહી કરૂં. બાકી મરી જઇશ તોયે મારો એ સ્વભાવ તો બદલાવાનો નથી."

અચલાએ એ વાતને વધારે ન છેડી. બીજી વાત કાઢી. "તમે ચાલશે નહી ચાલશે નહી એમ શું કહેતાં હતાં ?"

"હું તો એમ કહેતી હતી કે તમારે બધો ચાર્જ સંભાળી લેવો પડશે."

"ચાર્જ સંભાળી લેવા માટે મને તલમાત્ર આગ્રહ નથી."

"હું બધુ તમને કરી આપું, પણ વધારે દિવસ અમારાથી અહીં રહેવાય એવું નથી ભાઇ. તમે જાણો છો અમારા માથા ઉપર કેટલીક મોટી ઉપાધિ છે તે ?"

"ના, તે હું નથી જાણતી."

મૃણાલ આશ્ચર્ય પામતી બોલી "કેમ, મોટાભાઇને તમને મારા સંબંધી કાંઇ વાત કરી નથી ?"

"ના, મને તો કાંઇ વાત કહી નથી. એમનું ઘર, એમની સ્થિતિ વિગેરે વાતો તો એમણે મને કરેલી છે, પણ તમારા સંબંધી તો કાંઇ વાત કહી નથી." "એમ કે ?"

અચલા થોડીવાર શાંત રહ્યા પછી પાછી હસતાં હસતાં મૃદુ

કહે બોલી " મને લાગે છે કે પહેલાં આમની સાથે તમારા વિવાહની વાતો ચાલતી હશે."

મૃણાલ કાંઇ બીજોજ વિચાર કરતી હતી એટલે વિચારમાં ને વિચારમાં એણે જવાબ દીધો " હા." " ત્યારે પછી કેમ વિવાહ ન થયો ? થયો હોત તો ઠીક હતું."

મૃણાલે અચલાના આ છેલ્લા શબ્દો સાંભળીને કહ્યું " નહી થવાનો હોય એટલે ન થયો."

અચલાએ પૂછ્યું " પણ તેમ થવામાં વાંધો શો આવ્યો ? તમારે ને એમને કાંઇ સગાઇ થતી નહોતી. વળી તમારે ને એમને તો બાળપણનો સ્નેહ હતો. એમની તમારે કેમ ઉપેક્ષા કરવી પડી ?"

આ પ્રશ્નથી મૃણાલ ચમકી ઉઠી. થોડીવાર અચલા સામું જોઇને પછી બોલી " આ બધું તમે શું પુરાણ વાંચી રહ્યાં છો મોટી બેન? બાળપણનો સ્નેહજ શું વિવાહનું કારણ થઇ પડે છે? ના, પતિપત્નીનો સંબંધ એ એક જન્મથી નથી બંધાતો; એ તો જન્મજન્માન્તરનો સંબંધ છે. હું તો એમની દાસી. એમણે જ મને બીજાને સોંપી છે. આવા સંબંધોમાં મનુષ્યની ઇચ્છા—અનિચ્છા કાંઇ કામ આવતી નથી." " એ તો ઠીક મૃણાલ બેન, પણ હું તમને એમ પૂછું છું—" અચલા વાક્ય પુરૂં ન કરી શકી. એનું મુખ લજ્જાથી સહેજ રાતું થઇ ગયું. મૃણાલ સમજી ગઇ. અચલાનો હાથ પોતાના હાથમાં લઇને સ્નેહાળ સ્વરે એ બોલી " બેન, તમે તો જાણે હમણાં પરણીને આવ્યાં, પણ મને પરણે તો વધારે સમય થયો છે. હું તો તમને એકજ શિખામણ આપું છું ભાઇ, કે પતિ કરતાં આપણે વધારે બુદ્ધિશાળી છીએ એવો ગર્વ મનમાં કોઇ દિવસ

ન લાવવો. પતિથી હાર્યા એવું કહેવડાવવું પણ પતિને જીત્યાં એવું કહેવડાવવું નહી."

એટલામાં પદ્દુએ બહાર બુમ મારી "બેન, બાપુને જમવાનો વખત થયો છે?"

"ચાલો આવું છું" એમ કહીને મૃણાલ અચલાના ગાલ ઉપર એક સ્નેહભર્યું ચુંબન લઇને ઉતાવળે પગે ત્યાંથી ચાલી ગઈ.

---

## ૧૫ મૃણાલનો પરિચય

"અરે મોટી બેન!"

અચલા જોડેના ખંડમાંથી બહારના ખંડમાં આવી.

મૃણાલ એકલી એકલી એક કબાટને ધીમે ધીમે ખસેડીને બરોબર ગોઠવતી હતી. અચલા આ ખંડમાં આવી એટલે મૃણાલ ક્રોધિત થતી બોલી ઉઠી "અલી મોઢાબળી છોડી, તું નવાબની માફક હાથપગ જોડીને બેસી રહે અને મારે તને બધું ઠીકઠાક કરી આપવું કેમ?" એમ બોલતી બોલતી એ ખડખડાટ હસી પડી.

હરિની મા અચલાની પાછળ જ આવતી હતી તે મૃણાલને જરા ગુસ્સાથી બોલતી સાંભળીને બોલી "બેન, મારે તમને એક વાત કહેવી છે. જુઓ એમને ઘેર કેટલીયે દાસદાસીઓ છે. કોઇ દિવસ એમણે કોઇ ચીજ અહીંથી પણે મુકેલી નથી. કામ કરવાનો એમને અભ્યાસ જ નથી એટલે તમારા ગામની સ્ત્રીઓની પેઠે એ શી રીતે કામ કરી શકે? લાવો, હું બધું ઠીકઠાક કરી દઉં છું." એમ કહીને એ બધું ગોઠવવા લાગી. મૃણાલ કૃત્રિમ ક્રોધ દર્શાવતી એને ધમકાવતી બોલી "બેસ બેસ, રહેવા દે; જો મોટી બન બાનું ઉપરાણું તાણતી આવી છે." એમ બોલતાં બોલતાં એણે અચલાના

હાથમાં સાવરણી આપી અને હરિની માને હસતાં હસતાં કહ્યું "તારી બેન બા જેવું કામ કરી શકશે તેવું તો અમારા ગામની કોઇપણ સ્ત્રી કરી શકે એમ નથી." પછી એણે અચલાને કહ્યું "ચાલો તો મોટી બેન આટલા ખુણામાંથી પુંજો વાળી નાખો."

અચલા પુંજો વાળવા ઉદ્યુક્ત થતી બોલી "મૃણાલ બેન, તમે જાદુવિદ્યા જાણો છો ?"

"કેમ એમ કહો છો ?"

"એમ ન હોય તો હું સાવરણી હાથમાં પણ શાની પકડું ?"

"તમે સાવરણી ન પકડો તો કોણ પકડે ? તમારા ઘરમાં પુંજો વાળવા શું કોઇ પરાયું આવવાનું છે ? ચાલો હવે વાતોમાં વખત ન કાઢો; સંધ્યાકાળ થવા આવી છે."

અચલા પુંજો વાળતી હસતી હસતી બોલી "તમારે પોતાને નીરાંતે બેસવું નહી અને મનેય નીરાંતે બેસવા ન દેવી; કામ કરાવી, કરાવીને મારી નાખવી. ખરૂં કહું છું મૃણાલ બેન, આ પાંચ છ દિવસથી તો તમે મને ખરી રપેટીમાં લેવા માંડી છે. આટલું વહીતરૂં તો ચાના બગીચાના મજુરો પણ નહી કરતા હોય."

મૃણાલ અચલાની પાસે આવી એના ચિબુક ઉપર અંગુલિ-પ્રહાર કરતી બોલી "તમારાં મનમાં તો એમ હતું કે આ ઘરમાં કેટલીએ લક્ષ્મી ભરેલી છે. વહીતરાની શી વાત કરો છો ભાઇ મોટીબેન, એક દિવસ એવો પણ આવશે કે તમારા સ્વામીને પૈસો કમાવામાં નાવાની ને ખાવાની ફુરસદ પણ નહી મળે. ભગવાન પાસે હું એ જ માગું છું કે તમારે એ દિવસ વહેલા આવે."

હરિની મા એકદમ રડતી રડતી બોલી ઉઠી "એવો જ આશીર્વાદ આપો બેન, એવોજ આશીર્વાદ આપો." એને અત્યારે અચ-

લાની મા સાંભરી આવી હતી. એ સાધ્વી અકાળે ગુજરી ગઇ હતી ત્યારથી અચલાને ઉછેરવાનું હરિની માને માથે આવી પડયું હતું. આજે એ બાળક અચલા આટલી મોટી થઇ ગઇ હતી અને સ્વામીને ઘેર આવી હતી.

મૃણાલ એને ધમકાવતી બોલી "મોઇ, એમાં રડવા શાની બેઠી છું ?"

હરિની મા આંખો લુછતી લુછતી બોલી "રડવું કાંઇ આપ્યું આવે છે? તમારી વાત સાંભળીને રડવું ખાળ્યું રહેતું નથી. સાચું કહું છું, જો તમે ન આવ્યાં હોત તો આ ઘરમાં અમે એક રાત પણ કેમ કાઢી શકત તેનો મારાથી વિચાર થઈ શકતો નથી."

મૃણાલ આજ ૭ દિવસથી અહીં આવી હતી. આવતાં વેંતજ એણે આખા ઘરના દેદાર ફેરવી નાખવાને માટે અથાગ શ્રમ લેવા માંડયો હતો. પરંતુ એ ડગલેને પગલે ઠઠ્ઠા મશ્કરી કર્યા કરતી હતી તેટલું અચલાને નહોતું ગમતું. અચલા આટલા દિવસમાં ધીમે ધીમે ઘરની ભોમીયણ થતી જતી હતી પરંતુ એક વાતની એ માહિતગાર થઇ શકતી નહોતી. એને મૃણાલના સંબંધમાં ઘણું મોટું કુતુહલ ઉત્પન્ન થયું હતું. મૃણાલને બરોબર ઓળખવા એણે બહુબહુ પ્રયત્નો કરવા માંડયા. એની સાંસારિક સ્થિતિ સારી નહોતી, એના બન્ને હાથ અલંકાર વિનાના હતા છતાં એનું એને દુઃખ નહોતું. એનો સ્વામી એક તો વૃદ્ધ, વળી અશક્ત. કોઇ રીતે એ એને જરાયે મદદ રૂપ નહી. એના વહીતરાનો આંકો નહોતો. વૃદ્ધાવસ્થાથી ડફળી ગયેલી એની સાસુ મરૂ મરૂ કરતી પણ એને ડરવા નહોતી દેતી. એને બીચારીને ઘડી વારનોયે ડર નહી. આ બધી હકીકત એણે મૃણાલને મુખે સાંભળેલી. ગમે તેવી પ્રતિકૂલ સ્થિતિમાં પણ એ

જીવનયાત્રાના રગસીયા ગાડાને ખેંચતી જરાએ બેસી જતી નહી કે ખિન્ન થતી નહી. એના અંતરમાં અને બહાર આનંદ શિવાય એ બીજું અનુભવતી નહી. આ મૂર્ખ ગામ ઉપર એનો કેટલો બધો ભાવ ? કમળ કાદવમાં ઉત્પન્ન થાય છે છતાં મલિનતાથી અલિપ્ત રહે છે, તેમ આ લખતાં વાંચતાં નહી જાણનારી દરિદ્ર પલ્લી ગામની લક્ષ્મી, સંસારના દુઃખ અને દારિદ્ર્યના ખોળામાં અહોરાત્રી રમે છે છતાંયે વેદનાનો એ પાસ પણ લાગવા દેતી નથી; વેદનાથી એનો દેહ ક્લાન્ત જણાતો નથી; એનું મુખ શ્રાન્ત થયેલું જણાતું નથી. સાથે સાથે અચલાને પણ એ અવિશ્રાંતપણે પળોટે છે. એ હાંડકાં તોડીને કામ કરે અને પોતે બેઠી બેઠી જોયા કરે એ અચલાને ઘણું શરમ ભરેલું લાગતું હતું. એણે આ છ દિવસમાં એટલું બધું કામ કર્યું હતું કે પોતાના ભાગ્યને નિંદવાની કે શોક કરવાની એને પળની પણ ફુરસદ મળી ન હોતી. બધોયે સમય એ કામ કરતી. વચ્ચે વચ્ચે હસાવવા ગતકડાં પણ કરતી. "અરે મૃણાલ બેન એમને સાસરે ચાલ્યાં જશે ત્યારે અહીં મારાથી શી રીતે રહેવાશે " એવો અચલાને વારંવાર વિચાર આવતો.

એકવાર સંધ્યાકાળે અચલાએ કહ્યું " આમ જાઉં જાઉં શું કરી રહ્યાં હશો મૃણાલ બેન: પીયેરથી આટલું બધું જલદી ચાલ્યા જવાતું હશે કે ? એમ નહી બને. હું કલકત્તા પાછી જાઉં ત્યાં સુધી તમારે અહીં જ રહેવું પડશે. "

" શું કરું ભાઇ મોટી બેન, મારી ઘરડી સાસુ મરતીએ નથી અને મને છોડતી પણ નથી. હું કહું છું કે હવે તમે મરો. તમારાં છોકરાનીએ ઉંમર સાઠ વર્ષની થઇ ગઇ. હવે વધારે એ કેટલું જીવવાના ? રાત દિવસ ઉધરસ અને દમની પીડા ભોગવ્યાજ કરે છે."

અચલાયે હસતાં હસતાં કહ્યું "તમે તો એમને દીઠાં પણ નહી ગમતાં હોય ?"

"ના, હું તો એમની આંખનો પાટો."

"ત્યારે તમારી સાસુ તમને દીઠાં ગમે છે ?"

"ના, મને પણ એ દીઠાં ગમતાં નથી.મેં તો એ મરી જાય તો પાંચ શેર સાકર ધરાવવાની બાધા રાખી છે.

"મને સાચું નથી લાગતું મૃણાલ બૅન. તમને બધાય કરતાં તમારાં સાસુ વધારે વહાલાં છે."

મૃણાલ હસતી હસતી બોલી "બધાય કરતાં વધારે વહાલાં છે ! ઠીક." એમ બોલતી એ અચલાના ગાલ ઉપર ટપલી મારતી ત્યાંથી ચાલી ગઇ.

જાઉં છું, જાઉં છું કરતાં વળી મૃણાલે કેટલાક દિવસ અહીં ગાળી નાખ્યા.

એક દિવસ અચલાને માલમ પડયું કે મૃણાલનું મન કામ ઉપરથી ઉઠી ગયું છે અને હવે જવા તરફ લાગ્યું છે; પણ જવા માટે એ તેટલી ઉત્સુક નહોતી. જ્યારથી અચલાયે આ ઘરમાં પગ મુકયો ત્યારથી એ મૃણાલને પોતાના સ્વામી સાથે હસતી અને ટોળ ટપ્પા કરતી જોતી હતી એટલે એના અંતરમાં ફાળ પડતી; પણ વળી એને વચમાં વચમાં વિચાર આવતો કે "એ તો અમથું, એ તો શુદ્ધ વિનોદ છે, એનું મન ખરાબ નથી, એમને બગાડવાનો એનો હેતુ નથી. મારૂં મનજ ખરાબ છે." આમ કરીને એ સાંત્વન મેળવતી, પણ વળી સંશયનો વાયુ કોણ જાણે કયાંથી એના હૃદયમાં ભરાઇ જતો, તે એકદમ એના સાત્વિક ભાવને હચમચાવી મુકવા લાગ્યો. વળી એને વિચાર આવતો "એમના મનમાં કશુંયે નથી. વિનોદનો

જવાબ વિનોદમાં આપવો એમાં દોષ શો? પણ પેલી ટોળ ટપ્પામાં જવાબ આપે છે ત્યારે આ હસ્યા કરે છે." આવા વિચારો એના મનમાંથી જરાએ ખસતા નહોતા. જો કે મૃણાલની સાથે આખો દિવસ કામ કરતી હતી, એની સાથેજ આખો દિવસ રહેતી, છતાં એના અંતરમાં ગુપ્ત ઈર્ષ્યાની વેદના ચાલી રહી હતી. વળી એને વિચાર થતો કે "આટલા બધા દિવસ એકઠા રહેવાનું થયેલું હોય તો એ બન્નેનાં અંતર મળ્યા વિનાનાં રહ્યાં હશે?"

મૃણાલ બ્રાહ્મણને રજા આપશે એવો અચલાને ખ્યાલ સરખો નહોતો. મૃણાલે જાતે રાંધીને મહિમને ખવડાવ્યું એટલે તો એને એમજ લાગ્યું કે એ મહિમને પૂર્ણ પ્રેમથી ચહાય છે. આજે સવારે એ વહેલી ઉઠી. ઓચીંતીજ એ મૃણાલને કહેવા લાગી "મૃણાલ બેન, આજે તમને છુટી છે."

મૃણાલ ન સમજી એટલે એણે પૂછ્યું "શી બાબતમાં છુટી છે મોટીબેન "

"રાંધવાની. આજ હું રાંધવાની છું."

મૃણાલ અવાક બની ગઇ. "તમે શું કપાળ રાંધવાનાં હતાં!"

અચલાયે કહ્યું "વાહ, શું મને રાંધતાં નથી આવડતું? મારે ઘેર મેં કેટલાએ દિવસ રાંધ્યું છે. એમ નહી ચાલે મૃણાલ બેન. આજ તો હુંજ રાંધીશ." એનો આટલો આગ્રહ જોઇને મૃણાલ ઉદાસ બની ગઇ. એ બોલી "કેમ આજે શું છે? હું છું તે તમે તે રસોડામાં શું કરવા ધુમાડો ખાવા પેસો ભાઇ?"

અચલા મૃણાલના મુખનો ભાવ જોઇને જીદ કરતી બોલી "ત્યારે બ્રાહ્મણ હતો અને તમે કેમ રસોઇ કરવાનું કષ્ટ ઉઠાવ્યું? આજે તો હું જરૂર રાંધીશ."

આટલી બધી એ કેમ જીદ કરતી હશે તે મૃણાલ સમજી શકી નહી. કૃત્રિમ અભિમાન દર્શાવતી એ બોલી " વાહરે છોકરી, એકે એકે કરીને તું તો મારા બધાએ હક્ક ઝુંટવી લે છે. તેં તો બધુંએ લઇ લીધું. બે દિવસ રહું ત્યાંસુધી રસોઇ કરૂં તેટલુંયે તારાથી ન ખમી શકાયું? અત્યારથીજ અદેખાઇ શરૂ થઇ ગઈ?"

અચલાની છાતીમાં મૃણાલના છેલ્લા શબ્દોએ જોરથી આઘાત કર્યો. એણે ટુંકામાંજ જવાબ આપ્યો " નાં, આજ હુંજ રાંધીશ."

મૃણાલ સમજી ગઇ હતી કે અચલાને ક્રોધ ચઢયો છે; તેથી એની સાથે લાંબો વાદવિવાદ ન કરતાં એ બોલી " ઠીક, તો તમે રાંધજો. ચાલો બધી વસ્તુઓ ક્યાં મુકી છે તે તમને બતાવી દઉં."

મહિમ ઘરમાંજ હતો પણ તે એ બેમાંથી કોઇ જાણતું નહોતું. અત્યારે એને એમની સન્મુખ ઉભેલો જોઇને બન્ને સ્તંભિત થઇ ગયાં.

મહિમ બોલ્યો " મૃણાલ, એ અજાણ છે, તુંજ રાંધજે."

એ કેમ આટલી આપત્તિ વોરી લેવા માગતી હતી તે મહિમ જાણતો હતો, પણ એણે કશું ખુલાસીને કહ્યું નહી.

અચલા વધારે બળી ઉઠી; પરંતુ ક્રોધ દબાવતી એ બોલી " ના, હુંજ રાંધવા માગું છું." એમ બોલતી એ ફરી કાંઇ પણ સાંભળવા ન રહેતાં ઉતાવળી ઉતાવળી ત્યાંથી ચાલી ગઇ. અચલા રાંધવામાં કોઇથી પણ ઉતરે એવી નહોતી પણ એ દિશામાં એણે ધ્યાનજ નહી આપેલું. જેમ જેમ દિવસ ચઢતો ગયો તેમ તેમ બધી વાત એના મનમાં ઘોળાઇને એને સોયની અણીની માફક વીંધવા લાગી. એને એમ થયું કે મહિમનો એના ઉપર પ્રેમજ નથી. લગ્નના થોડાક કાળ પહેલાં સુરેશને લીધે જે સંઘર્ષ ઉપસ્થિત થયો હતો એ વાત એના મનમાં ઝાંખી ઝાંખી પડી રહી હતી તે આજે પ્રબળ-

પણ તાજી થઇ આવી. એને એમજ લાગ્યું કે મહિમ પોતાના પ્રતિ પહેલેથીજ ઉદાસીન છે. પિતાની ઇચ્છા નહી હોવા છતાં પૂર્વસંબંધ પોતે તોડી નાખવાનો ઉપક્રમ કર્યો, તોપણ મહિમ જરાએ વિચલિત થયો નહોતો એટલે હવે મહિમના હૃદય વિષે એને લેશ માત્ર પણ સંશય રહ્યો નહી.

મૃણાલ અને અચલા જોડે જમવા બેસતાં હતાં. મૃણાલને બોલાવવા માટે અચલાએ હરિની માને મોકલી. એ એની રાહ જોઇને બેઠી હતી. હરિની માએ આવીને કહ્યું " મૃણાલ બેનને તો તાવ આવ્યા જેવું જણાય છે. એમને ખાવું નથી."

અચલા કાંઇ પણ બોલ્યા શિવાય મૃણાલના ખંડમાં ગઇ. મૃણાલ આંખો મીચીને પથારીમાં સુઇ રહી હતી. અચલાએ કહ્યું "ખાવા ચાલો મૃણાલ બેન." મૃણાલે આંખ ઉઘાડીને જોયું. અચલાને જોઇને જરા હસી અને બોલી " તમે જમી લો મોટી બેન, આજ મારૂં શરીર સારૂં નથી."

અચલા સુકાઇ ગયેલા કંઠે બોલી " શું થયું છે, તાવ?"

" એમજ લાગે છે. આજે ઉપવાસ કરીશ તો ઠીક થશે."

અચલાએ નીચે બેસીને મૃણાલના કપાળ ઉપર તાવ કેટલો છે તે જોવા હાથ મુક્યો અને બોલી " ઉઠો ખાવા ચાલો."

મૃણાલ ડોકું ધુણાવતી બોલી " સાચું કહું છું બેન, મને ખાવાની ઇચ્છા નથી. શું કરવા મને બોલાવવા આવ્યાં હશો? વારૂ ચાલો, એમ હોય તો હું તમારા મોઢા આગળ બેસીશ."

અચલા જરા કઠોર સ્વરે બોલી " ભુખ્યાં સ્નેહીજનોને સામે બેસાડી રાખી મોઢામાં કોળીયા મુકવાનું મને શીખવ્યું નથી મૃણાલ બેન."

મૃણાલ હસવાનો પ્રયત્ન કરતી બોલી "સ્નેહીજન ભોજન ન કરવા માગતું હોય તો ?"

"નહી કેમ, વધારે સાંભળવું છે ? તમને તાવ નથી આવ્યો પણ રીસ ચઢી છે. તમારે ન ખાવું અને તેમ કરીને બીજાને પણ ભુખ્યાં રાખવાં એવી જો તમારી ઇચ્છા હોય તો ચોખ્ખું કહી દોને કે પછી તમને કશું કહેવાનુંજ ન રહે."

મૃણાલ એકદમ પથારીમાંથી ઉઠીને બેઠી થઇ ગઇ. "મોટીબેન સ્વામીના કસમ ખાઇને કહું છું કે મને રીસ ચઢી નથી; પણ મને ખાવાની ઇચ્છા નથી. ચાલો બેન, હું તમને મારા ખોળામાં બેસાડીને જમાડું." "ત્યારે તો તાવ બાવ કશુંયે નથી, બધું ખોટું જ કહ્યુંને ?"

મૃણાલ કાંઈ બોલી નહી. અચલા પણ થોડીવાર બોલ્યા શિવાય ઉભી રહી. પછી નિઃશ્વાસ મુકતી ધીમે ધીમે બોલી "હવે હું સમજી. તમે જો મને પહેલેથીજ સ્પષ્ટ રીતે કહી દીધું હોત મૃણાલ બેન, કે મારૂં અડકેલું તમે નથી ખાતાં તો હું આટલી બધી જીદ કરીને તમને શું કામ કષ્ટ આપત ? અને નોકર ચાકરની રૂબરૂ આવું અપમાન હું શું કામ વો'રી લેત ? ચાલો, થયું તે ન થયું થવાનું નથી. મને માફ કરો ભાઇ. પરંતુ મારા જાણ્યા પ્રમાણે દૂધ તો અભડાતું નથી. એ એક વાડકીમાં લઇ આવું. વળી યદુ પાસે બજારમાંથી સંદેશ મંગાવું કેમ ખરૂંને ?"

મૃણાલની બુદ્ધિ મારી ગઇ હોય તેમ એ સ્તબ્ધ બની ગઇ. થોડીવારે એનો સ્તબ્ધ ભાવ શમી ગયો પણ એ નીચું જોઇને બેસી જ રહી, કાંઇ બોલી નહી.

અચલાએ ફરી પૂછયું "કેમ શું કહો છો ?"

મૃણાલ વસ્ત્રથી આંખો લુછતી મૃદુ કંઠે બોલી "એમ કરો."

અચલા થોડીવાર એમને એમ ...ના રહી પછી ત્યાંથી ધીરે ધીરે ચાલી ગઇ.

મૃણાલે ઉંચુયે ન જોયું, તેમ ... ...ાલી પણ નહી. પોતાની વૃદ્ધ સાસુ ઘણી નાજુક પ્રકૃતિની છે અને ...નાથી પોતા જેટલું પણ ખાવાનું થઇ શકતું નથી એ વાત ...ી એણે સાંભળી હતી ત્યારથી એ જલનો પણ સ્પર્શ કરત... ...તી. આ વાતનો એણે અચલાને ઇશારો સરખો પણ નહોત... ...ર્યો.

...ચલા પાછી રસોડામાં ચાલી ... અને બધું ઢાંકી દઇને હાથ ધોઇ નાખી પોતાના ખંડમાં જ ...ઇ રહી. તે વિચાર કરવા લાગી 'ગમે તેમ પણ મૃણાલ કેવ... ...ારી ઘૃણા કરીને જ મારૂં રાંધેલું જમતી નથી; એણે મને જુદું ...ું." ખરૂં કહીએ તો અચલા એટલા બધી બળી રહી હતી કે એ ...મમાંથી એક અક્ષર પણ નીકળી શકે તેમ નહોતું. આ પ્રમાણે ...ર કલહના રંગે રંગાયું. બપોરે પણ રાંધેલું અન્ન એમને એ... ...રહ્યું.

સાંજે બળદગાડી આવીને બા... આગળ ઉભી રહી.

મૃણાલ અચલાના ખંડમાં આ... ...ને બોલી "નમસ્કાર કરવા આવી છું મોટી બેન. હું મા... ...જઉં છું. જો મારી જરૂર જેવું જણાય તો મને બોલાવજો, હું ... ...જ આવીને હાજર થઇ જઇશ. મારી સાથે એકવાર નહી બે... ..." એમ બોલતી એ થોડી વાર ઉભી રહી.

અચલાએ કશો જવાબ આપ્યે ... નીચું મોઢું રાખીને બેસી જ રહી. મૃણાલ એ ખંડમાંથી ...ર નીકળતી હતી એટલામાં મહિમ ઘરમાં આવ્યો. એને જોઇને ... ...ાલી "મોટાભાઇ, નમસ્કાર

કરૂં છું." મહિમે પૂછ્યું "મૃણાલ, ખાધા વગર જાય છે? ના હોય તો રાતે રહીને કાલે સવારે જજેને."

મૃણાલ હસતી હસતી ડોકું ધુણાવતી બોલી "ના મોટાભાઈ, યદુ ગાડી લઇ આવ્યો છે એટલે આજેજ જઇશ. એકવાર એમને તેડીને આવજો." એમ બોલીને વસ્ત્રનો છેડો હાથમાં લઇ એણે મહિમને પ્રણામ કર્યા અને ચરણ સ્પર્શ કર્યો. વળી હસીને બોલી "મહાશય મોટાભાઇ,એમને એકવાર તેડી લાવવાનું ભુલશો નહિ ભાઇ."

મહિમથી પણ હસી પડાયું. એ બોલ્યો "બળ્યા મોઢાની, તારો સ્વભાવ કોઇ દિવસ નહી બદલાય?"

"મરીશ તે પહેલાં તો નહી." એમ બોલીને હસતી હસતી એ ગાડીમાં બેસી ગઇ.

મૃણાલ આજે ને આજે આમ ઓચીંતી ચાલી જશે તેની અચલાને કલ્પના સરખીયે ન હોતી. પોતે ન ખાધું અને એને પણ ખાવા ન દીધું એ મૃણાલનો અપરાધ અચલાને ઘણો મોટો રહ્યો હતો. તેને માટે એને સખતમાં સખત શિક્ષા કેવી રીતે કરવી તેનો એ અત્યારસુધી ઘરમાં બેસીને અખંડ વિચાર કર્યા કરતી હતી. આખરે એણે નિશ્ચય કર્યો હતો કે મહિમને આ બધી વાત કરી દઇશ અને એને એમના દેખતાં પુરેપુરી ઉતારી પાડીશ ત્યારેજ મારી દાઝ ઓલાશે. આવી ભારે શિક્ષા મૃણાલને માટે અચલાયે નક્કી કરી રાખી હતી. પોતે બ્રહ્મો છે તેથીજ મૃણાલ એની મનમાં ને મનમાં ઘૃણા કરે છે એ વાત એના મનમાંથી ખસતી ન હોતી, તેથી આજે મહિમના દેખતાં એની પુરેપુરી ફજેતી કરવી એવા વિચારો એ કરી રહી હતી. પણ મૃણાલના એકાએક ચાલ્યા જવાથી એના આ બધાએ વિચારો વ્યર્થ થઈ ગયા.

એણે જોયું કે મૃણાલ ખાધા વગર ચાલી ગઇ, ત્યારે એની બન્ને આંખો આંસુથી ભરાઇ ગઇ. પણ એને મહિમ સાથે હસતી જોઇને એની આંખમાંનાં આંસુ તપેલા વાસણ ઉપર પાણીનો છાંટો જેમ નિમિષમાત્રમાં અળપાઇ જાય તેમ અળપાઇ ગયાં. એણે બારણાની આડે રહીને મહિમ અને મૃણાલની બધીએ વાત સાંભળી હતી, એટલે વિજળી પડવાથી વૃક્ષની જેવી ગતિ થાય તેવી એની ગતિ થઇ રહી. એ ઉભીને ઉભી બળી જવા લાગી.

થોડીવારે મહિમ ઘરમાં આવ્યો એટલે તો એનું ધૈર્ય સમૂળગુંએ ગળી ગયું. મહા પરાણે આત્મદમન કરીને કઠોર હાસ્ય કરતી એ બોલી "શહેરના લોક ગામડામાં આવીને વસે ત્યારે એમને કાંઇ ઓછી મુશ્કેલીઓ વેઠવી પડતી નથી."

મહિમ થોડીવાર પોતાની સ્ત્રીના મુખ સામું જોઇ રહ્યો પછી બોલ્યો "તમારી પોતાની વાત કહો છો ? મને લાગે છે કે તમને અહીં કષ્ટ વેઠવું પડે છે. પણ મૃણાલની જોડે તમને નહી બને એવો મને બીલકુલે વિચાર નહોતો આવ્યો. કેમ આમ થયું ? એની સાથે તો કોઇ દિવસ કોઇને લઢવાડ થઇ નથી."

"આ ગામના શુદ્ધ લોકો સાથે મારે તો હંમેશનો ઝગડો છે. વારૂ તમને આ ખબર કોણે કહી ?"

મહિમે ધીમે રહીને કહ્યું "તમે આજે સમૂળગું ખાધું નથી. હશે એ વાતનું અત્યારે સ્મરણ કરવાની જરૂર નથી."

અચલા વધારે પ્રજળી ઉઠતી બોલી "મૃણાલબેન પણ ખાધા વગરજ ચાલ્યાં ગયાં છે; છતાં એમની સાથે હસી ખુશીને વાત કરતાં તમને બાધ ન નડયો !"

મહિમ હતબુદ્ધ બની ગયો. એણે ફરીથી પૂછ્યું " અચલા, આ તમે શું બોલો છો ? આ બધાનો અર્થ શો ? "

અચલા ઘાંટો કાઢીને બોલી " અર્થ એજ કે, એવો મારો શો અપરાધ થયો છે કે મારૂં આમ અપમાન કરો છો તમે ? મેં તમારૂં શું બગાડયું છે ? "

મહિમ વિહ્વલ થઇ ગયો. " મેં તમારૂં અપમાન કર્યું ? "

" હા તમે. " મહિમ પ્રતિવાદ કરતો બોલ્યો "ખોટી વાત."

અચલા થોડીવાર ચુપ રહી. પછી ધીમે અવાજે બોલી " મેં કોઇ દિવસ ખોટી વાત કહી નથી. તમને ખોટી લાગતી હોય તો ભલે. તમને તમારા સત્યવાદીપણાનું અભિમાન છે તો બોલો, સાચો જવાબ આપશો ? "

મહિમ આંખો ફાડતો સામુંજ જોઇ રહ્યો.

અચલાયે પૂછ્યું " મૃણાલ બેન આજે આમ કરીને ચાલ્યાં ગયાં તેથી ગામમાં લોકો એમ નહીં ધારે કે એ ત્રાગું કરીને ચાલ્યાં ગયાં ? "

" પણ તેથી મને તું કહેવા શું માગે છે ? "

" કહું છું, પણ પહેલાં તમે જવાબ દો. એ ત્રાગું કરીને ચાલ્યાં ગયાં ને ? "

" ઠીક, એમ હોય તોયે—"

" હોય એમ નહી, બરોબર જવાબ દો. "

" હા, લોકો માને. "

" માને ? ત્યારે તમે આ બધું જાણવા છતાં મારૂં આવું અપમાન કર્યું ને ? તમે ચોક્કસ રીતે જાણો છો કે એ મારૂં અડેલું ખાતાં નથી, કેમ ખરૂં કે નહી ? " એમ બોલતી અચલા અનિમિષ

લોચનને જ્વલંત દષ્ટિથી મહિમની છાતીને આરપાર વીંધી નાખવા લાગી. મહિમ પરાજિત થયેલાની માફક માત્ર સામુંજ જોઇ રહ્યો. એના મુખમાંથી એક શબ્દ સરખો નીકળ્યો નહી. આમ બન્ને એક બીજા પ્રતિ જોઇ રહ્યાં હતાં એટલામાં બહારથી સુરેશનો અવાજ આવ્યો " મહિમ ક્યાં છું ? "

---

## ૧૬ મહિમને ઘેર

સુરેશ નાનો હતો તે વખતે એના મિત્રો મહિમની સાથે એની તુલના કરતી વખતે કહેતા કે 'એ ખ્યાલી છે. એના સંકલ્પમાં જોર નથી. એ પ્રવૃત્તિવાળો છે પરંતુ એનું હૃદય પ્રશસ્ત છે. એ હલકું કે નીચું કામ કરે એવો નથી. એ આવક પ્રમાણે ખર્ચ કરી જાણતો નથી. પાત્રાપાત્ર જોઇને દાન કરી શકતો નથી. જો મનમાં ધૂન લાગી જાય તો પહેરેલાં વસ્ત્ર પણ કાઢી નાખીને ચાલ્યા જવામાં એને બાધ નડતો નથી. વળી કોઇનોયે એ દ્વેષ કરતો નથી. સ્વાર્થની ખાતર કાંઇ કામ કરતો નથી. અત્યારે એજ સુરેશ અચલાના સંપર્કથી એકાએક સંયમી બની ગયો હતો. પોતાનામાં આવો સંયમ આવી ગયો હતો તેથી એનો આત્મા પ્રસન્ન થઇ ગયો હતો; એટલુંજ નહી પણ એનું અંતર પણ ગર્વથી ફૂલી ઉઠયું હતું. અચલાના વિવાહ પછી બે દિવસ તો એ પોતાની જાતને એમજ કહેવા લાગ્યો કે " હું શક્તિ-હીન નથી; અક્ષમ નથી; હું પ્રવૃત્તિનો દાસ નથી; એટલુંજ નહી પણ જરૂર પડે સમસ્ત પ્રવૃત્તિને મારી છાતીમાંથી સમૂળી ઉપાડી નાખું."
મિત્રતા એ શી વસ્તુ છે, એની ખાતર મનુષ્ય કેટલો બધો ત્યાગ કરી શકે છે, તે સુરેશે પોતાના મિત્ર અને મિત્રપત્નીને સચોટ રીતે બતાવી આપ્યું હતું. પરંતુ એનાથી એ ત્યાગ દીર્ઘ કાલ ન જીરવી

શકાયો. એનો આત્મસંયમ સાચો નહોતો. એ તો આત્મપ્રતારણા હતી. એ પોતાની જાતને છેતરી રહ્યો હતો. એટલે અચલાનાં લગ્નને પુરૂં અઠવાડીઉંયે નહી થયું હોય એટલામાં તો ખોટા સંયમનો મોહ એના ફાલ્યા ફુલ્યા અંતરમાંથી ધીરે ધીરે સરી ગયો અને એના અંતરને સંકુચિત બનાવી દીધું. એનું મન એને વારંવાર કહેવા લાગ્યું " તેં સ્વાર્થત્યાગથી શું મેળવ્યું ? એણે તને શું આપ્યું ? કયું અવલંબન કરીને તેં તારૂં બગાડયું ? "

આવા વિચારમાં ને વિચારમાં એક દિવસ સમાજના દ્વાર આગળ કેદારબાબુ સાથે એનો ભેટો થયો. તેમને એણે સ્પષ્ટ કહી નાખ્યું "તમે સારૂં કામ ન કર્યું. મહિમની જોડે તમારી પુત્રીનાં લગ્ન કર્યાં પણ એની તો ઇચ્છાએ નહોતી. એ નિશ્ચેષ્ટની માફક સમારંભમાં ભળી." ત્યારબાદ એ ઘેર આવ્યો. એના મનમાં હજારો સંકલ્પ વિકલ્પ થવા લાગ્યા. " આ લગ્નથી એ જરાએ સુખી નથી થઇ. પોતાની સ્થિતિનો અતિક્રમ કરવાનો અપરાધ મિત્રે કર્યો છે માટે તેનું ફળ એને ભોગવવું પડશે. અચલાને પણ પોતાની ભૂલ માલમ પડશે એટલે એ પણ આત્મગ્લાનિ પામતી દગ્ધ થઇ જશે. " આવી આવી અનેક અકલ્યાણમય કામનાઓ કરી કરીને એ આશ્વાસન મેળવવા પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ એનું પીડિત, પ્રતારિત હૃદય જરાએ શાંત પડયું નહી. એક નાદાન બાળકની માફક એ વાતનીજ એ વારંવાર આવૃત્તિઓ કરવા લાગ્યો. એક દિવસ તો એ પોતાના મનનું દમન ન કરી શકયો અને હાથમાં બેગ ઝાલી ઘરની બહારે નીકળ્યો અને આવી પહોંચ્યો મહિમને ઘેર; અને ગત પ્રકરણને અંતે જણાવ્યા પ્રમાણે બહારથી એ બોલ્યો " મહિમ કયાં છું ? "

" કોણ સુરેશ ? આવ આવ, ઘરમાં આવને, ખુશીમાં તો ખરો ?"

મહિમ સ્વાગતના ઉપલા શબ્દો બોલી રહ્યો નથી એટલામાં તો સુરેશ ઘરમાંયે આવી પહોંચ્યો. હાથમાંની ગ્લેડસ્ટન બેગને નીચે મુકીને એ બોલ્યો "હા ખુશીમાં છું, પણ તું કેમ આમ એકલો ઉભો રહ્યો છું ? અચલા ભાભી એક પળમાંજ સચલા થઇને કેમ અંતર્ધ્યાન થઇ ગયાં ? મને લાગે છે કે મેં તમારી વિશ્રંભની વાતોમાં અહીં આવીને વિઘ્ન નાખ્યું."

ગત પ્રકરણને અંતે બોલાયલા અચલાના ક્રોધના ભરેલા છેલ્લા બોલો બહાર ઉભેલા સુરેશને કાને પડી ચુકયા હતા એટલે એ બોલ્યો "જોયુને મહિમ, ભણેલી સ્ત્રી મળવાથી કેટલું સુખ છે ? હજુ તો માત્ર થોડાજ દિવસ થયા છે તેટલામાં તો તમારા બંનેનો કેવો સુંદર પ્રેમાલાપ ! આવું કાંઇ પાડાગામની છોકરીઓથી બને !"

મહિમ આ સાંભળીને શરમનો માર્યો રાતો રાતો થઇ ગયો. અંદરના ખંડ તરફ જોઇને અચલાને ઉદ્દેશીને સુરેશે કહ્યું "અણધારેલે વખતે આવીને તમારા રંગમાં ભંગ પાડયો ભાભી, માફ કરજો. અને મહિમ, કેમ તું આમ ઉભો રહ્યો છું. કાંઇ બેસવાનું છે કે નહી ? ચાલને બેસીએ. ચાલી ચાલીને મારા પગના સાંધાએ રહી ગયા છે. ઘર તો તેં ઘણી સારી જગ્યાએ બાંધ્યું છે ભાઇ. ચાલ, ચાલ, કલકત્તે ચાલ."

"ચાલ" એમ કહીને મહિમ સુરેશને બહારના પ્રધાન ખંડમાં લઈ ગયો અને ત્યાં બેસાડયો.

સુરેશે કહ્યું "અમારાં ભાભી કેમ અહીં આવીને બેસતાં નથી ? પરદાનસીન છે કે શું ?."

મહિમ જવાબ આપે તે પહેલાં તો બારણું ખોલીને અચલા અંદર આવી. એના મુખ ઉપર અત્યારે કલહનું ચિન્હ સરખું નહોતું

જણાતું. સુરેશને નમસ્કાર કરીને પ્રસન્ન વદને એ બોલી " અમારે અહો ભાગ્ય કે આપ પધાર્યા! પણ આમ ઓચીંતા ક્યાંથી ? "

અચલાના પ્રફુલ્લ બનતા વદન ઉપર સુખ સૌભાગ્યની રેખા કલ્પીને સુરેશ અંતરમાં ને અંતરમાં ઇર્ષ્યાથી પ્રજળી ઉઠ્યો. હાથ જોડીને એણે સામા નમસ્કાર કર્યો અને બોલ્યો "અહીં આવ્યો ત્યારે જણાયું કે આમ એકાએક અહીં આવી પહોંચવામાં મેં યોગ્ય ન કર્યું. પણ શો કાંઇ બન્યો હતા ? Their first difference ના અર્થવાળું તમે શું કહ્યું ? તમારે ક્યાં અને શો મતભેદ પડ્યો ?"

અચલા હસતી હસતી બોલી " તમે કાંઇ સાંભળી લીધું કે શું ? હશે, આવો અતિથિનો સત્કાર કરીએ. "

સુરેશ ગંભીરતા ધારણ કરતો બોલ્યો " ઘરની ગૃહિણીનું તો એજ મુખ્ય કામ. એમાંજ એનો પાકો પરિચય. "

અચલા હસતી હસતી કહેવા લાગી " ઘરજ નથી તો ગૃહિણી કેવી ! આવા દુઃખદ કુટિરમાં તમારાથી રાત્રિ શી રીતે કઢાશે એજ મને વિચાર આવે છે. ધન્ય છે તમને કે આટલું સાંભળ્યા પછી પણ તમે આ દુઃખ સહન કરવા આવ્યા છો. " પછી સ્વામીના મુખ સામું જોતી એ બોલી "નયનબાબુને લઇને ચંદ્રબાબુને ઘેર આજની રાત આમની સુવાની વ્યવસ્થા કરી આવશો ? એમનું ઘર જરા સારૂં છે. બેસવા ઉઠવાની જગ્યા છે એટલે એમને જરા પણ કષ્ટ નહી પડે. "

સૌજન્યના આવરણમાં વીંટાળી વીંટાળીને બન્ને જણે આવા માર્મિક પ્રહારો કર્યા તેથી મહિમ અધીરો બની ગયો હતો. આ પ્રહારોને શી રીતે અટકાવવા તે એને ન સુઝ્યું. આખરે સુરેશ હાથ જોડીને બોલ્યો " એ બધી વ્યવસ્થા થયા કરશે ભાભી, પણ

એકવાર આ બાનું તો કરો. ખધાપીધા પછી પગમાં કાંઇ જોર આવે, ત્યાર બાદ કાં તો નયનબાબુને બોલાવજો કે શ્રવણબાબુને બોલાવજો. ચંદ્રબાબુના આરા ઘરમાં સુવા જવા માટે રાજી છું." "મેં ચાનું પાણી ઉકળવા મુકી દીધું છે. પાંચ મિનિટમાં ચા હાજર કરી દઉં છું. ત્યાં સુધી જરા વિશ્રાંતિ લો." એમ બોલીને અચલા હસતી હસતી ચાલી ગઇ.

સુરેશ મિત્ર સામું જોતો બોલ્યો "કેમ મહિમ, હવે જણાય છે ને હું કહેતો હતો તેમાં કેટલું સત્ય હતું તે ?"

"શાની વાત તું કરે છે ?"

"પલ્લી ગ્રામમાં ન રહેવા વિષેની સ્તો. હું બધું જાણું છું. મેં તને ચેતવ્યો નહોતો કે ગામમાં અને સમાજમાં તારો જબરો વિરોધ થઇ જશે ?"

"એવો વિરોધ તો કશો થયો નથી."

"બીજો વિરોધ તો શો થવાનો હતો ? તારે ઘેર કોઇ જમવા આવે છે ? આ અશાન્તિ ન કહેવાય ? તારૂં પેટ ભરીને અપમાન નથી ?"

"પણ મેં કોઇને જમવા માટે બોલાવ્યા છે કયારે તે ?"

"નથી બોલાવ્યા ? એમ કે ?–" વાતમાં અધવચ્ચ વિક્ષેપ પડયો. યદુના હાથમાં ચાનો સરંજામ લેવડાવીને અને પોતાના હાથમાં મિષ્ટાન્નનો થાળ લઇને અચલા આવી પહોંચી. સુરેશના છેવટનાં શબ્દો એને કાને પડી ગયા હતા પણ એણે પોતાના મુખ ઉપરથી એ સમજાવા ન દીધું. બન્ને મિત્રોએ મિષ્ટાન્નને યથાવિધિ ઉદરમાં પધરાવી દીધું, પછી ચા પીધી. આ પ્રમાણે ભોજન કાર્યથી પરવારી મહિમ ખભે ચાદર નાખતો બહાર જવા ઉભો થયો. આ ગામના

મુસલમાન જમીનદારના છોકરાને માહમ ઈંગ્રેજી ભણાવતો હતો. જમીનદાર સાહેબને લખતાં વાંચતાં પણ આવડતું નહોતું, તોપણ એ દીલના ઉદાર હતા અને મહિમ ઉપર સારો ભાવ રાખતા હતા. એટલે ગામના લોકો મહિમને હજુ સુધી કશો ઉપદ્રવ કરી શક્યા નહોતા.

અચલાએ કહ્યું " આજે ભણાવા નહી જાવ તો નહી ચાલે ?"

" કેમ ?"

અચલાનું મન ગમે એટલું બળવાન હશે, એના અંતરમાં ગમે તેટલી નિર્મળતા હશે; છતાં સુરેશ અને એનો સંબંધ એવા પ્રકારનો રચાઇ ગયો હતો કે એના આમ એચીંતા અહીં આવવાથી એના મનને સંકોચ થયા વિના રહ્યોજ નહી. સુરેશને એ સારી પેઠે ઓળખતી હતી. એનું હૃદય ભલે ગમે એટલું મહત્ હોય, તોપણ એ હૃદયનો અચલાને જરાએ ભરોસો નહોતો; એટલુંજ નહીં પણ એને ઉલટો ભય લાગતો હતો. અત્યારે સંધ્યા વીતી રાત પડવા આવી હતી. તે સંધિના સમયમાં સુરેશની સાથે પોતાને ઘરમાં એકલી મુકીને પતિને બહાર જતો જોઇને અચલાનું મન અસ્થિર થઇ ગયું હતું; છતાં એ ભાવને દાબતી એ હસતાં હસતાં બોલી " વાહ, કેમ શું ? અતિથિને એકલા મુકીને—"

" એથી અતિથિ–સત્કારમાં કશી તૃટિ પડવાની નથી. વળી તું તો ઘરમાંજ છે ને—"

" પણ હું કાંઇ એમની પાસે બેસી રહેવાની છું? મારે તો હજુ બ્રાહ્મણની પાસે રસોઇ કરાવવાની છે. એટલે અહીં એમના મોઢા આગળ કોઈ વાતચીત કરનારૂં જોઇએ તેથી કહું છું."

" ના, મારાથી નહી રહેવાય." એમ બોલીને ખુણામાં મુકેલી

લાકડી લઈને એ ઘરની બહાર નીકળ્યો.પોતાનું કહ્યું પતિએ ન માન્યું તેથી'અચલા શરમની મારી નીચું જોઈ રહી.

મહિમને સંભળાવવા સુરેશ અચલાને હસતો હસતો કહેવા લાગ્યો "કેમ નીચું જોઈ રહ્યાં છો ? હું તો પહેલેથી એના ગુણ જાણું છું. એ તો એવોજ છે. હશે, તમે મને એકાદ વાંચવાની ચોપડી આપો, પછી નીરાંતે તમારે કામે લાગો."

મહિમે એકવાર અમુક વિચાર કર્યો તો પછી એ કદી ફેરવતો નહી. એના આ ગુણને ભલે નઠારો કહો છતાં "હું તો એના ગુણ પહેલેથી જાણું છું, એ તો એવોજ છે" એવી પોતાના સ્વામીની ઉપેક્ષા કરનારી સુરેશે ટીકા કરી એટલે તો એને ખોટુંજ લાગી ગયું. તેથી કશું બોલ્યા ચાલ્યા શિવાય એ છાનીમાની ત્યાંથી ચાલી ગઈ. યદુની જોડે એણે સુરેશને વાંચવા માટે એક ચોપડી મોકલી આપી.

મહિમ ઘેર આવ્યો. રાતે સુવા ગયો ત્યારે એણે અચલાને પૂછ્યું "સુરેશ અહીં કેટલા દિવસ રહેવાનો છે તે તને કહ્યું છે?"

આજે અચલા સવારથી સ્વામી સાથે ધુમરાયલી હતી. તેમાં અધુરામાં પુરૂં સ્વામીના ઉપલા પ્રશ્નમાં એને કુત્સિત ભાવ હોવાનો ભાસ થયો એટલે બળતામાં ઘી હોમાયું. એ ખરેખરી છંછણી પડી અને કઠોર સ્વરે બોલી "એટલે?"

મહિમની તો બાવડી ભુડી ગઈ. એણે તો બીચારાએ સહજ ભાવે માત્ર જાણવા પુરતોજ ઉપલો પ્રશ્ન કર્યો હતો. એમાં એનો કુત્સિત ભાવ કે અન્ય આશય જરાએ નહોતો. એનાથી સંકોચને વશ થઈને મિત્રને એ પ્રશ્ન ન પૂછી શકાયો, તેમ સુરેશે જાતે પણ

કાંઈ કહ્યું નહી. એટલે અચલા કદાચ જાણતી હશે એમ ધારીને એણે એને ઉપલો પ્રશ્ન પૂછ્યો હતો.

મહિમને ચુપ થઇ ગયેલો દેખીને અચલાજ બોલી "આવો પ્રશ્ન પૂછવાની કશી જરૂરજ નહોતી. તમે એમ જાણો છો કે સુરેશબાબુ કાંઈ કાર્ય માટે અહીં આવેલા છે અને તે પૂર્ણ થતાં કેટલી વાર લાગશે તે હું જાણું છું. એમજ તમારા પૂછવાનો ભાવાર્થ છેને ?"

મહિમ વળી થોડીવાર શાંત થઇને બેસી રહ્યો પછી સ્નેહ ભાવે બોલ્યો "હું એવું કાંઈ જાણતો નથી. પણ આજ સવારના મૃણાલના વ્યવહારથી તારૂં મન ઉદ્વિગ્ન થઇ ગયું છે તેથી તને એમ લાગ્યા કરે છે. હશે આજે સુઇ જઇએ, કાલે વાત." એમ બોલીને એ પણ પથારીમાં પડ્યો અને પાસું ફેરવીને નિદ્રાધીન થઇ ગયો.

અચલા પણ સુતી; પરંતુ મોડી રાત સુધી એને નિદ્રા ન આવી. આખા દિવસની વિરક્તિ ઉત્તરોત્તર એના મનમાં જમા થઇ ગઈ હતી. જરા કલહ થયો હોત અને એનો ઉભરો જો બહાર પડી ગયા હોત તો એનું મન સ્વસ્થ થઇ જાત. પણ એ તો ઘુમરાટમાં મોં સીવીને બેસી રહી હતી એટલે એનો ઘુમરાટ એનાજ અંતરને બાળવા લાગ્યો. એ કલ્પનાના ઘોડા દોડાવવા લાગી. જાણે એ સ્વામીને પ્રશ્નો પૂછી રહી છે અને સ્વામી તેના જવાબો આપે છે અને એ જવાબોથી એ પ્રજળી રહી છે. આમને આમ એણે આખી રાત શય્યામાં પાસાં ઘસીને કાઢી. સવારે એ ઘણી મોડી જાગી. મોડું થયેલું જોઇને એ ગાભરી ગાભરી પથારીમાંથી ઉઠી. બહાર આવી જોયું તો યદુ હાથમાં ચાની કીટલી લઇને રસોડામાં

જતો હતો. તેને બોલાવીને એણે પૂછ્યું " બાબુ, કાંઇ કહી ગયા છે ચંદુ ? "

" હા, એ કહી ગયા છે કે બે કલાક પછી હું પાછો આવું છું. "

મહિમ હંમેશ સવારમાં વહેલો ઉઠીને પોતાના ખેતરમાં જતો હતો તે ઘણી વખતે છેક બપોરે ઘેર આવતો હતો. અચલાએ પૂછ્યું " આપણા મેમાન ઉઠયા છે ? "

" હા, એ તો ક્યારના ઉઠયા છે. એમણે જ મને ચા તૈયાર કરવા મોકલ્યો છે. "

અચલા ઝટપટ કરતી મુખ–પ્રક્ષાલન કરીને લુગડું બદલી બહાર આવી. સુરેશ પ્રાતર્વિધિથી પરવારી ઘરનાં બારી–બારણાં ખોલી બારણાં આગળ ખુરસી નાખીને કાલવાળી ચોપડી વાંચતો બેઠો હતો. અચલાના મુખ ઉપર ઉજાગરો સ્પષ્ટ જણાતો હતો. એની આંખનો નીચલો ભાગ કાળો પડી ગયો હતો. એની બન્ને આંખો ઇર્ષ્યાથી બળી રહી હતી. સુરેશ એથી એના સામું જ જોઇ રહ્યો હતો. એણે સુરેશને પૂછ્યું " ક્યારે ઉઠ્યા ? મારાથી આજે મોડું ઉઠાયું. "

" હા, જણાય છે ને. "

સામેજ દિવાલમાં ખીંટી ઉપર ઘણા દિવસથી એક જુનો કાચનો તકતો ટીંગાવેલો હતો. અચલાની નજર તે તકતા ઉપર પડી. સુરેશ પોતાના સામું કેમ જોઇ રહ્યો હતો તેની હવે એને તરતજ સમજ પડી ગઇ. એનું મોઢું ઉજાગરાને લીધે શ્રીહીન બની ગયું હતું. એ મુખે સુરેશ સન્મુખ ઉભું રહેવું એને મરવા જેવું લાગ્યું. એ મુખને કયાં સંતાડવું, કેવી રીતે સંતાડવું. સુરેશે આ ઉપરથી કાંઇ ભળતુંજ ધારી લીધું હોય તો એની ધારણા ખોટી છે એમ એને

શી રીતે સમજાવવું, આ બધાનો એનાથી યોગ્ય નિર્ણય નહિ થઇ શકવાથી એ "હું તમારે માટે ચા લેતી આવું" એમ બોલતી બોલતી બહાર ચાલી ગઇ.

સુરેશ કશું બોલ્યો નહી. માત્ર દીર્ઘ શ્વાસ લેતો શૂન્ય દૃષ્ટિએ જોતો સ્તબ્ધ બનીને બેસી રહ્યો.

દસેક મિનીટ બાદ ચાનો સરંજામ લઇને અચલા આવી પહોંચી. એના આવતા સુધીમાં સુરેશ સ્વસ્થ થઇ ગયો હતો. ચા પીતાં પીતાં એ બોલ્યો "કેમ, તમે ચા નથી પીતાં ?"

અચલાએ હસીને કહ્યું "ના, હવે હું નથી પીતી."

"કેમ નથી પીતાં ?"

"હવે મને ભાવતી નથી. વળી અહીં ગરમ પદાર્થ લેવાથી નિદ્રા નથી આવતી. કાલે મને આખી રાત ઉંઘ નથી આવી; તેથી જુઓને મારૂં મુખ અને નેત્ર કેવાં નિસ્તેજ જણાય છે ? કોઇને પણ એ મુખ બતાવવાનું મન થતું નથી." એમ બોલતી એ લાજાળ વદને ઝીણું ઝીણું હસવા લાગી.

"પણ ચા પીવાનો તો તમને નાનપણથી અભ્યાસ છે. હા, પણ મહિમે ચા પીવાની તમને મના કરી હશે." અચલા મોં મલકાવતી બોલી "મને મના કરી છે એવું તમને કોણે કહ્યું ? વળી ચા ન પીધી હોય તો શું થઇ જવાનું હતું ?"

અચલાએ જવાબ તો હસીને દીધો પણ એ હસવામાં શુષ્કતા હતી તે સુરેશ સ્પષ્ટ રીતે જોઈ શકયો. થોડી વાર પછી સુરેશ બોલ્યો "તમે જાણો છો કે કોઇપણ વાત મારે કહી નાખવી હોય તો હું ભૂમિકા વિનાજ એકદમ કહી દઉં છું. મારે તમને બે એક વાત પૂછવી છે. જો રીસ ન ચઢાવો તો પૂછું."

અચલાએ કહ્યું " પૂછો ને, રીસ શું કામ ચઢાવું ? "

"ઠીક તો પૂછું છું. તમે અહીંઆં સુખી છો ? "

અચલાનું મુખ રાતું થઇ ગયું. એ બોલી " એ પ્રશ્ન પૂછવો તમને ઉચિત નથી. " "કેમ નથી ? "

" નથી. હું સુખી નથી એવો વિચાર તમારા મનમાં આવે એ યોગ્ય ન કહેવાય. એ અન્યાયી વિચાર. "

સુરેશ ફીકકું હસતો બોલ્યો " મન ન્યાય અન્યાયનો વિચાર કરે તેને મારે શું મના કરવી ? બે માસ ઉપર આ વિચાર મારે માટે યોગ્ય હતો; અરે એટલુંજ નહી પણ એવો વિચાર કરવાનો મને અધિકાર હતો. આજ બે મહીને એ અધિકાર નષ્ટ થયો હોય તો ભલે થયો, પણ સત્ય હકિકત જાણવા માટે તો હું ઇચ્છા કરી શકું. મારા સ્વભાવથી તમે અજાણ્યાં નથી. એકવાર ખરૂં કહી દો અચલા, શી હકીકત છે ? "

અચલાનું હૈયું ભરાઇ આવ્યું. એને રડું રડું થઇ ગયું, પરંતુ મહા પરાણે મનને વશ રાખીને પ્રબલ વેગે એણે કહ્યું " હું સુખી છું. " " તો ઠીક. " થોડીવાર શાંત રહીને વળી કાંઇક સાંભરી આવવાથી સુરેશ બોલ્યો 'હવે એક વાત રહી. તમારે માટે હું કેટલું સહન કરૂં છું તેનો તમને કોઇવાર—"

અચલા બન્ને કાનમાં આંગળીઓ ઘાલતી વચ્ચે બોલી ઉઠી " આવી આલોચના કરવી આપ માફ કરો. "

સુરેશ બારણા વચ્ચે ઉભો રહી બે હાથ લાંબા કરીને જવાનો રસ્તો રોકી બોલ્યો " ના, મારાથી માફ નહી થઈ શકે. તમારે એ સાંભળવુંજ પડશે. "

આજે પણ અચલા તે દિવસની માફક સુરેશનાં નેત્ર જોઇ થથરી ગઇ. પાછી હઠતી બી'તી બી'તી એ બોલી "ઠીક કહો."

"બ્હીશો નહી, તમારા શરીરને હું જરાએ સ્પર્શ કરીશ નહિ. મારામાં એટલું ભાન છે." એમ બોલીને સુરેશ વળી પાછો ખુરશી ઉપર બેઠો અને ફરી બોલ્યો "જો કે તમારા ઉપરનો મારો અધિકાર નષ્ટ થયો છે, છતાં મારા ઉપરનો તમારો એ અધિકાર કાયમજ રહ્યો છે એટલું તમારે સ્મરણમાં રાખવાનું છે."

"એ સ્મરણમાં રાખવાથી મને કશો લાભ નથી." આમ બોલતી બોલતી અચલા અટકી ગઇ. એનાં વચનોથી સુરેશને આઘાત લાગી ગયો. એ પળવાર વિવર્ણ બની ગયો. એ જોઇને એને પણ પરિતાપ થઈ આવ્યો. થોડીવાર ચુપ રહ્યા પછી વળી પાછી એ કોમળ કંઠે બોલી "સુરેશ બાબુ, આ બધી વાત સાંભળવામાં મને પાપ લાગે; તેમ તમારે કહેવી પણ ન જોઇએ. એ બધી વાત સંભારીને તમે મને શું કામ દુઃખ દો છો?"

"દુઃખ થાય છે અચલા?"

અચલાના મુખમાંથી ઓચીંતુજ નીકળી ગયું "હું શું પાષાણ છું સુરેશ બાબુ?"

સુરેશ તો એકી ટશે અચલાના સામુંજ જોઇ રહ્યો હતો; પરંતુ અચલાથી તેમ ન જોઇ રહેવાયું. એણે નયન નીચાં ઢાળી દીધાં.

"બસ, એજ મારા આખા જીવન સુધી હવે અંકાઇ રહેશે. એથી વિશેષ મારી કાંઇ ઇચ્છા નથી." એમ બોલીને એ થોડીવાર બેસી રહ્યો. વળી બોલ્યો "ત્યારે તમે જો પાષાણ ન હો તો આ એક છેલ્લી ભિક્ષા તમારી પાસે માગી લઉં છું. મને એથી વંચિત

ન કરશો. તમારા સુખનો ભાર એના ઉપર ભલે નાખો. પણ તમારૂં દુઃખ લેવા માટે હું આવ્યો છું માટે તમારા સમસ્ત દુઃખનો ભાર આજથી મારા ઉપર નાખો. આજે તમે મને એ ભિક્ષા આપો. ” આટલું બોલતાં બોલતાં અશ્રુભારે એનો કંઠ રૂંધાઇ ગયો. અચલાની આંખમાંથી પણ કેટલાએ દિવસની વેદના એની ઇચ્છાવિરુદ્ધ અશ્રુ-દ્વારા ખરખર કરતી બહાર પડવા લાગી.

એજ વખતે બહાર કોઇના જોડાનો શબ્દ સંભળાયો. બીજીજ પળે મહિમ ઘરમાં પ્રવેશ કરતો કરતો બોલ્યો “ કેમ સુરેશ, આ પીધી ? ”

સુરેશથી એકદમ જવાબ ન દઇ શકાયો. મુખ નીચું રાખીને કોચ ઉપર પાથરેલી ચાદરના છેડે આંસુ લુછવા લાગ્યો. અચલા માથાનો છેડો મોં ઉપર લાવતી વહેલી વહેલી મહિમની પાસે થઇને બહાર ચાલી ગઇ. મહિમ એક પગ ઉમરા ઉપર અને એક પગ બહાર રાખીને મૂઢની માફક ઉભોજ રહ્યો.

---

## ૧૭ ધુરકતા ડોળા

ધીમે રહીને મહિમ ઘરમાં આવ્યો. એક ખુરશી ખેંચી લાવીને બેઠો. આવી સ્થિતિમાં માનવચિત્તનું જે ડામાડોળપણું થાય તેવું સુરેશને થયું. ઝટપટ કરતો હાથથી આંખો લુછતો શરમીંદો બનીને એ હસવા લાગ્યો અને વગરપૂછે કહેવા લાગ્યો “ હું ઘણો દુર્બળ બની ગયો છું. ” પોતાને ઉદ્વેગ થયો છે એવું મહિમે બીલકુલ જણાવા દીધું નહી. અરે એણે સુરેશને “શાથી” એટલું પણ ન પૂછ્યું.

સુરેશ વગરપૂછે જ કહેવા લાગ્યો “ હું ન જઇ શક્યો હોત

તો કેદાર બાબુ બચવાના નહોતા. પણ જોને મહિમ, બુઢ્ઢાનો સ્વભાવ કેવો નઠારો ! એકની એક છોકરી, તોયે એને ખબર સરખી કરી નહિ. લગ્નના દિવસથી આજ સુધી એણે પોતાની પુત્રીની કશી ખબર લીધી નહી. બોલ ત્યારે એને ખોટું ન લાગે ? આ હકીકતથી એને રડવુ આવ્યું અને એને રડતી દેખીને મારી આંખમાંયે આંસુ આવ્યાં. "

મહિમે પૂછ્યુ " તેં ચા પીધી ?"

" હા પીધી. પણ પિતા પુત્રી પ્રતિ આવો વ્યવહાર રાખે ત્યારે પુત્રીને રડવું ન આવે બોલ. આપણા પુરુષોથી આવું સહન ન થઇ શકે તો પછી એ તો સ્ત્રી. " મહિમે કહ્યું " તે હશે. રાતે સુવાનું તો તને બરોબર ફાવ્યું હતું ને ? ઉંઘ આવી હતી ? નવુ સ્થળ— "

" નારે, નવું સ્થળ તેથી કરીને મને કાંઇ ઉંઘમાં ખલેલ થયું નહોતું. એકી ઉંઘેજ મારે તો વહાણું વાઈ ગયું. પણ હેં મહિમ, કેદાર બાબુએ એમની માંદગીના સમાચાર તમને ન લખ્યા એ કેટલા બધા આશ્ચર્યની વાત ! "

"એમાં આશ્ચર્ય શું ?" એમ બોલીને મહિમ હસી પડયો અને બોલ્યો "હશે ચાલો હજુ તો મારે ઘણું કામ છે. ચાલ વહેલા વહેલા નાહીને પરવારી લઇએ. "

સુરેશ પુસ્તકમાં નજર કરતો બોલ્યો " આ ચોપડી બહુ સારી છે. એ પુરી કરીને ઉઠીશ. "

" એમ કર. મારે કામ છે એટલે હું જાઉ છું. બે એક કલાકમાં પાછો આવીશ. " કહીને મહિમ ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો.

એ ગયો એટલે સુરેશે ઉંચું જોયું અને એક પળવારમાં કાંઇ

અદૃશ્ય હાથે એના આખા મોઢા ઉપર જાણે લજ્જાનો કાળો લેપ ન કરી દીધો હોય એમ એને ભાન થયું.

બારણું વાસીને મહિમ બહાર ગયો. સુરેશ એકીટશે એના જવાના માર્ગ તરફ જોતો કાષ્ઠના પુતળાની માફક બેસી રહ્યો. પરંતુ એનું અંતર એને ડંખવા લાગ્યું.

બન્ને મિત્રોની ઉપરોક્ત વાતચીત બારણાને ઓથે ઉભી રહીને અચલાએ કાન માંડીને સાંભળી હતી. જ્યારે મહિમ ઘેર આવ્યો અને કપડાં બદલવા લાગ્યો ત્યારે અચલા બારણું ઉઘાડીને અંદર આવી. મહિમે ઉંચું જોયું એટલે એણે મૃદુ કંઠે પૂછ્યું " મારા પિતાએ તમારો એવો તે શો અપરાધ કર્યો છે ?"

મહિમથી અચલાના પ્રશ્નનું તાત્પર્ય એકાએક ન સમજાયું તેથી એ એના મુખ સામું જોઇ રહ્યો.

અચલાએ ફરી પૂછ્યું " કેમ મેં પૂછ્યું તે સમજ્યા છો ને ?"

" ના. એનો અર્થ સમજવો ઘણો કઠણ છે. "

અચલા ક્રોધ દબાવતી બોલી " એનો અર્થ સમજવો તો તમને કશોયે કઠણ નથી, પણ એ વાતનો સ્વીકાર કરવોજ તમને કઠણ લાગે છે. સુરેશ બાબુ પાસે તમે એકલા એકલાએ બધી વાત સાંભળી લીધી, પણ તે વાત મને કહેવાનું તમને મન ન થયું. આજે હું તમને ઉઘાડું પૂછવા માગું છું કે મારા પિતાને તમે એટલા બધા તુચ્છ ગણો છો કે એમની માંદગીની ખબર પણ તમે સાંભળવા ઇચ્છા રાખતા નથી ? "

" મેં તો ઘણી ઇચ્છા રાખી, પણ જ્યાં એની જરૂર નહિ ત્યાં મારે એ સાંભળીને શું કરવું ? "

" ક્યાં એની જરૂર નથી વારુ ? "

મહિમ થોડીવાર પોતાની સ્ત્રી સામું નિઃશબ્દ જોઇ રહ્યો પછી કઠોરતાથી બોલ્યો " એ બધાને માટે સુરેશ છે ને. વળી એ બધું સુરેશને મુખે સાંભળ્યા પછી મારે મોઢે સાંભળવા માટે આટલો બધો રોષ શા માટે ? વળી જેને તળીએ કાદવ છે, તેમાંનું પાણી ડોં'ળીને લેવું એ કામનું પણ શું ?" એમ બોલતો મહિમ ત્યાંથી ચાલ્યો જતો હતો પણ અચલા તરતજ એનો માર્ગ રોકીને ઉભી રહી. હોઠ પીસતી એ થોડીવાર જોઇ રહી. એનાથી એક મોટી ચીચીઆરી પાડી દેવાતી હતી, પણ મહા પરાણે એણે મનને તેમ કરતાં વારી રાખ્યું. ધીમે રહીને એ બોલી " તમારે અત્યારે બહાર શું કોઇ જરૂરી કામસર જવાનું છે ? બે મિનીટ થોભી શકો એમ નથી ? "

" થોભી શકીશ. "

" ત્યારે વાતની ચોખવટજ થવા દોને. પાણી વહેતું આવે તો પણ તેમાં કાદવ તો હોય જ, એમ જ ને ?"

મહિમે ડોકું હલાવીને કહ્યું " હા. "

" પાણીને ડોં'ળીને લેવું એવો તો મારોયે આગ્રહ નથી, પણ એ ભયે કાદવ અંદર રહેવાજ દેવો એથી શું લાભ ? એકવાર ડોં'ળું પાણી આવે તો તે પાણીને ગાળીને કાદવ જુદો પાડી નાખો તો શું ?"

" મને તો કશો વાંધો નથી, પણ એથીયે ઘણું અગત્યનું કામ મારે હજુ બાકી રહ્યું છે. હવે મને વખત નથી. "

" તમારૂં ઘણું અગત્યનું કામ પુરૂં થાય એટલે તો ફુરસદ મળશે ને ? ત્યાં સુધી હું રાહ જોઇશ. " એમ બોલીને એ માર્ગમાંથી ખસી ગઇ.

મહિમ બહાર ચાલ્યો ગયો. એ દેખાતો બંધ થયો ત્યાં સુધી

અચલા હતી ત્યાંને ત્યાંજ ઉભી રહી, પછી બારણું વાસીને અંદર ચાલી ગઇ.

કલાકબાદ સ્નાન કરવા જતાં જતાં એ સુરેશના ખડમાં આવી. સુરેશે ઉંચુ જોયું તો અચલાના મુખ ઉપર વિષાદની છાયા છવાઇ રહી હતી. એણે ધાર્યું કે નક્કી મહિમ સાથે એને કલહ થયો છે. એનું મન પણ એ જોઇને ઉદ્વિગ્ન બની ગયું, પણ એનાથી અચલાને કારણ પૂછવાનું સાહસ ન થઇ શક્યું.

અચલા થોડીવાર ઉભી રહી પછી પૂછયું "કેમ શું થાય છે ?"

સુરેશ બેગમાં પોતાનાં કપડાં ગડી કરીને વ્યવસ્થાસર ગોઠવતો હતો તે તેમ કરતાં કરતાં બોલ્યો "આ તો જવું છે એટલે મારાં કપડાં ગોઠવતો હતો."

અચલાએ પૂછયું "આજે જ જવાનો વિચાર કરો છો કે શું ?" ઉંચુ જોયા વિનાજ સુરેશે જવાબ આપ્યો "હા."

"કેમ એવી શી ઉતાવળ છે ?"

"હવે ક્યાં સુધી રહું ! તમને મળવા આવ્યો હતો તે મળ્યો."

"વારૂ, ચાલો તમે ઉઠી જાવ, કપડાં ગોઠવવા કરવાનું કામ તમારૂં નથી; એ તો અમારાં બૈરાંનું કામ. હું બધું બરોબર ગોઠવી દઉં છું." એમ બોલતી અચલા આગળ આવી એટલે સુરેશ બોલી ઉઠયો "ના ના, તમે શું ગોઠવો. એમ બનેજ નહિ— એ તો હું—"

સુરેશ વાક્ય પુરૂં કરે એટલામાં તો અચલાએ એની પાસેથી બેગ ખેંચી લીધી અને તેમાં ગોઠવેલ સામાન બહાર કાઢી નાખીને

ધીમે ધીમે ફરીથી બરોબર ગોઠવવા લાગી. સુરેશ દૂર ઉભો અચ-લાને કપડાં ગોઠવતી જોઇને ઘણો સંકોચ પામવા લાગ્યો. એ બોલ્યો " આમ તમે કરો એ ઠીક નહિ. એ જો — હું જાતે જ— " ઇત્યાદિ ઇત્યાદિ.

અચલાએ સુરેશનું કહેવું જરાએ સાભળ્યું નહિ. કપડાં ગોઠવતી ગોઠવતી એ કહેવા લાગી " જો તમારી બેન કે સ્ત્રી હોત તો તે આ કામ કરત કની ? એ તમને કરવા દેત ? નહિજ. તમને ભય લાગે છે કે હમણાં તમારા ભાઇ આવી પહોંચશે ને મને આમ કરતી જોશે તો ? કેમ ખરૂંને ? પણ જોશે તો શું થઇ ગયું ? બૈરાંનું કામ બૈરાંજ કરે. "

સુરેશ બોલ્યા ચાલ્યા વિનાજ ઉભો થઇ રહ્યો. મહિમે સુરેશનો વ્યાપાર જોઈ લીધો હતો તે અચલા જાણતી નહોતી, એટલે તે વાત એને કહેવાનો સુરેશનો જીવ ન ચાલ્યો. ઉલટો એને વધારે ભય લાગવા માંડયો કે રખેને મહિમ આવી પહોંચે અને આ બધું એની નજરે પડે તો ? બેગને બરોબર પેક કર્યા પછી અચલા બોલી "પિતાની માંદગીની વાત ન કાઢી હોત તો ઠીક થાત. એમાં ઉલટું એમનુંજ અપમાન થવા જેવું થયું. એમને તો એ સાચું પણ ન લાગ્યું. "

" એ બાબતમાં મહિમે તમને કાંઇ કહ્યું ? "

અચલાએ બારણા તરફ નજર કરીને કહ્યું " અહીંઆં ઉભાં ઉભાં મેં બધુંએ સાંભળ્યું. "

" અચલા, એને માટે હું તમારી ક્ષમા માગું છું "

અચલા હસતાં હસતાં બોલી " કેમ ? "

સુરેશ ખિન્ન થતો બોલ્યો " કારણ તો તમેજ કહ્યુંને. મારા

પોતાના અપરાધને લીધે આજે મેં તમારા બન્નેનું અપમાન કર્યું છે; તેથીજ હું તમારી ક્ષમા માગું છું અચલા."

અચલા સુરેશના સામું જોઇ રહી. એનાં નેત્ર અને મુખ અંતરના આવેગથી પ્રકાશી ઉઠયાં. "સુરેશ બાબુ, તમે જે કાંઇ કર્યું છે તે તમારે માટે નહી પણ અમારે માટે કર્યું છે. અમારે શરમાવું જોઇએ તેને બદલે તમારે શરમાવાનું ? તમારે અમારી પાસે ક્ષમા માગવાની ? ના, અમે એવાં નગુણાં નથી. તમારે શાનું શરમાવાનું હોય ? તમે જે કર્યું છે તે બ્યાજબીજ કર્યું છે."

સુરેશને ગળે આ વાત નથી ઉતરી એમ અચલા સમજી ગઇ એટલે એ ફરી બોલી "સુરેશ બાબુ, આજે ન જશો. જો શરમાવાનું હોય તો અમારે શરમાવાનું છે. એમાં તમે તમારૂં શું હિત સાધ્યું છે ? આ ઘર કાંઇ એકલા તમારા ભાઇનું નથી, એના ઉપર કાંઇ મારોયે અધિકાર છે. એ અધિકારને બળે આજે હું તમને આગ્રહ-પૂર્વક કહું છું કે હજુ થોડા દિવસ રહો."

અચલાનું આવું સાહસ જોઇને સુરેશ પરાજિત થઇ ગયો. દ્વિધા હૃદયે કાંઇક બોલવાનો એણે વિચાર કર્યો એટલામાં એણે મહિમને બહારથી ઘરમાં આવતો જોયો.

અચલા બેગને પોતાના મોઢા આગળ લઇને ટેબલ ઉપર બેઠી હતી. મહિમ તરફ એની પીઠ હતી એટલે એના આવ્યાની એને ખબર નહોતી; તેથી કદાચ એ કાંઇ બોલી બેસશે એ ભયે સુરેશ બોલી ઉઠયો "લો, આ મહિમ આવી પહોંચ્યો. કેમ કામ પુરૂં થયું તારૂં ?"

"હા." એમ કહીને મહિમ ઘરમાં આવ્યો. અચલાને બેગ આગળ બેઠેલી જોઇને એણે પૂછ્યું "શું કરે છે?"

અચલાએ પાછા ફરીને જોયું પણ કશો જવાબ આપ્યો નહિ. એણે સુરેશના સામું જોઇને અધુરી રહેલી વાત આગળ ચલાવી. " તમે મારા પણ ભાઇ–અરે ભાઇથીયે વધારે. તમે અમારે માટે આટ આટલું કરો છો એટલે તમે તો અમારા પરમ આત્મીય. આવી રીતે તમે ચાલ્યા જાવ નો તો અમારે શરમાવું પડે; અમારે નીચું જોવું પડે. આજે તો હું તમને કોઇ રીતે જવા દઇશ નહિ."

સુરેશ ફીકકું હસતો બોલ્યો " સાંભળ્યું મહિમ, તમને મળવા આવ્યો હતો તે મળ્યો થયું. હવે આવા જંગલમાં મારે નકામું વધારે દિવસ બેસી રહેવું પડે તેમાં તમને શો લાભ? અને મારે અહીં દુઃખ વેઠવા શું કામ પડી રહેવું ?"

મહિમે શાંત સ્વરે જવાબ દીધો " તું રીસાઇને ચાલ્યો જાય એ એને પસંદ નથી."

અચલા કટાક્ષમાં બોલી " તમને તો પસંદ છે ને ?"

મહિમે કહ્યું " મારી વાત કયાં છે ?"

સુરેશ મનમાંને મનમાં મુઝાવા લાગ્યો. આવો અપ્રિય વાર્તાલાપ બંધ કરવા એ પ્રફુલ્લ ભાવ ધારણ કરતો હસીને બોલ્યો " મારે માથે ભાઇ, આવો ખોટો અપવાદ શું કામ મુકો છો ? રીસ ચઢાવીને કોણ ચાલ્યું જાય છે ? તમેયે ખરાં છો તો ! તમારી એવી મરજી હશે તો બે દિવસ વધારે રહીશ. ભાભી, મારાં કપડાં ન ગોઠવશો. બહાર રહેવા દો. ઉઠ મહિમ, આજે તો તમારા કુંડમાં નહી આવીએ."

" ચાલ." કહીને મહિમ કપડાં બદલવા બીજા ઓરડામાં ગયો.

——:o:——

## ૧૮ નાટકનો પ્રથમ અંક

નવો જોડો ડંખતો હોય છતાંએ તે પહેરીને જ્યારે આપણે બહાર નીકળીએ છીએ ત્યારે જાણે આપણને જોડો જરાએ ડંખતો નથી એવી રીતે આપણે ડૉળ રાખીએ છીએ. તેમ સુરેશે મનમાં ગમે તે હોય છતાયે એ દિવસ આખોયે હસતે મોઢે વીતાવ્યો. એના કરતાંએ બીજી એક વ્યક્તિને તો પોતાના અંતરના ડંખનું દુઃખ મહા પરાકાષ્ઠાએ છુપાવવાં પ્રયત્ન કરયો પડયો.

પતિના અવિચલિત ગાંભીર્ય આગળ અચલાના હાથ હેઠા પડયા. એને પોતાનું અપમાન થયેલું લાગ્યું. આવાં અપમાન સહેવાં છોડીને મરી ગયાં હોઇયે તો સારૂં એવું એને થઈ ગયું. પતિના હૃદયનો પાર તો એ ન પામી શકી, પણ એની બુદ્ધિ તો એ પરખી ગઇ. એને સ્પષ્ટ રીતે જણાયું કે આ તીક્ષ્ણ બુદ્ધિમાન્ પણ ભોળા ભોલા આગળ એનો સર્વ અભિનય વ્યર્થ જાય છે. વળી દરેક પળે લજ્જાની કાળાશ એનું મુખ વધારેને વધારે કાળું કરવા લાગી. આજે સવારે મહિમ બહાર જઇ આવ્યો ત્યાર પછી આખોયે દિવસ ઘરમાંજ રહ્યો હતો, એટલે સવારે ભાતના ભોજનથી માંડીને રાતે સુંચીનું વાળુ કર્યું ત્યાં સુધી અચલાના મનની દશા એવીને એવીજ રહી. છેક મોડી રાત સુધી અચલાને નિદ્રા ન આવી. એ પથારીમાં ઉઠે અને બેસે. છેવટે એનાથી ન રહેવાયું એટલે બોલી. “આખી રાત માથા ઉપર દીવો બળતો રહે એટલે ઉંઘ તે રડી શી રીતે આવે ? એટલી દયાનીયે હું તમારી પાસે આશા ન રાખી શકું ?”

મહિમ ચોપડી વાંચ્યા કરતો હતો, તે એના બબડાટથી ઉઠીને ઉભો થયો. વહેલો વહેલો દીવો ઉંચો મુકતો કહેવા લાગ્યો “અન્યાય

થયો છે, મને ક્ષમા કરો." એમ બોલીને ચોપડી બંધ કરી દીવો ઓલવી નાખીને એ શય્યામાં પડયો.

પતિએ પત્નીની પ્રાર્થના સ્વીકારી છતાં પત્ની ઉપર નિદ્રા દેવીએ લેશ માત્ર કૃપા ન દર્શાવી. અંધારૂં થઇ જવાથી તો અચલાની વ્યથામાં ઉલટો વધારો થયો. એ વ્યથા એને દુઃસહ થઈ પડી અને એને બોલવાની ફરજ પડી. "જાણે અજાણે માણસની ભૂલ થઇ જાય તો પણ તેની શિક્ષા છે, એ વાત શું ખરી હશે ?"

મહિમે જવાબ દીધો "એવો જ્ઞાની પુરુષોનો અભિપ્રાય છે."

થોડીવાર છાની રહીને અચલા વળી બોલી "તો બે જણથી એવી ભૂલ થઇ ગયેલી છે અને એનું અનિષ્ટ ફળ પણ આવવું શરૂ થઈ ગયું છે. એ ફળનો અંત શી રીતે જલદી આવે તેનો તમે અંદાજ કાઢી શકો છો ?" "ના."

"હું પણ કાઢી શકતી નથી; પરંતુ લાંબો વિચાર કરતાં મને એવું જણાય છે કે આપણે બધું છોડી દઇએ, તો પણ એ શિક્ષાનો વિશેષ ભાર પુરુષેજ વહન કરવો ઉચિત છે."

"જો હજુએ વધુ વિચાર કરશો તો જણાશે કે એથી સ્ત્રીનો બોજો જરા પણ કમી થઇ શકતો નથી. પણ એ કયા પુરુષે ? મારે કે સુરેશે ?"

આ સાંભળીને અચલાને કંપારી વછુટી. અંધારામાં પણ મહિમ અચલાની સ્થિતિ સમજી ગયો.

અચલાએ જવાબ દીધો "તમે એક દિવસ મારૂં આમ અપમાન કરશો એ મેં ધારીજ મુકયું હતું; અને હું એ પણ જાણું છું કે તમે આમ મારૂં અપમાન કરવાનું શરૂ કર્યું એટલે એનો કયારે અંત આવશે તે પણ કોઈ કહી શકે એમ નથી. હશે, પણ મને તો

લઢતાં આવડતું નથી; તેમ હવે તમારી સાથે પરણ્યા પછી લઢવાડ કરીને તમારા ઘરમાં મારાથી રહી શકાશે પણ નહી. કાંલે કે પરમ દિવસે હું તો મારે પીયેર ચાલી જઇશ."

"તારા પિતાને એમ નહિ લાગે કે કેમ ઓચીંતી આવી?"

"ના, એ તો જાણતાજ હતા અને તેથીજ "આનું પરિણામ સારૂં નહિ આવે" એમ કહીને વારંવાર એ મને સાવધાન કરવાનો પ્રયત્ન કરતા હતા. કલકત્તામાં ચાલે, પણ પલ્લીગ્રામમાં સમાજ, આત્મીય, બંધુ વિગેરેનો ત્યાગ કરી માત્ર સ્ત્રીને લઇને રહેવું ચાલી શકે નહી, એવું બધું એ જાણે છે એટલે એમને કશું આશ્ચર્ય થવા જેવું નથી."

"ત્યારે એમના કહેવા ઉપર તમે કેમ લક્ષ ન આપ્યું?" મહાપરાણે ક્રોધને દમન કરતી અચલા બોલી "હું એમ ધારતી હતી કે તમે વગર વિચાર્યું કશુંયે નહિ કરો."

"એ ધારણા તો ભાગી પડીને?" "હા."

"ત્યારે આપણા બેની ભાગીદારીનો કારભાર બરોબર ચાલતો તમને જણાતો નથી તેથી દુકાનનાં ઉલાળીયાં કરી તમારે પીયેર પાછાં જવા ઇચ્છો છો?" "હા."

"ત્યારે પધારો; પણ આપણે એક વાત ભુલવી જોઇતી નથી. મારી જોડે તમારો મેળ નથી ખાતો તેનું કારણ કે નવી ચીજ સાથે પ્રસંગ પડે ત્યારે તેને ઓળખતાં સમય લાગે. એમાં જો કોઇ ઠેકાણે મારી ભૂલ થતી હોય તો મને જણાવજો, હું સુધારી લઇશ."

અચલાની આંખમાં આંસુ આવ્યાં. એણે ધીમે રહીને તે લુછી નાંખ્યાં પછી થોડીવારે બોલી "વારંવાર માણસની ભૂલ થતી નથી. તમારે ભૂલનો સ્વીકાર કરવો હોય તો હું મના કરવાની નથી."

"મના ફરવાની નથી, એ ભવિષ્યની વાત કહી. એ ભવિષ્યની ભાવના ભવિષ્યને માટે રાખો. આજ મને માફ કરો, હું વધારે બોલી શકતો નથી."

અચલાને રીસ ચઢી. એ બોલી ઉઠી "મારી તમે શું મશ્કરી કરો છો?"

"એમાં તમારી ભૂલ થાય છે."

"હું કાલે કે પરમ દિવસે ચોક્કસ ચાલી જઇશ."

"હું ચોક્કસ તને જવા દેવાનો નથી."

અચલાએ ચીઢાઇ જઇને પુછ્યું "તમે શું મારી મરજી વિરુદ્ધ મને બળાત્કારે અહીં રાખશો? એમ કોઇ દિવસ બનવાનું નથી સમજ્યા?"

મહિમે શાંતિથી જવાબ દીધો "ઠીક, અત્યારે રાતને વખત તો કાંઇ નથીને? કાલ પરમ દિવસ આવશે ત્યારે જોઇ લેવાશે. આજે તો ઘણો વખત થઇ ગયો છે માટે આટલેથીજ બંધ રાખો." એમ બોલીને એ મોઢે માથે ઓઢીને સુઇ ગયો અને તરતજ ઉંઘી ગયો.

બીજે દિવસે સવારે ચા પીતાં પીતાં સુરેશે પૂછ્યું "હું ધારૂં છું મહિમ તો આજે પણ વહેલો મળસ્કામાં ઉઠીને ચાલ્યો ગયો હશે."

અચલા ડોકું હલાવતી બોલી "પૃથ્વી ઉલટ પાલટ થઇ જાય તો પણ એમનો નિશ્ચય ફરવાનો નહિ."

ચાનો કપ મોઢા આગળ રાખીને સુરેશ બોલ્યો "એક રીતે એ મારા કરતાં ઘણો સારો છે. એનો જીવ એના કામમાંને કામમાં. કળવાળા રમકડાની માફક જ્યાંસુધી એનામાં દમ છે ત્યાંસુધી એ એ'ચ્યાજ કરવાનો."

"કળવાળા રમકડા જેવા માણસને તમે સારો કહો છો?"

"કેમ નહિ? એવી ક્ષમતા મારાથી નથી રખાતી. દુર્બલ મનવાળાંના દોષ હું જાણું છું. એ ઘણો સ્થિર ચિત્તવાળો છે. એની પ્રશંસા કર્યા શિવાય મને ચાલતું નથી. પણ આજે હવે મને રજા આપો, હું જાઉં."

અચલાએ તરતજ સંમતિ આપી અને કહ્યું "જાઓ, હું પણ કાલે જઇશ."

સુરેશે આશ્ચર્ય પામતાં પૂછ્યું "તમે ક્યાં જવાનાં છો?"

"કલકત્તા."

"કેમ ઓચીંતાં કલકત્તા! કાલે તો તમે કાંઇ વાત નહોતી કરી."

"પિતાજીની તબીયત સારી નથી એટલે એમની ખબર લેવા જવું છે."

સુરેશના મુખ ઉપર ઉદ્વેગની છાયા પ્રસરી રહી. "અસ્વસ્થ પિતાની પ્રકૃતિ જોવા જવું એમાં કાંઇ નવાઇ જેવું તો નથી; પણ મને ભય લાગે છે કે પાછો મારે લીધે તમારે ઝઘડો થાય—"

અચલા કશું બોલી નહી. એટલામાં યદુ ત્યાં થઇને જતો હતો તેને સુરેશે બોલાવીને પૂછ્યું "તારા બાબુ ફરીને પાછા આવ્યા?"

"એ તો આજે બહાર ગયાજ નથી. એમના અભ્યાસ ગૃહમાં એ તો ઉંઘે છે."

આ સાંભળી અચલા ઉતાવળ કરતી એ ખંડમાંથી બહાર નીકળી અને મહિમના ખંડમાં ડોકીયું કર્યું. મહિમ ખુરસીમાં આડો પડી પગ ટેબલ ઉપર લાંબા કરીને ઉંઘતો હતો. રાતે નિદ્રા ન આવી હોય તો દિવસે ઉંઘ આવી જાય છે એ સ્વાભાવિક છે; છતાં અચલાના આશ્ચર્યનો અવધિ ન રહ્યો. એણે નજરો નજર જોયું તો

પોતાનો પતિ સવારનું પોતાનું કર્તવ્ય બંધ રાખીને કવેળાએ ઉંઘતો હતો. એ અંગુઠે અંગુઠે ચાલીને અવાજ કર્યા શિવાય પતિના ખંડમાં આવી અને હાલ્યાચાલ્યા વિના એના મુખ સામું જોઇ રહી. પાસેની બારી એણે ઉઘાડી નાખી એટલે સૂર્યનાં કિરણ એના નિદ્રસ્થ મુખ ઉપર પડવા લાગ્યાં. આજે એકાએક આટલે બધે દિવસે અચલાએ મહિમના મુખ ઉપર કોઈ દિવસ નહી જોયેલું એવું કાંઇ નવિન જોયું. એના શાંત મુખ ઉપર અશાંતિની સૂક્ષ્મ રેખા જણાતી હતી. એના કપાળ ઉપર કરચોલીયો પડી ગઇ હતી. આજથી એક વર્ષ ઉપર એના કપાળ ઉપર એવું કશું જણાતું નહોતું. અત્યારે એ મુખ ગુપ્ત વ્યથાથી શ્રાંત અને પીડિત જણાતું હતું. એ જેવી છાનીમાની આવી તેવી છાનીમાની ચાલી જવાની એની ઇચ્છા થઇ, પરંતુ પીકદાનીને એના પગની ઠોકર લાગવાથી અવાજ થયો એટલે મહિમ જાગી ઉઠયો. એણે આંખ ઉઘાડીને જોયું. અચલાએ પૂછયું " અહીંઆં ઉંઘી ગયા છો કે શું? શરીર તો સારૂં છે ને?"

મહિમ આંખો ચોળતો ઉઠીને બેઠો થયો ને બોલ્યો. "કોણ જાણે, શરીર સારૂં છે એજ આશ્ચર્ય છે ને!"

અચલા વધુ કાંઇ ન બોલતાં ત્યાંથી ચાલી ગઇ.

ખાઇ પીને પરવાર્યા પછી સુરેશ જવાની તૈયારી કરતો હતો. મહિમ પાસેની ખુરસી ઉપર બેઠો બેઠો એની જોડે વાતો કરતો હતો. અહીં અચલા આવી અને બીજી ત્રીજી કાંઇ પણ વાત કર્યા શિવાય એ બોલી ઉઠી "કાલે હું પણ જવાની છું. મારા પિતાની ખબર જોવા જાઉં છું."

સુરેશ આશ્ચર્ય પામતો મહિમના સામું જોઇને બોલ્યો " મારાં ભાભીને તું કાલે કલકત્તા મોકલવાનો છું મહિમ?"

પોતાની પત્નીની આવી જક જોઇને મહિમનું અંતર પ્રજળી ઉઠયું. પરંતુ મુખ ઉપર પ્રસન્નતાનો ભાવ લાવી હસતો હસતો એ બોલ્યો "મારે બીજો તો કશો બાધ નથી, પણ આ પલ્લી ગ્રામના સજ્જન ઘરમાં નાટક કરવાની રીત નથી. કાલે શું કામ ? આજે તારી જોડેજ મોકલી દઉં છું."

સુરેશનું મુખ લજ્જાથી લાલ થઈ ગયું. અચલા એ જોઇને તાણીથી હસતી બોલી "સુરેશ બાબુ, અમારા આ ગામડાના ઘરમાં શરમાવાનું કાંઇ કારણ નથી. આ પાડાગામમાં માંદાં માવીતરની ખબર લેવા પણ ન જવું એવો રીવાજ છે. હું તો કહું છું કે એવા રીવાજ કરતાં અમારાં શહેરનાં નાટકો બહુ સારાં. ન હોય તો તમે આજનો દિવસ રહી જાવ ને, કાલે આપણે જોડે જઇશું."

અચલાનું આટલું બધું ઉદ્ધતાઇભર્યું બોલવું સાંભળીને સુરેશ વિવર્ણ બની ગયો. એ માથું નીચું ઘાલીને બોલ્યો "ના ભાભી, મારાથી હવે રહી શકાય એમ નથી. તમે તમારી મેળે કાલે આવજો. હું તો આજેજ જઇશ." એમ બોલીને બેગ હાથમાં લઇને એણે ચાલવા માંડયું. એને જતો જોઇને અચલા વ્યાકુળ બનીને ત્રાડ મારી બોલી ઉઠી. "હજુ તો ગાડીની ઘણી વાર છે સુરેશ બાબુ. એટલી બધી દોડાદોડી શું કરવા કરો છો ? દયા કરીને મારી બે એક વાત સાંભળતા જાવ."

એની ત્રાડ સાંભળીને બન્ને જણા ચમકયા, પણ અચલાએ તે ઉપર ધ્યાન ન આપતાં આગળ બોલવા માંડયું "મારે તમારૂં બીજું તો કશુંયે કામ નથી સુરેશ બાબુ, પણ તમારા શિવાય આવે વખતે મારૂં કોઇ સહાયક નથી. તમે મારા પિતાને કહેજો કે આમણે તો મને પુરી રાખી છે. મને કશેય જવા દેતા નથી. હું અહીં મરી

જાઉછું. સુરેશ બાબુ મને તમે લઇ જાવ. જેને મારા ઉપર પ્રીતિ નથી, તેનું ઘર માંડવા માટે તમે મને અહીંયાં ન છોડી જાવ."

મહિમ વિહ્વલ બનીને જોઇજ રહ્યો. સુરેશ પાછો ફર્યો અને મહિમ સામું જોઈને ભારે અવાજે બોલ્યો "તું જાણે છે મહિમ કે એ અબળ મહિલા છે. એ સ્ત્રી જાત છે. એના ઉપર પશુબળ કરવાનો તને અધિકાર નથી."

મહિમ થોડીવાર તો ગભરાઇ ગયો, પછી ધીમે રહીને શાંત સ્વરે પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો "તું કોને માટે શું કહે છે તે એક વાર વિચારી જો અચલા." પછી એણે સુરેશને કહ્યું "પશુ-બળ કે મનુષ્યબળ, કોઇ પણ બળ મેં અત્યાર સુધી કોઇના ઉપર વાપર્યું નથી. તારાથી જો આજે રહી શકાય એમ હોય તો આજે રહી જા સુરેશ. કાલે હું જાતે એને સ્ટેશન ઉપર મુકવા આવીશ, એટલે ગામમાં બહુ ચોળાચોળી ન થાય. ચાલ, કપડાં ઉતારી નાખ. મારે જરા કામ છે તેથી જાઉં છું. કલાક પછી પાછો આવું છું." એમ બોલીને એ બહાર ગયો. અચલા પુતળાની માફક ખુરશી ઝાલીને ઉભી હતી ત્યાંની ત્યાંજ ઠરી ગઇ. સુરેશ થોડીવાર ચુપ રહીને પછી ખડખડાટ હસતો બોલ્યો "વાહ રે વાહ! આ અંકમાં અભિનય તો સારો થયો."

---

## ૧૯ ગૃહદાહ

આજે પરવારીને સાંજની વેળાએ અચલા જરા આડી પડવા શયન ખંડમાં ગઈ, પણ એનું મન વિચારોના વમળમાં ગોથાં ખાતું હતું. માનવચિત્તનું જેને થોડું પણ જ્ઞાન હોય તેને જણાયા વિના નહિ રહે કે અચલા ક્યાં અને કઈ દશામાં છે.

યંત્રના ચલન હલન પ્રમાણે નિત્યનું કામકાજ એણે પુરૂં કર્યું હતું. ખુરશીમાં વિચાર કરતી એ બેઠી હતી એટલામાં ઓચીંતી એની નજર સામેના નાના ટેબલ ઉપર પડી. બ્લૉટીંગ પેડ ઉપર એક ચીઠી ઉઘાડી પડેલી એણે જોઇ. ચીઠીમાં વાર નહી, તારીખ નહી. મૃણાલે લખ્યું હતું " મોટાભાઇ મહાશય, તમે શું કરો છો? ગઇ કાલની તમારી રાહ જોઈ જોઇને તમારી મૃણાલની બન્ને આંખો નષ્ટ થવા બેઠી છે. "

આ ચીઠી ક્યારે, ક્યાંથી અને કોણે આણી એ કોઇ જાણતું નહોતું. મૃણાલનું ઘર ક્યાં આવ્યું, શામાટે એ મહિમની રાહ જોઇ રહી હતી, શામાટે એ એટલી બધી ઉત્સુક થઇ રહી હતી; એ જાણવાની એને જરા પણ ઇચ્છા થઇ નહી. એ ટગર ટગર ચીઠી સામું જોઇજ રહી. જોતાં જોતાં એની આંખોએ દુ:ખી ગઇ.પોતે આ બાબતમાં અત્યારસુધી આટલી બધી અજ્ઞાત હતી એ જાણીને એ ઉશ્કેરાઇ ગઇ; અને પાળ તુટવાથી પાણી જેમ સડસડાટ કરતું માગ કરીને વહેવા માંડે તેમ અચલા ગર્જના કરતી ખંડની બહાર નીકળી ગઇ. બધે સંધ્યાકાળનું અંધારૂં થઇ ગયું હતું. યદુએ ફાનસ લાવીને બહારના ખંડમાં મુક્યું. અચલાએ એને પૂછ્યું " બાબુ ફરીને આવ્યા યદુ?"

" ના મા, હજુ એ નથી આવ્યા. "

બપોરે પેલો લજ્જાસ્પદ અભિનયનો અંક પડી ગયો ત્યારનો મહિમ બહાર ગયો હતો તે હજુ આવ્યો નહોતો. સુરેશ આવ્યો ત્યારથી કલહની અવિચ્છિન્ન ધારા આ ઘરમાં વહેતી હતી એટલે એ કલહમાં અચલા બીજું બધું ભૂલી ગઇ હતી. સ્વામીમાં સ્નેહ નહોતો છતાં એણે ભૂલ કરી અને એની સાથે પરણી. આ ભૂલથી

આખું જીવન દાસત્વ સ્વીકારી લેવું એ એને મન અસહ્ય હતું. અશાન્ત ચિત્ત એ વિચારે દ્રોહની ઘોષણા કરતું રોજ રોજ બંડ ઉઠાવી મુકતું હતું. મૃણાલની વાત એને વિસારે પડી હતી પરંતુ આજ સંધ્યાકાળના અંધકારમાં એજ મૃણાલની ચીઠીએ એના રૂઝાયેલા ઘાને તાજો કર્યો. પોતે જે ભૂલ કરી તેવીજ ભૂલ સ્વામીએ પણ કરી છે. પતિને અન્ય નારીમાં આસક્તિ છે એવો સંશય અચલાના હૃદયને દગ્ધ કરી નાખતો હતો.

ચીઠી એકવાર ફરીથી વાંચવા માટે એણે હાથમાં લીધી, પણ વળી એણે ઘૃણાથી એ પાછી મુકી દીધી. એ બંગલી બહાર નીકળી આવી અને બારસાખનો નકુચો ઝાલીને સ્તબ્ધ થઈને ઉભી રહી.

એના મનમાં વિચારો આવવા લાગ્યા: "બધું મિથ્યા છે. આ ઘર, બાર, સ્વામી, સંસાર, ખાવું, પીવું કશુંએ સત્ય નથી. કોઇએ કોઇને માટે જરા સરખો હાથ પગ પણ હલાવવાની જરૂર નથી. માણસ પોતાની ભૂલથીજ પાયમાલ થાય છે. નહી તો ગામડું શું કે શહેર શું, નાની ઝુંપડી શું કે રાજમહેલ શું, પતિ-પત્નીનો, મા-બાપનો, ભાઇ-બેનનો સબંધ શો? કોને માટે આ બધી પડાપડી? કોને માટે આ દોડાદોડી? શાને માટે બધા કજીયા અને કલેશ? બપોરે એટલો મોટો ઝઘડો થઇ ગયો છતાં સ્વામી એને એકલી મુકીને કલાકના કલાક થયાં નિશ્ચિંતપણે બહાર ફર્યા કરે! એના મનમાં શું છે એ જાણવાની માથાકૂટ પણ શાને માટે? બધું મિથ્યા, બધું ફાની, મૃગજળ વત્ બધુંજ અસત્ય."

યદુએ આવીને વિચારમાં ભંગ પાડયો. તેણે કહ્યું "બાબુએ પૂછાવ્યું છે કે ચાનું પાણી ગરમ થયું છે?" અચલા જાણે ઉંઘમાંથી જાગી ઉઠી હોય તેવી રીતે બોલી "કયા બાબુ!"

"ભાઈ બાજુ. એ હમણાંજ ફરીને આવ્યા. ચાનું પાણી તો ક્યારનું ઉકળી ગયું છે મા."

"ચાલ આવું છું" બોલીને અચલા રસોડા તરફ ચાલી. થોડી વાર પછી ચા અને ઉકળતું પાણી ચાકર પાસે ઉંચકાવીને એ બહાર આવી. જોયું તો મહિમ અંધારામાં આંટા મારતો હતો અને સુરેશ અંદર ફાનસ આગળ બેસીને ન્યુસ-પેપર વાંચતો હતો. આજે કોઈ કોઈનું મન જાણી શકે તેમ નહતું. શરમ અને સંકોચથી આ બાલ્યકાળના સખાઓ અત્યારે હંમેશનો શિષ્ટાચાર પણ ભૂલ્યા હતા. બન્ને મિત્રોની આ દશા દેખીને અચલાના પગ ત્યાંના ત્યાંજ સ્થંભી ગયા.

મહિમે પાછા ફરીને પૂછ્યું "સુરેશને કેમ આટલી બધી મોડી ચા કરી આપો છો?"

અચલા કશું બોલી શકી નહી. નીચું જોઈને એ તો ઉભીજ રહી. પછી ધીરે ધીરે અંદર ગઈ.

યદુ ચાનો સરંજામ ટેબલ ઉપર મૂકીને બહાર ચાલ્યો ગયો. સુરેશે ઉંચું જોયું અને પૂછ્યું "મહિમ ક્યાં છે? હજુ ફરીને નથી આવ્યો?" મહિમ એટલામાં અંદર આવ્યો અને એક ખુરસી તાણી લાવીને બેઠો. અચલાએ બે પ્યાલામાં ચા કાઢી, એક પ્યાલો સુરેશને આપ્યો અને એક પ્યાલો પતિ આગળ મૂકીને ત્યાંથી છાની માની ચાલી જતી હતી. એટલામાં મહિમે બુમ પાડી એને પાછી બોલાવી. પછી મહિમે ઉઠીને એ ખંડનાં બારણાં બંધ કરી સાંકળ વાસી દીધી. પલક વારમાં સુરેશને મહિમની છ નળીની પીસ્તોલનું સ્મરણ થઈ આવ્યું. એટલે ચાવાળો એનો હાથ કંપી ઉઠયો અને પ્યાલામાંથી થોડી ચા ઢળીને જમીન ઉપર પડી. એનું મુખ ફીક્કું પડી ગયું. મહિમને એણે પૂછ્યું "કેમ બારણું વાસી દીધું?"

અચલાને પણ છ નળીની પીસ્તોલ યાદ આવી એટલે એ તો એટલી બધી ડરી ગઇ કે એના માથાના વાળ પણ ઉભા થઇ ગયા. એ બુમ પાડવા જતી હતી પણ તેમ ન થઇ શક્યું. મહિમ અચલા સામું થોડી વાર જોઇ રહ્યો અને તેની મનોદશા કળી ગયો. સુરેશ સામું જોઇને એ બોલ્યો "ચાકર અહીં ન આવી પડે તેટલા માટે જ. બાકી મારી પીસ્તોલ તો સદાને માટે પેલી બંધ પેટીમાંજ પડી રહેશે. તમને ડર લાગશે એવું જો મેં જાણ્યું હોત તો હું તો બારણું પણ ન વાસત."

સુરેશ ચાનો પ્યાલો નમાવતો હસવા જેવું મોહું કરીને બોલ્યો "વળી મને ભય શાનો? તું મારા ઉપર ગોળી ચલાવે! વાહ! પ્રાણનો ભય મને? તેં મને એવો ભય રાખતો ક્યારે જોયો?"

મહિમ વચમાંજ બોલી ઉઠ્યો "ખરૂં છે. મેં તને એવો ભય રાખતો કોઇ વખત જોયો નથી. તને તીરા પ્રાણની મમતા નથી એ હું સારી રીતે જાણું છું. સુરેશ, મારા પોતાના દુઃખ કરતાં તારૂં આ અધઃપતન મારી છાતીમાં વધારે સુંસરૂં પેસી જાય છે, તારા જેવા મહા પુરુષો આવા હલકા થશે? ના સુરેશ, કાલે તું અહીંથી ચાલ્યોજ જા. કોઇ પણ બહાનું કાઢીને હવે અહીં ન રહીશ."

સુરેશને આનો જવાબ આપવાનું તો ઘણું મન થયું પણ એના કંઠમાંથી સ્વર સરખો બહાર પડી શક્યો નહિ.

"અચલા, હવે તું જા." એમ કહીને મહિમ સાંકળ ઉઘાડી નાખીને અંધારામાં બહાર આવ્યો.

સુરેશ હવે માથું ઉંચું કરીને બોલ્યો "એવી બંદુક પીસ્તોલો તો રાત દિવસ ફેરવી ફેરવીને હું બુઢ્ઢો થઇ ગયો; અને એની આંગી તુટી રીવોલ્વરથી હું બી જવાનો હતો કે?" એમ બોલીને એકલો એ-

લો હસવા લાગ્યો. એનું હસવું સાંભળના અચલા શિવાય બીજું કોઈ હતું નહિ. એ પણ થોડી વાર એમને એમ ઉભી રહી ને પછી ત્યાંથી ચાલી ગઇ.

કલાક પછી મહિમ પાછો આવ્યો ત્યારે એણે પોતાના ખંડમાં કોઇને દીઠું નહી. એ જોડેના ખંડમાં ગયો. ત્યાં જમીન ઉપર પાથરણું પાથરીને હાથ ઉપર માથું રાખીને અચલા સુઇ રહી હતી. સ્વામીને અંદર આવેલા જોઇને અચલા ઉઠીને બેઠી થઇ. પાસે એક સ્ટુલ પડેલું હતું તેના ઉપર મહિમ બેઠો અને એણે અચલાને કહ્યું "કાલે તમે તમારે પીયેર જાવ એટલે થયું."

અચલા નીચું જોઇને બેસી રહી પણ એણે કશો જવાબ દીધો નહી. મહિમ અચલાના બોલવાની થોડીવાર રાહ જોઇને બોલ્યો. "જેને તમે પ્રેમથી ચહાતાં ન હોય, તેનું ઘર પરાણે પરાણે મંડાવવું એવો અન્યાય હું સ્વામી થઇને તમારા ઉપર કરી શકતો નથી."

અચલાને પાષાણની મૂર્તિ જેવી સ્તબ્ધ બની રહેલી જોઇને મહિમ વળી બોલ્યો "તારા ઉપર મારો બીજો પણ આક્ષેપ છે. મારો સ્વભાવ તું જાણે છે. આપણા બેનું લગ્ન થયું ત્યારથી જ નહિ, પણ એથીયે પહેલાંનો તું મને ઓળખે છે. હું સુખી હોઇશ કે દુઃખી હોઇશ, પણ મેં મને જે મળ્યું તેમાંજ સંતોષ માન્યો છે. એથી વિશેષ મેળવવાની મેં જરા પણ આશા કરી નથી. પ્રેમ ઉપર કોઇનુંયે જોર ચાલતું નથી. તું મને પ્રેમથી ચાહી શકતી નથી એ દુઃખની વાત છે. લજ્જાની વાત નથી. આટલા દિવસ શું કરવા કષ્ટ ભોગવ્યું ? તેં કેમ મને ન કહ્યું કે તમે મને જોર જુલમથી

અટકાવી રાખો છો ? મેં તો કાઇ દિવસ કાઇ વિષયમાં બળજેરી કરી નથી !."

અચલાનો કંઠ રડવાથી રૂદ્ધ થઇ ગયો હતો એટલે એ ધીમે ધીમે બોલી " તમે પણ મને ચહાતા નથી. "

મહિમ આશ્ચર્ય દર્શાવતો બોલ્યો " એવું તને કોણે કહ્યું ? મેં તો કોઇ દિવસ તને એવું કહ્યું નથી. "

અચલા તપી જઇને બોલી " મોંઢેથી કહે તોજ કહ્યું ગણાય, નહીતો બીજું બધું ખોટું ? ક્રોધથી કે મનના ઉદ્વેગથી મનુષ્યના મુખમાંથી કાંઇ વચનો નીકળી પડે તેને તમે સત્ય માનીને તેના ઉપર જોર કરવા તૈયાર થઇ જાવ છો. તમારા મતને જે મળતું ન થાય તેના માથા ઉપર પગ દઇને તેને ડુબાવી દેવાનું છે ?"એમ બોલતાં બોલતાં એનું હૈયું ભરાઇ આવ્યું.

મહિમ ન સમજી શક્યો એટલે એણે પૂછ્યું " એટલે ! "

અચલા રડતી રડતી બોલી " યાદ લાવોને ! તમારા જેવા સાવધાન માણસો પણ કેવી ભૂલ કરે છે ! તમારા ટેબલ ઉપર જઇને જુઓ. અમે પણ—"

મહિમે હતબુદ્ધ બનીને પૂછ્યું " મારા ટેબલ ઉપર શું છે ? "

અચલા પાછી પાથરણા ઉપર પડી. એના તરફથી કાંઇ જવાબ ન મળવાથી મહિમ પોતાના ટેબલ ઉપર જોવા ગયો. દસેક મિનિટ સુધી પોતાના ટેબલ ઉપરની ચોપડીઓ આમથી તેમ ફેરવી જોઇ. ઉંચે નીચે બધે એ જોઇ વળ્યો પણ અચલાના માર્મિક શબ્દો એને કશો અર્થ માલમ પડ્યો નહી. એ મૂઢ બનીને પાછો ફરતો હતો એટલામાં એની નજર શયનખંડમાં ગઇ અને અંદર પગ મુકતાંજ એની દૃષ્ટિ મૃણાલની ચીઠી ઉપર પડી. ચીઠી હાથમાં લઇને

વર્ષતાં માત્રજ વિજળીનો ઓચીંતો ચમકારો થવાથી જેમ અંધા-
રામાં માર્ગ જડી આવ તેમ એને અચલાના મર્મનો ઉકેલ જડી
આવ્યો. ચીઠી લઇને મહિમ શય્યા ઉપર બેઠો અને અંધારામાં શૂન્ય
દ્રષ્ટિએ જોઇ રહ્યો. મૃણાલનો અત્યાર સુધીનો આખો ઇતિહાસ એના
મનમાં તાજો થઇ ગયો. અંધકારમાં પણ આજે એને અનેક સૂત્રો
દેખા દેવા લાગ્યાં. શાથી અચલાનું હૃદય ધીરે ધીરે ઉડી જવા લાગ્યું,
શાથી એને પતિનો સંગ દિવસે દિવસે વિષ જેવો લાગવા માંડયો, શાથી
એને સ્વામીનું ઘર પ્રત્યેક પળે કારાગાર જેવું લાગવા માંડયું, આ
બધુંએ હવે એને મન દીવા જેવું થઇ ગયું. એ વિનોદી હતી, પરિ-
હાસ કરવાની એને ટેવ હતી, છતાં એવા પરિહાસને પોતે ઉત્તેજન
પણ આપતો નહોતો. વળી પોતાની સ્ત્રી આગળ એવો વિનોદ ન
કરવા માટે પણ એ વારંવાર શરમાતો શરમાતો એને કહેતો પણ
હતો આ શરમ આ ઉચ્ચશિક્ષિતા, બુદ્ધિમતી રમણીની ધાર-
ણામાં અપરાધી ઠરી ચુકી. પત્નીની ધીરે ધીરે બદ્ધમૂલ થએલી
શંકાને હવે શી રીતે મૂલોચ્છેદ કરવી ? પત્નીને આ મોટો અવરોધ
લાગ્યો અને એમાંથી પરિત્રાણ મેળવવા સુરેશને એણે પ્રાર્થના કરવા
માંડી, આ વાત પણ હવે મહિમનાં મનશ્ચક્ષુથી છાની ન રહી.
અચલાને એ ખરા હૃદયથી ચહાતો હતો. આટલા દિવસથી પોતે
અચલાની જોડે રહ્યો છતાં એની મનોવેદના પોતે જાણી શક્યો નહી
એ પોતાનો ગંભીર અપરાધ મહિમે મનમાં ને મનમાં કબુલ કર્યો.
પત્નીનું હૃદય પાછું મેળવવા હવે કાંઇ ઉપાય છે કે કેમ, અને હૃદય
કેટલું પલટાઇ ગયું છે એ બધાનું અનુમાન કરવું એને આજ દુઃ-
સાધ્ય થઇ પડયું. પત્નીએ ઘણી ઘણી પ્રતિકૂળતાઓ સામે યુદ્ધ કરી
કરીને જે પતિનો આશ્રય ગ્રહણ કર્યો, તેજ પતિ તરફથી પત્નીનું

અપમાન અને લાંછના થાય તો પત્નીનું હૃદય ફરી જાય એમાં શું આશ્ચર્ય ? આ પોતાની કેટલી મોટી ભૂલ ?

મહિમ ઉઠીને ઉભો થયો. અચલા સુતી હતી એ ખંડ આગળ ગયો. એ ખંડનાં બારણાં બંધ હતાં. એણે એ ઠેલવા માંડયાં પણ અંદરથી બંધ જણાયાં. એણે બે ત્રણ બુમો મારી પણ અંદરથી કાંઈ જવાબ મળ્યો નહી. મોટો ધાંટો પાડી બારણાં ખરેખરાં ખખડાવી મેલવાનું એને મન થયું, પરંતુ એનું મન પાછું હઠયું.

મહિમ પાછો આવી શય્યામાં પોઢી ગયો; પરંતુ જેના અભાવે આજે જોડેની શય્યા ખાલી પડી રહેલી હોવાથી શૂન્ય જેવી ભાસતી હતી અને જે જોડેના ખંડમાં ખાધા વગર જમીન ઉપર પડી રહી હતી, તે રમણી એને વારંવાર યાદ આવવાથી એની આંખમાં નિદ્રા ન આવી શકી. "લાવ એને જઇને ઉઠાડી લાવું. ના, ના, નહિ જાઉં." એવા દ્વિધા વિચારે એનું મન ભ્રમિત થઇ ગયું હતું. ઘણી મોડી રાત સુધી તંદ્રા ભર્યોજ એ શય્યામાં પડયો રહ્યો. એકાએક એની આંખો મીંચેલી હતી છતાં બહાર જાણે અજવાળું અજવાળું થઇ રહ્યું હોય તેવો એને ભાસ થયો, એટલે એકદમ એણે આંખો ઉઘાડી નાખી. બારણાની ફાટમાંથી મોટા ભડકા દેખાતા હતા, ધુમાડાના ગોટે ગોટા જણાતા હતા. બહારથી કોઇની બૂમ સંભળાતી. મહિમ ત્યાંનો ત્યાંજ ઠરી ગયો. આગ કયાં લાગી, શી રીતે લાગી, તે તપાસ કરવા માટે પણ એના હાથ પગે ક્ષણવાર તો ત્યાંથી ખસવા ના જ પાડી. પરંતુ એટલા અલ્પકાળમાં તો જાણે આખું બ્રહ્માંડ તુટી પડયું હોય એમ એને થઇ ગયું. દોડતો દોડતો જઇને એણે બારણું ઉઘાડી નાખ્યું, એકદમ બહાર આવ્યો અને જોયું તો રસોડાના અને જે ખંડમાં આજે અચલા સુઇ રહી હતી

તે ઘરના બારણાના એક ખુણાને તોડીને ભડભડ લાગતી અગ્નિની જ્વાળા અંદર પેઠી હતી. પલ્લી ગ્રામનાં ઘરોમાં આગ લાગે તો તે ઓલવવાની કલ્પના સરખી કરવી એ ગાંડપણુજ ! ઓલવવા કોઇ પ્રયત્ન કરે નહી. ફળીઆના લોકો હોય તે પોતાની ચીજો સંભાલે અને પોતાની જણસ માલ ખસેડવાની ખટપટમાં પડી જાય. બીજા ફળીઆનાં હોય તે એક બાજુએ મરદ ટોળું વળીને બેસે અને એક બાજુ બૈરાં એકઠાં મળીને બેસે. બધુંએ બળીને ભસ્મીભુત થઇ જાય ત્યાં સુધી હાય હાય હવે શું થશે, શું શું બળી ગયું, કેવી રીતે બળી ગયું વિગેરે વાતો કર્યાજ કરે. પછી ધીમે ધીમે વેરાય અને ઘેર જઇને નીરાંતે સુઇ જાય. સવારમાં પછી એકે એક દેખા દે. શું થયું, શું નહી વિગેરે કરી પાછા ઘેર જાય અને નાહી કરીને ટાઢે પેટે જમવા બેસી જાય. પરંતુ "અરેરે ! સામાનું શું બળી ગયું ? કેટલું નુકસાન થયું ? " એવો એમને લેશ પણ વિચાર આવતો નહી.

મહિમ પલ્લી ગ્રામનો હોવાથી પોતાના ગામના લોકોના સ્વભાવથી એ જાણીતો હતો એટલે એણે ગુમરાણ કરીને પડોશીઓની નિદ્રામાં ખલેલ ન કર્યું. તેમ કરવાનું કાંઇ કારણ પણ નહોતું. કારણ કે આગ એના ઘરને બાળીને આગળ જાય એવો સંભવ નહોતો, સુરેશ અને નોકર જ્યાં સુતા હતા ત્યાં અગ્નિ જઇ પહોંચ્યો નહોતો. અગ્નિને ત્યાં પહોંચવાની વાર હતી પરંતુ જ્યાં અચલા સુતી હતી, ત્યાં તો આગ પ્રહોંચી જવાની તૈયારીમાં હતી. અચલા સુતી હતી તે ખંડનાં દ્વાર મહિમ જોરથી ખખડાવા લાગ્યો. એણે તાણીને બુમ પાડી "અચલા !" અચલા વખતસર જાગી ઉઠી હતી. એણે જવાબ દીધો "કોણ ?"

મહિમે કહ્યું "બારણું ઉઘાડીને બહાર આવ."

અચલાએ ગભરાતાં ગભરાતાં પૂછ્યું "કેમ, શું છે ?"

મહિમે કહ્યું "ઝટ જલદિ બહાર આવ, વાર ન કરીશ. ઘરમાં આગ લાગી છે."

અચલા આ સાંભળીને ભયથી ચીત્કાર પાડી ઉઠી અને પાછી ઢળી ગઈ. મહિમે વિહ્વળ ચિત્તે બીજી બુમ પાડી પણ એણે કંઈ જવાબ દીધો નહી એટલે મહિમને બીક લાગી. ઘરમાં આગ લાગે એવો અચલાને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો એટલે એ તો "ઘરમાં આગ લાગી છે" એટલું સાંભળી જેવી આંખ ઉઘાડીને જુવે છે તેવીજ એની નજરે પ્રકાશ, ભડકા, ધુમાડો જણાયો અને આખું ઘર બળતું જણાયું. એટલે એ બેશુદ્ધ બની ગઈ. જવાબ ન મળ્યો એટલે તરતજ બીલકુલ ગભરાયા શિવાય બારણાને જોરથી ધેંગી જરા ઉંચું કરીને અંદરની સાંકળ ઉઘાડી નાખી મહિમ અંદર ગયો અને મૂર્છિત અચલાને બાથમાં ઘાલીને બહાર આવ્યો. ત્યારબાદ બધાંને જગાડવાને માટે એણે મોટી મોટી બુમો પાડવા માંડી. સુરેશ પાંડુવર્ણો બની ગયો હતો. એકદમ એ બહાર આવ્યો. યદુ તથા બીજા નોકરો પણ પોતપોતાની ઓરડીઓમાંથી બહાર નીકળી આવ્યા. ધુમાધુમથી અચલા એકદમ શુદ્ધિમાં આવી અને પતિના કંઠમાં બે હાથ નાખી એકદમ વળગી પડી અને ધ્રુજતી ધ્રુજતી રડવા લાગી.

મહિમ બધાંને લઇને બહાર ખુલ્લી જગ્યામાં આવ્યો તે વખતે એના મુખ્ય ઘર સુધી આગ પહોંચી ગઇ હતી. એની નજર ત્યાં ગઇ એટલે તરતજ એને યાદ આવ્યું કે અચલાના અલંકાર વિગેરે તમામ મૂલ્યવાન વસ્તુઓ એમાંજ છે અને હવે જો વિલંબ થશે તો એમાંનું કશું બચવાનું નથી. એ ઉઠીને ઉભો થયો.

અચલા શુદ્ધિમાં આવી હતી; પતિના મનના વિચારને એ

આવી ગઇ. એણે મહિમના હાથ જોરથી પકડી લીધા અને બોલી "ના, એ વાત નહી બને. હવે કોઇ પણ વસ્તુ બચાવવાનો સમય નથી રહ્યો. એમાંનું કશુંયે હું તમને નહી લાવવા દઉં. ભલે બધુંયે બળી જતું."

"અચલા, એમ કરે નહી ચાલે." એમ બોલીને જોરથી હાથ છોડાવીને મહિમ ધુમાડાના ગોટે ગોટ નીકળતા હતા ત્યાં જલદી જલદી ત્યાં જઇ પહોંચ્યો અને અંદર પ્રવેશ કર્યો. પછી પણ કયવાતે ભને સાથે ગયો.

સુરેશ આ બધો સમય ગભરાયલાની માફક ઉભોજ થઇ રહ્યો હતો. ઓચીંતો મનને ઠેકાણે લાવીને એ કાંઇક લેવા જવા જતો હોય તેમ જણાયું એટલે અચલાએ એનું ખમીસ પકડીને અટકાવી રાખ્યો અને કઠોર કંઠે કહ્યું "તમે ક્યાં જાવ છો?"

સુરેશે અચલાના હાથમાંથી ખમીસ ખેંચતાં કહ્યું "મહિમ હમણાં ગયોને—"

અચલા તીખા સ્વરે બોલી "એ તો જાણસભાવ બચાવવા ગયા છે. તમે શું કામ જાવ છો? તમને હું કદાપિ જવા નહિ દઉં." અચલાના સ્વરમાં લેશ માત્ર સ્નેહ ભાવ નહોતો.

બે ત્રણ મિનીટમાં હાથમાં બે ડાબડા લઇને મહિમ અને એક મોટી ટૂંક માથા ઉપર લઇને પદુ આવી પહોંચ્યા. એમણે એ બધું અચલાના પગ આગળ મુકી દીધું પછી મહિમ બોલ્યો "આ તમારાં ઘરેણાંની પેટી છે. જોજો, એને કોઇ હાથ ન લગાડે. સારા ખંડમાંથી જો કાંઇ ઉગરે એવું હોય તો જોઇ આવું."

અચલા કાંઇ બોલી શકી નહી. એણે સુરેશનું ખમીસ પકડી

શોભેલું હતું તેમનું તેમ હજુ એના હાથમાંજ રહી ગયું હતું. જતાં જતાં પલકવાર એ તરફ મહિમની દષ્ટિ ગઈ અને જોત જોતામાં એ અને પદુ ત્યાંથી ચાલ્યા ગયા.

---

## ૨૭ હૈયાની આગ

પ્રભાત થયું અને સૂર્યનારાયણનાં પ્રથમ કિરણો બળેલા ઘર ઉપર પડયાં. સૂર્યના પ્રકાશમાં અચલાએ સ્વામીના મુખ પ્રતિ જોયું અને જોતાંજ હાય હાય કરતી એ રડી પડી. આંખમાંનાં આંસુ એનાથી ન ખાળી શકાયાં. અરેરે આ શું થઇ ગયું! મહિમના માથાના વાળ ધોળા જેવા થઇ ગયા હતા. એનું મુખ ફીકકું, સુકાઇ ગયેલું અને પડી ગયેલું લાગતું હતું. આગે એક રાતમાં અચલાના સુંદર સ્વામીને વૃદ્ધ બનાવી દીધો હતો. લોકો ત્યાં ટોળું વળીને કાચા પીચી કરી રહ્યા હતા. "અરેરે તાંબા પીતળનાં વાસણ કુસણ પણ રદ થઇ ગયાં? આ ટ્રંકમાં ભરેલાં વસ્ત્ર તથા દાગીના એટલુંજ બચવા પામ્યું!" સર્વનાશ કરીને ઓલવાઇ જતા અગ્નિ સામું મહિમ શૂન્ય દષ્ટિએ જોઇ રહ્યો હતો. લોકોની વાતો સાંભળ્યાં કરતો હતો પરંતુ લોકોને જવાબ દેવા જેટલી એનામાં ગતિ રહી ન હોતી.

પાડોશમાં એક ભિખુ બાંડુય નામનો ગ્રહસ્થ રહેતો હતો. એ હાથમાં લાકડી ઝાલીને ધીમે ધીમે આવતો હતો. તેને આવતો જોઇને મહિમ સામે ગયો. મહિમ આગળ બાંડુય મહાશયે ઘણું કલ્પાંત કર્યું અને છેવટે એ બોલ્યા "મહિમ, તારા પિતા તો જો કે ઘણા વર્ષ-તથી ગુજરી ગયા છે પણ અમારે બન્નેને તો જરાએ જુદાગરી હતી નહી. અમે બન્ને તો હરિહર જેવા."

મહિમે વિવેક દર્શાવી માથું હલાવ્યું અને બોલ્યો " હજુર, આપ કહો છો એ સત્ય છે."

મહાશય બોલ્યા " આવી ઘટના બની જશે તેની ખબર અને આગલા દિવસની હતી."

મહિમ તો આ સાંભળીને ચકિત થઇ ગયો. વિશેષ જાણવાની ઇચ્છાથી એ મહાશયના સામુંજ જોઇ રહ્યો. જાસુસ ભાવ વિગેરેના ડાબડા લઇને બાજુમાંજ બેઠેલી અચલાને પણ આ વાત જાણવાની ઉત્કંઠા થઇ આવી એટલે એ પણ કાન માંડીને સાંભળવા લાગી.

ઉપર પ્રમાણે ભૂમિકા કરીને બાંડુય મહાશયે આગળ ચલાવ્યું " બ્રહ્માનો ક્રોધ કાંઇ જેવો તેવો નથી હોતો બાબા. તેં અમને પૂછ્યું સરખું પણ નહિ. આવા ઉત્તમ બ્રાહ્મણને પેટે જન્મ લઇને તેં ન કરવાનું નથી કર્યું ? બોલ જોઇએ. "

મહિમ એમનું બોલવું ન સમજી શક્યો. મહાશય પાસે ઉભેલા નોકરો તરફ જોઇને વળી બોલ્યા " અમે તો બધાંને કહ્યું હતું કે આનું પરિણામ સારૂં નહી આવે. બ્રહ્માની અકૃપા કેમ ન થાય ? બાબા, બ્રહ્મો અને ખ્રીસ્તાન એકજ કની ? બંગાળી બ્રહ્મો બન્યો એટલે ખ્રીસ્તીજ બન્યો. અમે તો શાસ્ત્રના જ્ઞાનવાળા. અમારી પાસે આવું ન ચાલે. "

ત્યાં બેઠેલા બધાએ મહાશયની હામાં હા ભણી એટલે મહાશય ઉત્સાહમાં આવી જઇને બોલી ઉઠયા " બાબા, એક કામ કર. પ્રાયશ્ચિત્ત કરી આનો ત્યાગ કરી—"

મહિમ હાથ લાંબો કરીને વચમાંજ બોલી ઉઠયો " હજુર, હું તમારૂં અપમાન કરવા નથી માગતો પરંતુ

બોલ્યા છો ત્યાંજ અટકો. એક અક્ષર પણ એ વિષે હવે આગળ ન બોલશો. હું એને ઘરમાં આણી ચુક્યો છું. એના પુણ્યે મને ઘર મળી રહેશે. કદાચ વારંવાર એવાં ઘરો બળી જશે તોયે હું વેઠી લઇશ." એમ બોલીને એ ત્યાંથી ચાલ્યો ગયો.

બાંકુશ મહાશય લાકડી ઠેકવતા ઠેકવતા ઘેર ચાલ્યા ગયા. જતાં જતાં મનમાંને મનમાં બોલવા લાગ્યા "એને મોંઢે મેં વાત ન કાઢી હોત તો સારૂં થાત."

અચલાએ બધું સાંભળ્યું હતું. એની આંખમાંથી અત્યારે બોર બોર જેવડાં આંસુ નીકળી પડતાં હતાં.

યદુએ આવીને અચલાને કહ્યું "મા, તમને પૂછીને પાલખી વાળાને બોલાવી લાવવા બાબુએ મને કહ્યું છે. બોલાવી લાવું ?"

લુગડાને છેડે આંસુ લુછતી અચલા બોલી "એકવાર બાબુને અહીં મોકલ યદુ."

"અને પાલખી ?" "હમણાં રહેવા દે."

મહિમ આવ્યો. એને જોઇને વળી પાછાં અચલાની આંખમાં આંસુ આવ્યાં. આંસુ રોકીને અચલાએ પતિની ચરણ-રજ માથે ચઢાવી. આ જોઇને મહિમને આશ્ચર્ય થયું. સ્વામીના બન્ને હાથ અચલાએ પોતાના હાથમાં લઇ એને પોતાની પાસે બેસાડ્યો. એ શું કરવા માગતી હતી તે એનો અંતર્યામીજ જાણે; પણ કાંઇ કરવા માગતી હતી ખરી. સવાર થઇ ગયું હતું. કુતુહલી લોક ચારે તરફ ફરતા હતા એટલે પોતાના મનને વશમાં રાખીને એ બોલી "પાલખી કેમ મંગાવી ?" મહિમે કહ્યું "નવ વાગ્યાની ટ્રેન પકડાય તો ઠીક થઇ જાય. એક વાગે તમે તમારા પિતાને ત્યાં પહોંચી જાવ તો ન્હાવા ખાવાની જોગવાઇ થાય. કાલે રાતે તમે કશું ખાધું નથી."

"અને તમે ?"

"મેં ?" મહિમ વિચાર કરીને બોલ્યો "તેનોયે ઉપાય થશે."

"ત્યારે મારો પણ થશે. હું જવાની નથી."

"ત્યારે કહો શો ઉપાય થશે ?"

અચલાથી એ પ્રશ્નનો ઉત્તર ન આપી શકાયો. ઉત્તર તો એની જીભે આવી ગયો હતો કે, "વનમાં વૃક્ષની છાયા નીચે."

વાત પણ ખરી. પડોશમાં કે ગામમાં કોઈનેયે ઘેર એક કલાક પણ આશ્રય લેવો એ એમના સ્વમાનને અપમાનકારક હતું. મૃણાલ અત્યારે એને નહોતી સાંભરી એમ નહોતું. એનું સ્મરણ એને વારંવાર થતું હતું; પરંતુ શરમની મારી એનું નામ એ નહોતી ઉચ્ચારી શકતી. થોડીવાર મૌન રાખીને એ બોલી "ત્યારે તમે પણ મારી સાથે ચાલો."

મહિમ આશ્ચર્ય પામતો બોલ્યો "હું પણ સાથે આવું ? એથી લાભ શો ?"

"લાભ નુકસાન જોવાનો ભાર આજથી હું મારે શિરે ઓઢી લઉં છું. તમારા શુભનું ચિંતન કરનાર અહીં કોઈ નથી. વળી એક રાતમાં તમારા મુખનો રંગ કેટલો બધો પલટાઈ ગયો છે, તે તમારાથી જોઈ શકાય એમ નથી, પણ હું જોઈ શકું છું. મારા ગળામાં તમે છરી ભોંકી હોત તોયે હું તમને એકલા મૂકીને જવાની નથી."

મહિમનું મન અનિશ્ચિતતાને હીંડોળે હીંચવા લાગ્યું છતાં એ દૃઢ રહ્યો.

અચલા વળી બોલી "તમે શું કામ વિચારમાં પડી ગયા? [illegible] મારી પાસે આટલી [illegible] છે. આપણે પશ્ચિમમાં [illegible] [illegible] રહીને અને તમે મારી [illegible]

પને એમ નથી; માટે હું કહું છું તેમજ કરો. આજથી તમારો ભાર મારા ઉપર."

યદુ પાસે આવીને બોલ્યો "મા, પાલખી મંગાવું ?"

અચલા જવાબ માટે ઉત્સુક નયને સ્વામીના મુખ સામું જોઇ રહી. મહિમે યદુને પાલખી મંગાવવાની આજ્ઞા કરી અને પછી અચલાને કહ્યું "પરંતુ હું હમણાં તો નહી આવી શકું."

આ સાંભળીને અચલાની છાતી શાંતિ અને તૃપ્તિના ઓઘથી ભરાઇ ગઇ. અંતરના આવેગને વશમાં રાખી એ બોલી "હમણાં ન અવાય તો કાંઇ નહી, પણ સાંજની ગાડીએ તો જરૂર આવશોને ? બોલો."

પતિ કદાચ સાંજની ગાડીએ પણ ન આવે અને આ સ્મશાન વત્ બળીને ભસ્મીભૂત થઇ ગયેલા ખંડીએરમાં રાત્રિ ગાળી નાખે એ વિચારે અચલાનું મુખ લેવાઇ ગયું. એ પીળી પડી ગઇ. મહિમ એની મનોવ્યથા ન સમજી શકયો. એણે પૂછયું "કલકત્તામાં મારે કોને ઘેર રહેવું, કહે."

અચલાએ તરતજ જવાબ દીધો "કેમ કોને ઘેર ? મારા પિતાને ઘેર." મહિમે ડોકું ધુણાવીને કહ્યું "ના."

"ના કેમ ? એ શું તમારું ઘર નહી ?" "ના."

"જો તમને ત્યાં ન રૂચે તો બે દિવસ રહીને પછી આપણે પશ્ચિમમાં જઇશું." "ના."

અચલાએ જોયું કે મહિમ અત્યારે એકનો બે થાય એમ નથી એટલે એણે વિચાર કરીને કહ્યું "ઠીક, તો ચાલો અહીંથી આપણે બારોબાર પશ્ચિમના કોઇ શહેરમાં ચાલ્યાં જઇએ. તમે સાથે હશો એટલે મને તો કશુંયે દુઃખ પડવાનું નથી. પણ આપણે કેટલાક

મહિમે કાંઇ ઉત્તર આપ્યો નહી. અચલાએ વ્યગ્ર ચિત્તે પૂછ્યું "હું ધારૂં છું કે પશ્ચિમમાં પણ મોટાં મોટાં શહેરો હશે ચાલો આપણે ત્યાં વેચીશું. મારી બોક્સમાં ઘણું કરીને ચાલીસેક રૂપિઆ છે. જવામાં એટલા રૂપીઆ આપણને ચાલી રહેશે. કેમ બોલતા નથી, જવાબ આપોને."

મહિમ પત્નીનાં નયન સામું ન જોઇ શક્યો. નીચું જોઇને એણે જવાબ આપ્યો "તારાં ઘરેણાં નથી લેવાં અચલા."

અચલાને આ જવાબથી ભારે આઘાત થયો. થોડી વારે સાવધાન થઇને એ બોલી "કેમ નથી લેવાં? એનું કારણ?"

મહિમે કાંઇ જવાબ દીધો નહીં. અચલા પણ બોલી નહીં. થોડી વાર શાંતિ વ્યાપી એમ વળી અચલાએ પાછી પ્રશ્નોની પરંપરા ચલાવવા માંડી. "આ પૃથ્વીમાં તમે શું એકલાજ સ્વામીપદ ભોગવો છો? દુઃખના વખતમાં એને રાખીને શું કરવાનાં? સ્ત્રીનાં અલંકારો શાને માટે છે? ત્યારે આટલું બધું કષ્ટ વેઠીને એ દાગીના આગમાંથી બચાવ્યાં શું કામ? આપણી વિપત્તિના વખતમાં જો એ કામ ન લાગે તો પછી એનો ભાર વીંઢાળીને કરવું છે શું? હજુ અગ્નિ હોલાયો નથી, એમાં એને હોમી દઇને હું નિશ્ચિંત બની ચાલી જઇશ. પછી તમને ગમે તે તમે કરો." એમ બોલીને એણે ઘરેણાંનો ટીનનો ડબડો દોઢ ગાઉ દૂર ફેંકી દીધો અને લુગડાંનો છેડો આંખ આગળ આડો ધર્યો.

બે એક મિનીટ બાદ મહિમે ધીરે ધીરે કહ્યું "મેં બધી તરેહનો વિચાર કરી જોયો છે અચલા. તું જાણે છે કે મને કોઇની દયા ઉપર જીવવું ગમતું નથી, તું જે મને આપવા માગે છે તે હું મારા પુરૂષાર્થથી મેળવી શક્યો હોત તો આજ મારા આનંદની સીમા નહોતી;

પરંતુ હું તેમ કરવા અસમર્થ નીવડેલો છું. મારું દુઃખ દેખીને તારી માફક એક બીજી વ્યક્તિ પણ મને તારા કરતાં વિશેષ સહાય આપવાને ઇચ્છે છે; પણ જેમ તું મારી દયા ખાય છે તેમ તે પણ મારી દયા ખાય છે. આમાં તારું કે મારું કોઇનુંયે ઠેઠ સુધી ભલું ન થાય એમ મને લાગે છે."

અચલાથી આ ન સહ્યું ગયું. સ્વામીનો પ્રતિવાદ કરવા દર્પનાં ભરેલાં પોતાનાં બન્ને નયન અચલાએ સ્વામી તરફ વાળ્યાં. ત્યાંથી તેણે સ્વામીની નજરની પાછળ પોતાની નજર દોડાવી. નજીકમાંજ ગુંજરિણી નદી આવેલી હતી. એના ઘાટ પાસે લીમડાનું ઝાડ હતું અને એની નીચે સુરેશ માથે હાથ દઇને આકાશ તરફ જોતો પડેલો હતો. આ દૃશ્ય જોતાંજ અચલાના બોલ અચલાના મુખમાંજ રહી ગયા અને દર્પથી ઉંચું થયેલું એનું મસ્તક નીચું નમી ગયું.

મહિમ વ્યગ્ર ચિત્તે મનમાંને મનમાં બોલવા લાગ્યો "એને કોઇ દિવસ પણ શાંત મળવાની નથી; એટલું જ નહી પણ તને એ વારંવાર છેતરશે." આટલું બોલીને એ અટક્યો અને વળી બોલ્યો "અચલા, પોતે ખાલી થઇ જઇ દાન કરવામાં ઘણું દુઃખ છે. હું જાણું છું કે એકજ ભૂલને લીધે તારા મનસ્તાપની અવધિ નથી. એ ભૂલની નથી તું તારી જાતને ક્ષમા આપતી, કે નથી તું મને ક્ષમા કરતી. એ ભૂલ સહન કરી લેવા જેટલો તારો મનોનિગ્રહ પણ નથી. આ વાત તારાથી આજ નહી સમજી શકાય, પરંતુ તું તે બે દિવસ પછી સમજી શકીશ. માટે તારી પાસેથી હું કાંઇ લેવા માગતો નથી."

મહિમના ઉપલા શબ્દોએ અચલાની છાતી ચીરી નાખી. સ્વામીની દૃષ્ટિથી એ કેટલી બધી વેગળી છે તેનો આજે એને જેવો અનુભવ થયો, તેવો અત્યાર સુધીમાં કોઇ દિવસ થયો નહોતો. [illegible]

ત્રાધ અનેક ખોટા અપવાદોને પણ પોતાની પાછળ ખેંચી લાવે છે. તારા ઉપર મહા સંકટ આવી પડે તો પણ મને વિશ્વાસ છે કે જેને "ક્રાઇમ" (ગુનો) કહે છે તે તું કોઇ દિવસ પણ કરે નહી. સુરેશ, ભલે તું ભગવાનને ન માનતો હોય પણ હું તો એને માનું છું, અને એની પ્રાર્થના કરૂં છું કે મારા એ વિશ્વાસનો ભંગ ન કરશો."

ટ્રેન આવી પહોંચી. અચલા અને એની દાસીને સ્ત્રીઓના ડબામાં બેસાડીને મહિમ સુરેશના ડબા આગળ આવીને ઉભો. સુરેશે બારી બહાર પોતાનો હાથ કાઢી મહિમનો હાથ ઝાલી કહ્યું "તને ગઇ કાલે જે પારાવાર નુકશાન થયું તેનો ખાડો પુરવા મેં તને પ્રાર્થના કરી પરંતુ એ પ્રાર્થના તેં મંજુર ન રાખી; પણ તારો ભગવાન તારી પ્રાર્થના તો મંજુર કરશે." એમ બોલી સુરેશ મહિમનો હાથ છોડીને પોતાની જગ્યાએ બેસી ગયો.

સ્ત્રીઓના ડબામાં અચલા બારીની બહાર મુખ રાખી યદુ જોડે કાંઇ ધીમે ધીમે વાત કરતી હતી. મહિમ પાછો અચલાના ડબા પાસે ગયો. અચલાએ પૂછ્યું "મૃણાલ બેનના સ્વામી શું ગુજરી ગયા?"

મહિમે ડોકું હલાવીને કહ્યું "હા, સાંભળ્યું છે કે એ ગુજરી ગયા."

"દસ બાર દિવસથી એ નીમોનીઆથી પીડાતા હતા છતાં તમે તો મને એ સંબંધી કશી વાતજ કરી નહી. એ વાત મને કરવી તમને ઠીક ન લાગી?"

મહિમે જવાબ આપવાનો તો વિચાર કર્યો, પણ કેવી રીતે ગોઠવીને જવાબ આપવો તે ખોળતાં વાર લાગી, અને એટલામાં તો વીસલ વાગી અને ગાડી ઉપડી.

---

## ૩૭-પિતાને ઘેર પુનરાગમન

હજુ કેદાર બાબુને પુરેપુરો આરામ થયો નહોતો. જમી પરવારીને પ્રધાન ખંડમાં ઇઝીચેર ઉપર પડયા પડયા પેપર વાંચતાં વાંચતાં એમની આંખ મીચાઇ ગઇ હતી. એટલામાં એમના બારણા આગળ ગડગડાટ કરતી ગાડી આવીને ઉભી રહી. ગાડીના ઘોંઘાટે એમની આંખ ઉઘડી ગઇ એટલે તરત એમણે બારીએ જોયું. ગાડીમાંથી સુરેશ અને પોતાની પુત્રીને ઉતરતાં એમણે જોયાં. એક નિમિષ માત્રમાં એમની ઉંઘ ઉડી ગઇ. હાંફ્લા ફાંફ્લા બની જઇને ઉપરથીજ એમણે બુમ પાડી "કોણ અચલા? સાથે સુરેશ તમે ક્યાંથી? આ બધો શો વ્યાપાર છે? આ બધું શું છે? મારાથી તો કાંઇ સમજાતું નથી."

અચલા પિતા પાસે આવી એમને પગે પડી અને એમના ચરણની રજ તેણે માથે ચઢાવી. સુરેશે એમને પ્રણામ કર્યા અને કહ્યું "મહિમનો ટેલિગ્રામ નથી મળ્યો?"

કેદાર બાબુએ ઉદ્વિગ્ન મુખે કહ્યું "ના."

સુરેશે આમે પડેલી ખુરસી પાસે ખેંચી આણી અને બેઠો, "કદાચ એ ટેલિગ્રામ કરવાનું ભુલી ગયો હશે, નહી તો અત્યાર સુધીમાં આવ્યા વગર ન રહે.

"ટેલિગ્રામ આવવાનો હશે તો આવશે, પણ શી હકિકત બની છે તે તો કહો. તમે ત્યાં ક્યારે જઇ પહોંચ્યા અને અચલાનું કેમ અહીં ઓચીંતું આવવું થયું!"

"કાલ રાતે આગ લાગવાથી મહિમનું ઘર બળી ગયું."

"ઘર બળી ગયું! સર્વનાશ થઇ ગયો! બોલો બોલો, ઘર

કેમ બળી ગયું ? શાથી બળી ગયું ? મહિમ ક્યાં ? તમે આને ક્યાંથી લઈ આવ્યા ? ”

એકે શ્વાસે આટલા બધા પ્રશ્નો પૂછીને કેદારબાબુ ઘણ હાંફીને પાછા ઇઝીચેર ઉપર પડી ગયા. સુરેશે એમના પ્રશ્નનો જવાબ દેવા માંડ્યો “ આમને હું ત્યાંથી તેડી લાવ્યો. હું ત્યાંજ હતો. ”

કેદારબાબુ આ સાંભળીને કાંઇક અપ્રસન્ન થયેલા જણાયા. એ ગંભીર સ્વરે બોલી ઉઠ્યા “ તમે ત્યાં હતા ? ક્યારે ગયા હતા ? હું તો કાંઇ જાણતો નથી. ત્યારે મહિમ ક્યાં છે ?”

“ મહિમ તો ન આવી શક્યો. ”

કેદારબાબુ આ જવાબથી સંતોષ પામ્યા હોય એમ ન લાગ્યું. ડોકું ધુણાવતા એ બોલ્યા “ ના ના, મને આ ઠીક થયું હોય એમ લાગતું નથી. બહુ ખોટી વાત બનેલી છે. અતિ અન્યાય થયો છે. આ બધું હું કોઇ રીતે–” બોલતાં એ આંખ ઉંચી કરીને પુત્રીના મુખ સામું જોવા લાગ્યા. અચલા ખુરશીના અઢેલવાના ભાગને પકડીને બોલ્યા ચાલ્યા વિના ઉભી રહી હતી. પિતાના સંશયે એના મર્મ-સ્થાનને વીંધી નાખ્યું. પોતાનું આમ ઓચીંતું અહીં આવવું થયું તેનું કારણ સુરેશે બતાવ્યું છતાં કેદાર બાબુને એમાં વિશ્વાસ ન બેઠો, એ જાણીને અચલા ઝંખવાણી બની ગઇ. એના મુખ ઉપરનું લોહી ઉડી ગયું.

અચલા ઉપરના કારણેજ ઝંખવાઇ ગઇ છતાં કેદાર બાબુએ પુત્રીના મુખ ઉપરથી જુદોજ અર્થ ધારી લીધો. એમની શંકા એથી વધારે દૃઢ થઇ. આરામ ખુરસીમાં પડીને ન્યુસ પેપર મોઢા ઉપર નાખીને નિઃશ્વાસ મુકતા એ બોલ્યા “ તમને ઠીક લાગે તે કરો. કાલે આ ઘર છોડીને હું તો મારે ગમે ત્યાં ચાલ્યો જઇશ. ”

સુરેશ કાંઇક વિસ્મય પામતો, કાંઇક ક્રોધ કરતો બોલ્યો "આ બધું આપ બોલો છો શું કેદાર બાબુ ? આપ ઘર છોડીને ચાલ્યા જવાની કેમ વાત કરો છો ? એવું બધું શું થઇ ગયું છે ?" એમ બોલતો એ ઘડીમાં અચલા સામું અને ઘડીમાં કેદાર બાબુ સામું જોવા લાગ્યો.

કેદાર બાબુ કાંઇ બોલ્યા નહી. એટલે એણે કહ્યું "ઠીક, મહિમે મારા ઉપર જે ભાર નાખેલો હતો તેમાંથી હવે હું મુક્ત થયો છું. હવે તમને જેમ ઠીક લાગે તેમ કરો. હજુ મારે નાવું છે, ખાવું છે એટલે હું તો ઘેર જાઉં છું." એમ બોલીને એ બારણા તરફ જવા લાગ્યો એટલે કેદાર બાબુ ખુરસીમાં આડા પડ્યા હતા તે બેઠા થઇ ગયા અને જાણે ઘણા થાકી ગયા હોય તેવી રીતે પૂછવા લાગ્યા "આમ ચાલ્યા શાના જાવ છો ? શું હકિકત બની તે તો કહો. આગ શાથી લાગી ?"

સુરેશે અભિમાન ભર્યો જવાબ આપ્યો "તે હું નથી જાણતો."

"તમે અહીંથી ગયાતા ક્યારે ?"

"પાંચ ૭ દિવસ થયા. હજુ ખાધું નથી એટલે હું વધારે વખત રોકાઇ શકતો નથી." એમ બોલીને સુરેશ વળી જવાને તૈયાર થઇ ગયો.

"વાહરે ! તમારે એકલાને સાંજ જાણે નાવા ખાવાનું હોય એમ જણાય છે. અમારૂંયે આ ઘર છે સમજ્યા. અમારે ત્યાંયે નોકર ચાકર છે. અચલા, ઉભી શું રહી છું. જાને, આપણા નોકરને બોલાવને. બેસો બેસો સુરેશ, જરા ખુલાસાથી વાત તો કરો શું થયું !"

સુરેશ પાછો આવીને બેઠો. પછી થોડી વારે કહેવા લાગ્યો

"હું તો રાતે ઉંઘી ગયો હતો. એટલામાં મેં મહિમની બુમ સાંભળી એટલે હું બહાર નીકળ્યો અને જોયું તો ભડભડ આગ લાગી રહી હતી.એક તો સાલપોલીયું ઘર, આગ ઓલવવાનું સાધન ન મળે, તેમ ઓલવવા કોઇએ પ્રયત્ન પણ ન કર્યો; એટલે તમામ સળગી ગયું."

"અરેરે !! આ તમે શું કહો છો ? તમામ સળગી ગયું ? કાંઇ પણ બચ્યું નહિ ? અચલાનાં લુગડાં, ઘરેણાં ?"

"તે બચ્યાં."

"ત્યારે તો બહુ સારૂં થયું." એમ બોલીને વૃધ્ધે કાંઇક શાંતિથી શ્વાસ લીધો અને પાછા ખુરસીમાં આડા પડયા. થોડી વારે વળી એમણે પૂછયું "ત્યારે આગ શી રીતે લાગી ?"

"એ તો મેં તમને પહેલાંજ કહ્યું કની કે આગ શાથી લાગી તે કાંઇ જણાયું નહી. પણ એટલી તો મને ત્યાં રહેવાથી ખબર પડી કે આખા ગામમાં આમનું કોઇ હિત વાંચનારૂં નથી."

"કોઇ નથી ?" "ના."

કેદાર બાબુ કાંઇ બોલી શકયા નહી. ઘણી વારસુધી એમણે બહાર જોયા કર્યું. આખરે નિઃશ્વાસ નાખતા ઉઠીને બેઠા થયા અને બોલ્યા "સ્નાન કરી આવો સુરેશ, વાર ન કરશો. હું તપાસ કરૂં છું રસોઇની કાંઇ જોગવાઇ થઇ હોય તો." એમ બોલીને સુરેશની સાથે વૃદ્ધ પણ એ ખંડમાંથી બહાર નીકળ્યા.

ભોજન વિધિ થયા પછી પણ કેદાર બાબુએ સુરેશને ઘેર ન જવા દીધો. જમી પરવારીને સુરેશ આરામ લેવા આરામ ખુરસીમાં જરા આડો પડયો હતો. અચલા પણ પોતાના ખંડમાં જઇ બારણાને અંદરની સાંકળ વાસીને જરા આડી પડી. એકલા કેદાર બાબુના

ચેનને વિશ્રામ નહોતો. સુરેશે એમને કહ્યું હતું કે અહિંમે તાર કર્યો છે; પરંતુ તાર કર્યો હોય તો અત્યાર સુધી આવ્યા વિના ન રહે. છેક સંધ્યાકાળ થઇ ત્યાં સુધી ડોસાને એજ વિચાર આવ્યા કર્યા. આખરે એ કંટાળ્યા. એમણે પુત્રીને પોતાની પાસે બોલાવી પૂછ્યું "તું તો કહેતી હતી કે તાર કર્યો છે; તો તાર તો કાંઇ જણાયો નહી. તમે ગાડીમાં આવ્યાં, અત્યાર સુધીનો સમય ગયો, છતાં તારે તો હજુએ ન આવ્યો." પુત્રીના મુખમાંથી કાંઇ ઉત્તર મળ્યો નહી એટલે પગમાં પહેરેલી ચપાટ ખખડાવતા ખખડાવતા એ નીચે ચાલ્યા ગયા. અચલાની દાસી જોડે એ તાણીથી વાતો કરવા લાગ્યા અને એને પૂછવા લાગ્યા. પેલી બીચારી ખરો જવાબ આપે તો પણ ડોસા એની સાથે ખોટી જીદ કરે. પેલી કહે "બાપુ આ શું ? આગ લાગવાથી ઘરબાર બધુંએ બળી ગયું. મેં નજરો નજર જોયું અને તમે કહો છો કે નથી બળ્યું. જો આગ ન લાગી હોય તો ઘર બળીને રાખ શી રીતે થઇ જાય, જરા તો વિચાર કરી જુવો."

સુરેશ આ બધું સાંભળતો હતો. એણે ડાકું ઉંચું કરીને જોયું તો અચલા કાન માંડીને પિતાના શબ્દ સાંભળી રહી હતી. સુરેશ લુખ્ખું હસતો અચલાને કહેવા લાગ્યો "સાંભળ્યું, તમારા પિતા શું કહે છે તે !"

અચલાએ ચમકીને મુખ ફેરવ્યું અને જવાબ દીધો "ના."

"હું નિશ્ચયપૂર્વક કહું છું કે તમારા પિતા આપણી વાત સાચી નથી માનતા. એ એમ માને છે કે આપણે જે આ આગની વાત કરી તે ખરી નહી; પણ આપણે એક બોબાજ ગબડાવેલો છે. ખરું ખોટું તો એક દિવસ જણાઇ આવશે, પણ અત્યારે એમના મનનો

સંદેહ શી રીતે દૂર કરવો? હવે તો મારાથી અહીં આવી પણ નહી શકાય."

"ત્યારે શું હવે તમે અહીં નહી આવો?"

"હવે એવો સંભવ નથી. હુંયે આત્મ-માનવાળો છું. પોતાનું અપમાન કોને સારૂં લાગે? મારી બેગ કોઇની જોડે મોકલી આપજો." અચલાએ ડોકું હલાવીને કહ્યું "સારૂ." પણ એણે એને આવજો કે ના આવશો એવું તેવું કાંઇ કહ્યું નહિ.

"કાલે સવાર સુધીમાં તો મોકલીજ આપજો; કારણ કે મારી બધી જરૂરીઆતી ચીજો એમાંજ છે." એમ બોલીને સુરેશ કેદાર બાબુના આવવાની રાહ ન જોતાં ચાલ્યો ગયો.

કેદાર બાબુ થોડીવારે પાછા ઉપર આવ્યા. એમને આશ્ચર્ય તો થયું પણ એમના મનમાં બીજા વિચારો ચાલી રહ્યા હતા એટલે સુરેશ ગયો કે નહિ તેનું એમને સ્મરણ ન રહ્યું.

રાત પડી હતી. અચલાને પથારીમાં પડી રહેવું ન ગમ્યું એટલે એ પથારીમાં બેઠી થઇ. એણે વિચાર કર્યો "લાવ, બે ઘડી બારીએ બેસું. માર્ગમાં જતા આવતા લોકોનું નિરીક્ષણ કરૂં તો મારૂં મન કાંઇક પ્રફુલ્લ થાય અને મન બીજા વિષયમાં પરોવાય."

એણે પોતાના ખંડનું બારણું ઉઘાડયું તો પ્રધાન ખંડમાં દીવો બળતો જોયો. એણે જાણ્યું કે નોકર દીવો ઓલવવાનું ભુલી ગયો હશે, પણ એ પોતાના ખંડમાંથી નીકળીને જરા બહાર આવી તો એના પિતા બોલતા સંભળાયા એટલે એની અજાયબીનો પાર ન રહ્યો. રોજ તો એ દશ વાગ્યા ન વાગ્યા એટલામાં ઉંઘી જતા, પણ આજે તો સાડા દશ થઇ ગયા હતા. એટલામાં એને કાને પોતાની દાસી વાત કરતી હોય એવો અવાજ આવ્યો. અચલાએ

કાન માંડીને સાંભળવા માંડ્યું. "એમનો પતિ મરી ગયો છે. હવે એ મૃણાલ બેન એમને સાસરે રહે એવું મારૂં માનવું નથી બાપુ. જમાઈ બાપુ સાથે એમનો શો સંબંધ હશે તે તો એજ જાણે."

કેદારબાબુએ આ વાત સાંભળીને હુંકારો ભણ્યો. અચલાએ આટલી વાત ઉપરથી જાણી લીધું કે આગળ કેટલીક વાતો થઈ ગઈ છે. મૃણાલ સંબંધી, મહિમ સંબંધી, તેમ પોતાના સંબંધી કહેવાનું બધુંએ દાસીએ કહી નાખ્યું હશે એમ અચલાએ અનુમાન બાંધી દીધું. પરંતુ હજુ પોતાના સંબંધી કાંઈક બાકી રહ્યું હોય અને દાસી એવી અપ્રિય વાત કહે તે પોતાને સાંભળવી પડે એ ભયે એ ત્યાંથી પાછી પોતાની શય્યામાં ચાલી જવા તત્પર થઈ; પણ એના પગ જાણે લોખંડની સાંકળથી બાંધી લીધા હોય તેમ ત્યાંથી જરા પણ ખસી શક્યા નહી.

કેદારબાબુએ ધીમે રહીને પૂછ્યું "ત્યારે એ બે જણને બરોબર બનાવ છે કે નહી?"

"ના બાપુ. શું કહું બાપુ, એમને બીલકુલ બનાવ નથી. એક દિવસ પણ એમને બન્યું નથી."

અચલા આ દાસીને અત્યાર સુધી અબુધ ધારતી હતી, પણ આજેજ એ સમજી કે એનામાં બુદ્ધિની જરાએ ખામી નથી.

કેદારબાબુ થોડીવાર ચુપ રહીને બોલ્યા "ત્યારે કાલે રાતે અચલાએ ખાધુંજ નથી. સુરેશ આવ્યો ત્યારથી એમનો એકકે દિવસ ઝઘડા વિનાનો ગયો નથી એમજને?"

દાસીએ શું જવાબ આપ્યો તે તો ન સંભળાયું, પણ પિતાએ પછી જે વચનો કહ્યાં તે ઉપરથી અચલા સર્વ સમજી ગઈ. કેદાર-

બાપુએ દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું "એક દિવસ આવું બનશેજ એમ હું પહેલેથી જાણતો હતો. આજકાલનાં છોકરાંને માબાપનું કહ્યું ગળે નથી ઉતરતું; બાકી મેં તો બધું ઠીક ઠીક રીતે ઉતારવા માંડ્યું હતું. આજે હવે એ સંભારીનેયે શું?" એમ બોલીને વળી એમણે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. એ નિઃશ્વાસ અચલાએ સ્પષ્ટ સાંભળ્યો.

દાસી વૃદ્ધ પ્રતિ સહાનુભૂતિ દર્શાવતી બોલી "હાસ્તો બાપુ, હવે એ સંભારીનેય શું? ગામડા ગામમાં કાદવીયું ઘર! એમાં તે શી રીતે રહેવાય? વળી જમાઈ બાપુ પણ—"એટલું અધુરૂં વાક્ય બોલીને એ અટકી પડી. એણેયે લાંબો નિસાસો નાખ્યો. "કપાળ" એમ બોલીને કેદાર બાપુ પાછા શાંત થઇ ગયા. ઉઠીને ઉભા થયા અને "જા હવે" એમ કહી દાસીને વિદાય કરી અને દીવો ઓલવવા એમણે નોકરને બુમ મારી.

અચલા અવાજ ન થાય તેમ ધીમે ધીમે ઉંચે પગે પોતાના ખંડમાં જઇ પથારીમાં પડી. પિતાની ઉદારતા અને એમની પુત્રી પ્રતિની સદ્ભાવના કેટલી છે તે તો અચલા જાણતી હતી; પરંતુ પિતા પોતાની દાસી જોડે પુત્રી સંબંધી સંકોચ વિના આવી રીતે વાત કરે એટલા એ ક્ષુદ્ર હશે એવું એણે કદીએ ધાર્યું નહોતું. આજે એ પોતાના મનથી હલકી પડી ગઇ હતી. એને ભૂમિમાં સમાઇ જવા જેવું લાગતું હતું; એટલુંજ નહી પણ એનો સ્વામી, એના પિતા, એની દાસી, એનો ભાઇ, એ બધાંએ એની માફક ધૂળમાં રોળાઈ ગયેલાં હતાં. તે કદીએ એક બીજાનું અવલંબન કરીને ફરી ઉઠી ઉભાં થશે કે કેમ તેની એને શંકાજ હતી.

## ૨૨. પ્રોમીસરી નોટ

કેદાર બાબુ કાંઇ દેવ નહોતા; એ પણ સર્વની માફક ગુણ અને દોષયુક્ત માનવી હતા. ઉંચી પરીક્ષામાં પાસ થયેલો અને સારી સ્થિતિવાળો જમાઈ મળે એવી એમની ઇચ્છા હતી. "મહિમ છોકરો સારો છે, એણે એમ. એ. ની પરીક્ષા પાસ કરી છે, એના ગામમાં એનું ઘરબાર છે; અન્ન વસ્ત્રની એને ટાંચમ નથી; માટે એ વર જો મારી અચલાને મળે તો મોટા સૌભાગ્યની વાત કહેવાય" આવું એમનું માનવું હતું. એવામાં એકવાર મહિમનો ધનાઢ્ય મિત્ર સુરેશ કેદાર બાબુને ઘેર ગાડી કરીને આવ્યો. એણે કાંઈ ભળતીજ વાત કહી અને કેદાર બાબુના જમાઈની જગ્યા લેવા પોતાની ઉમેદવારી નોંધાવી. કેદારબાબુએ આ બેમાંથી જેની આર્થિક સ્થિતિ ઘણી સારી હતી તેને પસંદ કર્યો અને મહિમને એમણે મનમાને મનમાં બરતરફ કર્યો. પ્રેમના સૂક્ષ્મ તત્વમાં એમને કાંઇ મહત્ત્વ જણાયું નહી. એ તો એવુંજ ધારતા હતા કે જ્યાં સારૂં સારૂં પહેરવા ઓઢવાનું મળે, ગાડી, પાલખી વિગેરેમાં ફરવાનું મળે, સારા સારા અલંકાર મળે, તેવાં ઘર અને વર છોકરીઓને મળે તો એ ઘણી ખુશ થઇ જાય. એટલે, સુરેશ જેવો ધનસંપન્ન વર અનાયાસે હાથમાં આવેલો છટકી જાય તો પુત્રીનું સુખ ન સાધી શકાય; માટે કોઇ પણ ઉપાયે તેને મેળવી લેવો એજ એમની અંતિમ ઇચ્છા હતી. એટલુંજ નહી પણ તેની સાથે પોતાની પુત્રીનાં લગ્ન કર્યાં ત્યારે તેની પાસેથી પાંચ હજાર રૂપીઆ ઉછીનાં લેવામાં પણ એમણે [illegible] નહી. ઘરની કીંમત એટલી હતી એટલે એ રૂપીઆ પાછા શી રીતે અપાશે તેની એમને ચિન્તા નહોતી; પરંતુ [illegible], પિતાની ધારણા ધૂળમાં મેળવી દીધી. [illegible] એમની [illegible] એમને [illegible] મહિમના

દેવી પડી. પણ એથી એમના મનને ક્ષોભ ઘણો થઇ ગયો હતો. વળી એમણે સુરેશને મોઢે કબુલ કર્યું હતું કે હું તમારા લીધેલા રૂપીઆ પાછા આપી દઇશ. એ રૂપીઆ આપી દેવાની એમનામાં શક્તિ નહોતી એટલે એ વિષયમાં એમની ચિંતા ઘણી વધી પડી હતી.

ત્યારબાદ અચલા પરણીને સાસરે ગઇ. પછી સુરેશ પોતાને ઘેર વારંવાર આવે જાય તે વાત કેદાર બાબુને પસંદ ન પડી.

એ પ્રમાણે કેટલાક દિવસ વહી ગયા. એટલામાં કેદારબાબુ એકવાર ઓચીંતા માંદા પડી ગયા. સુરેશ પાછો એમની ખબર લેવા આવ્યો. પુત્ર ન કરે એવી ચાકરી એણે વૃદ્ધની કરી અને એમને સાજા કર્યા. આ વખતે સુરેશેજ પેલા રૂપીઆની વાત કાઢી અને કહ્યું કે મારે હવે એ પાછા લેવાના નથી. મેં મારી બેન અચલાને એ સાસર-વાસામાં આપ્યા છે. એમ કહીને એ વાત એણે તે વખતે ઉડાવી દીધી. ત્યારથી કેદારબાબુનો સ્નેહ સુરેશમાં ઘણો દૃઢ થતો ગયો. અરે કેટલીકવાર તો સુરેશના ગુણ સંભારીને પોતાની પુત્રીના કૃત્ય ઉપર એ બબડતા પણ હતા કે અરે દીકરીને આ શું સુઝયું! દુર્ભાગી છોકરી આ રત્નને ન પારખી શકી! એણે આની ઉપેક્ષા કરી આનો ત્યાગ કર્યો છે, પણ એક દિવસ એને પસ્તાવું પડશે.

ઉપલી ઘટનાથી કેદારબાબુને મહિમ ઝેર જેવો અળખામણો થઇ પડયો હતો એ વાત ખરી, પણ તેથી પોતાની પુત્રી પોતાના પતિવ્રત ધર્મને તિલાંજલિ આપી સ્વામીનો ત્યાગ કરી પોતાને માથે મોટું આળ લઇ પોતાને ઘેર પાછી આવશે એવું એમણે સ્વપ્ને પણ ધારેલું નહી; તેમજ પોતાના પુત્ર જેવો ગણેલો સુરેશ પુત્રીને તેના પતિવ્રત ધર્મની વિરુદ્ધ વર્તવામાં સહાય કરશે એવી એમને કલ્પના

સરખીએ નહોતી થઈ. હવે એ રત્ન પિતાને મન પથ્થર થઈ પડ્યું હતું. કેદારબાબુને મન સુરેશ ઉતરી ગયો હતો.

હવે પિતા પ્રતિ પુત્રીનો ભાવ કેવો હતો તે જોઈએ. તે [illegible] માત્ર પૈસાના જ લોભે કેદારબાબુ મહિમને તરછોડીને પોતાની પુત્રીનો હાથ સુરેશના હાથમાં સોંપી દેવા તૈયાર થઈ ગયા હતા, અને દેવું પાછું વાળવાની એમની સ્થિતિ નહોતી છતાં એમણે સુરેશ પાસેથી રૂપીઆ લીધા; એટલે તે દિવસથી અચલાને મન કેદારબાબુ ઉતરી તો ગયાજ હતા. પણ ગઈ કાલની રાત પછી તો પુત્રીની પરીક્ષામાં કેદારબાબુ એટલા બધા હલકા પડી ગયા કે ન પૂછો વાત. ગઈ કાલે રાતે એણે કાનોકાન દાસી અને કેદારબાબુ વચ્ચે થયેલી વાત સાંભળી હતી. પિતાને પુત્રીના ચરિત્ર સંબંધી દાસી સાથે વાતચીત કરતાં જરા પણ સંકોચ ન આવ્યો તેથી અચલાને પિતા ઉપર ઘણુંજ ખોટું લાગી ગયું હતું.

ત્યારબાદ અચલા પોતાની જાતને તપાસી રહી હતી. એનાં રોમાંચ એણે ખડાં થઈ ગયેલાં અનુભવ્યાં. જે સમયે એણે પોતાના જ મુખથી પતિને કહ્યું કે મને તમારા ઉપર પ્રેમ નથી, [illegible] સમયે એના નારી–હૃદયની મર્યાદા આ જગતમાંથી હંમેશને માટે ભુંસાઈ ગઈ. આજે સ્વામી આગળ, પિતા આગળ, પોતાની [illegible] આગળ એ હલકી પડી ગઈ હતી; એટલુંજ નહિ પણ સુરેશની [illegible] દુનિયાની દૃષ્ટિમાં પણ એ હલકી પડી ગઈ હતી, અને એ સુખનીજ ભૂખી છે એમ મનાયું હતું. પરંતુ એ માન્યતા શું સાચી હતી? શું એ એટલી બધી હલકી હતી? એક દિવસ પોતાના પ્રેમ-પાત્રની ખાતર સર્વનો વિરોધ વેઠી લઈને, એના માર્ગમાં પથરાયેલાં પ્રલોભનોને પગતળે ખૂંદી નાખીને કપરી કસોટીમાંથી એ પાર ઉતરી હતી એ વાત વાંચનારાઓ શું ભૂલી જશે?

સુરેશની સાથે એને કલકત્તે મોકલી દીધા પછી મહિમે એની કાંઇ ખબર લીધી નહિ. એનું આવું ભયંકર અપમાન, આવી લાંછના થવાથી એના હૈયામાં હોળી પ્રકટી રહી હતી અને એનાં સર્વાંગને બાળી મુકતી હતી.

એણે રાત્રિ જેમ તેમ કરતાં વીતાવી અને સવાર થયું. સૂર્યનારાયણનાં કિરણ બારીમાંથી એની શય્યામાં પડયાં. એણે આંખ ઉઘાડી તો સવાર થઇ ગયું હતું. પથારીમાંથી ઉઠીને એ ઉભી થઇ અને બારી આગળ જઇને ઉભી રહી:

કલકત્તાનો રાજમાર્ગ મનુષ્યોથી જરા પણ સુનો રહેતો નથી. સવારમાં ઉઠીને કેટલાક કામે જતા હતા અને કેટલાક કામ ઉપરથી ઘેર આવતા હતા. બારી બહાર જોતાં જોતાં એને એક વિચાર આવ્યો કે, અત્યારે કોઇ ઘરમાં બેસી રહેતું નથી. મેં જ મોટો અપરાધ કર્યો છે કે મારાથી કોઇને મુખ બતાવી શકાતું નથી. મેં મારી જાતને કેદખાનામાં પુરી છે. જો મેં કોઇનો પણ અપરાધ કર્યો હોય તો તે એમનો કર્યો છે; માટે શિક્ષા પણ એમણેજ કરવી જોઇએ. પરંતુ વગર વિચારે મને બીજા દંડ દે તો તે હું શાને સહન કરૂં ?"

એકદમ અચલા ઉઠી. મનની ગ્લાનિને બળ કરી હડસેલી મેલી અને મોઢું ધોઇ લુગડું બરોબર પહેરીને બહાર ડ્રોઇંગ રૂમમાં આવી.

કેદારબાબુ આરામે ખુરસીમાં પડયા પડયા ન્યુસ પેપર વાંચતા હતા. થોડીવારે નોકર ગરમ પાણીની કીટલી અને ચાનો સર જામ લઇને આવ્યો અને ટેબલ ઉપર મુકી ચાલ્યો ગયો. કેદારબાબુ પેપર વાંચતું પડતું મુકીને ઉઠયા, ટેબલ આગળ આવ્યા અને પોતાને માટે એક

રેડાયો ચા તૈયાર કરી પ્યાલો લઈને પાછા એ પોતાની ખુરસીમાં જઈને બેઠા.

અચલા નીચે મોઢે આ બધો તાલ જોયા કરતી હતી પરંતુ " લાવો પિતાજી, હું તમારો ચાનો પ્યાલો તૈયાર કરી આપું." એવું કહેવાનું અથવા તો કાંઇ બીજી વાત કરવાનું એ સાહસ ન કરી શકી તેમ કરવાની એણે ઇચ્છા પણ ન કરી.

પરંતુ એકજ ખંડમાં લાકડાના પુતળાની માફક બોલ્યા ચાલ્યા વિના બેસી રહેવું એને યોગ્ય ન લાગ્યું; તેમજ મૌન ભાવ ધારણ કરીને ન પિતા બોલે કે ન પોતે બોલે એવી રીતે આ ઘરમાં પણ હવે વસતું કે કેમ એ એને મન એક સમસ્યા થઇ પડી હતી. હવે એનો શો ઉપાય કરવો તેનો નિર્ણય કરવા એકાંતમાં જવા માટે એ ત્યાંથી ઉઠતી હતી એટલામાં ત્યાં સુરેશ આવી પહોંચ્યો.

એણે હાથ ઉંચા કરીને કેદારબાબુને નમસ્કાર કર્યા. કેદારબાબુએ જરા માથું હલાવ્યું અને પાછા વાંચવા માંડી પડયા.

સુરેશ ખુરસી ખેંચી લાવીને બેઠો. ચાનો સરંજામ પાછો લઇ જવા નોકર આવી પહોંચ્યો તેને એણે કહ્યું " મારી બેગ ક્યાં છે? જા નીચે મારી ગાડી ઉભી છે એમાં મુકી આવ. મારાં શેવ (હજામત કરવાનું સાધન) વિગેરે પણ એમાંજ છે. જા વાર ન લગાડ. હું હમણાંજ આવું છું."

" જેવી આજ્ઞા " એમ બોલી નોકર ગયો. આખો પ્રધાનખંડ શાંત શાંત થઇ ગયો હતો. થોડીવારે સુરેશે પૂછ્યું " કેમ મહિમતી પછી કાંઇ ખબર આવી ? "

પેપરમાં ને પેપરમાંજ મોઢું રાખીને કેદારબાબુએ "ના" એટલુંજ માત્ર કહ્યું.

સુરેશે કહ્યું "એ તો આશ્ચર્ય!"

પાછું બધું ચુપચાપ થઈ ગયું. નોકરે આવીને સુરેશને કહ્યું "આપની બેગ ગાડીમાં મુકી દીધી છે."

"ચાલો, હું પણ જાઉં છું. મહિમનો કાગળ આવે તો મને ખબર આપજો." એમ બોલીને સુરેશ ઉઠવા જતો હતો એટલે કેદારબાબુ હાથમાંનું ન્યુસ પેપર નીચે નાખી દઇ ઉભા થયા અને "થોડી વાર થોભી જાવ સુરેશ, હું આવું છું." એમ કહીને એ ત્યાંથી વેગભર્યા ચાલ્યા ગયા.

અત્યાર સુધી અચલા નીચું જોઇને જ બેસી રહી હતી. સુરેશની નજર એની ત્રસ્ત અને પીડિત આંખો ઉપર પડી. એણે પૂછ્યું "શું છે વળી?" અચલાએ કાંઇએ નથી એવો ભાવ જણાવવા માત્ર ડોકુંજ હલાવ્યું.

"હું કેવો દુઃખી છું, કેવો લજ્જિત થઇ ગયો છું તે કોઇને કહી શકતો નથી."

અચલા કાંઇ બોલી નહી.

સુરેશ ફરી બોલ્યો "તમારા પિતા મને આટલો હલકો, મહા પાખંડી ધારશે એવો મને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો."

આનો પણ અચલાએ કાંઇ ઉત્તર આપ્યો નહી.

"મને તો એવું થાય છે કે જાણે હું મહિમની પાસ પાછો જાઉં અને એને—" સુરેશ આગળ બોલવા જતો હતો પણ એટલામાં કેદાર બાબુ આવી પહોંચ્યા. એમના હાથમાં એક નાનો કાગળ હતો. એ કાગળ એમણે સુરેશના સામેજ ટેબલ ઉપર મુકયો અને કહ્યું "મેં તમારી પાસેથી તે દિવસે રૂપીઆ લીધા છે તેનું મારે તમને લખાણ આપવું જોઇએ. પાંચ હજાર રૂપીઆની મેં આ પ્રોમીસરી નોટ

લખેલી છે. કદાચ મારાથી તમને એ રૂપીઆ પાછા ન આપી શકાય, તો મારૂં આ ઘર છે એટલે તમારા રૂપીઆ વસુલ થઇ શકશે."

સુરેશ સ્તબ્ધ બની ગયો. થોડીવાર ઉભો રહ્યો અને બોલ્યો "મારે તમારી પાસેથી પ્રોમીસરી નોટ નથી જોઇતી કેદારબાબુ."

"તમારે નહી જોઇતી હોય પણ મારે તો આપવી જોઇએ. આટલા દિવસ મેં તમને પ્રોમીસરી નોટ ન લખી આપી એ મારો વાંક કહેવાય. લો અને તમારા ગજવામાં મુકી દો. હું વૃદ્ધ થયો છું. કાલે ઉઠીને કદાચ મરી જાઉં તો વળી પૈસા લેવા માટે મોટો કજીઓ ઉભો થઇ જાય."

"કેદારબાબુ, સુરેશ ગમે તેવો હશે પણ પૈસા માટે કોઇ દિવસ પણ ઝઘડો ઉભો કરે તેવો નથી. વળી તમે એ જાણો છો કે એ રૂપીઆ મારે પાછા લેવાના નથી. એ તો મેં મારી બેન અચલાને સાસરવાસમાં આપ્યા છે."

"તો એ તમારી બેનને આપો, મારે નહી જોઇએ. મેં રૂપીઆ લીધા એટલે એ તો મારૂંજ દેવું."

"વારૂ, તો એ નોટ હું મારી બેનને આપું છું." એમ બોલીને સુરેશે ટેબલ ઉપરથી પ્રોમીસરી નોટ લઇ લીધી અને પાછે પગલે અચલા પાસે જઇને તેને આપવાને જેવો એ હાથ લાંબો કરતો હતો તેવાજ કેદારબાબુ જાણે એમના ઉપર અગ્નિ પડ્યો હોય તેમ પ્રજળી ઉઠ્યા અને મોટી ત્રાડ મારતા બોલ્યા "ખબરદાર સુરેશ, કાલનો હું ઘણાં ઘણાં અપમાન મુગે મોઢે સહું છું; પરંતુ મારા દેખતાં મારી પુત્રીને તું આવી રીતે પૈસા આપે તે મારાથી કદી સહન નહી થાય એ હું તને ચોખ્ખું કહી દઉં છું." આટલું બોલતાં બોલતાં કેદારબાબુ કંપી ઉઠ્યા અને પાછા આરામખુરસીમાં પડ્યા. બન્ને હાથનાં કરતલ મોઢા ઉપર રાખીને એ આંખો મીચી પડી રહ્યા.

સુરેશ કેદારબાબુની આ રીતભાત જોઈ સડક થઈ ગયો. એણે અચલા સામું જોયું અને વળી પાછો પાષાણવત્ થઈ ગયો. એને બોલવાની ઈચ્છા થઈ આવી પણ એની જબાન ન ફાટી. થોડી વાર સ્તબ્ધ ભાવે એ ઉભો રહ્યો અને પછી ધીમે ધીમે છાનોમાનો ત્યાંથી ચાલ્યો ગયો.

સુરેશ ગયો પણ પિતા પુત્રી તો ત્યાંજ બેસી રહ્યાં. દીવાલ ઉપર ભેરવેલી ઘડીઆળના ટકટક અવાજ શિવાય આખા ખંડમાં નિષ્ઠુર નીરવતા વ્યાપી રહી હતી.

નીચે સુરેશની રબરટાયર ગાડી ચાલી ગઈ. એના ઘોડાની ખરીઓનો અવાજ માત્ર સંભળાયો. નોકર ઉપર આવ્યો અને બોલ્યો "બાબુ!"

કેદારબાબુએ આંખ ઉઘાડીને જોયું તો નોકરના હાથમાં ફાડીને બે ચીરા કરેલો એક કાગળ હતો. એ કશું બોલી શકયો નહી. કેદાર-બાબુ એકદમ પોતાની જગ્યાએથી ઉઠયા અને જમણો હાથ લાંબો કરીને તડુકી ઉઠયા "એ અહીંથી લઈ જા. મારા મોઢા આગળથી દૂર લઈ જા."

આજનું કામ બાંકું છે એમ ધારીને નોકર તો ત્યાંથી પલાયનજ કરી ગયો. પછી પુત્રી સામું અગ્નિ વરસાવતા એ જોવા લાગ્યા અને ક્રોધને નવ્વાણું ડીગ્રી ઉપરથી સો ડીગ્રી ઉપર લઈ જતા એ બોલ્યા "હરામજાદો, નફફટ, હવે જો એ ફરી આપણા ઘરમાં પગ મુક-વાનો પ્રયત્ન સરખો કરશે તો તરત હું એને પોલીસને સ્વાધીન કરી દઈશ, એ હું તને કહી મુકું છું અચલા!"

પિતાને મુખે પોતાનું નામ સાંભળીને અચલાએ ફીકકુ હસી

ગયેલું પોતાનું વદન ધીમે રહીને ઉંચું કર્યું અને કાંઈ પણ બોલ્યા વિના પિતાના સામું એ ટગર ટગર જોઇ રહી.

પિતાએ કહ્યું "પૈસા લઈને બાપની આંખમાં ધૂળ નંખાશે નહી, આ વાત જરા મનમાં રાખી મુકજે."

અચલા તોયે કાંઇ બોલી નહી; પણ હવે એની આંખ ધીમે ધીમે ફાટવા માંડી હતી. કેદારબાબુ એ ન જોઇ શક્યા. એ આંગળી વીંઝતા બોલ્યા "પ્રોમીસરી નોટ ફાડી નાખી મને ધમકી નહી આપી શકાય, આ વાત હું એને કહીશ ત્યારેજ રહીશ. ઘર હું મારી જાતે વેચીશ, અને મારૂં દેવું આપી દઇને મારી ઇચ્છામાં આવશે ત્યાં ચાલ્યો જઇશ; મને કોઈ અટકાવી શકવાનું નથી."

હવે અચલા બોલી "તમારૂં દેવું ન પતાવો અને ઘર મારે માટે તમે રાખી મુકો એવી મેં કોઇ દિવસ આશાએ કરી છે પિતાજી ? તમે ન કરત તો તે કામ મારે કરવું પડત."

કેદારબાબુ ઉશ્કેરાઇ જઇને બોલ્યા "તું જે કરીને આવી છું તેથી તો મારાથી આજે લોકોમાં મોઢું પણ નથી દેખાડી શકાતું. એ તું જાણે છે ?"

અચલાએ શાંત પણ દૃઢ સ્વરે જવાબ દીધો "ના, હું નથી જાણતી. મેં જે કર્યું છે તેને લીધે તમારાથી લોકોમાં મુખ નથી બતાવી શકાતું, તો બધાના દેખતાં મારૂં મુખ પણ તમે કોઇ જોઈ શકત નહી. એ દેશમાં બધી વસ્તુનો અભાવ હશે પણ કુવો મરવાને પાણીનો અભાવ નહોતો." બોલતાં બોલતાં એને રડવું આવી ગયું. અને એનો કંઠ રૂંધાઇ ગયો. વળી એ બોલી "કાલના તમે મારી પાછળ પડયા છો અને મનમાની રીતે મને અનેક કડવાં વચનો કહ્યા કરો છો. તમે ખોટું કહો છો તોયે હું સહન કરૂં છું.—" વળી

બોલતાં બોલતાં એનો કંઠ રૂંધાઈ ગયો. મહા મુશ્કેલીએ મુખ ઢાંકી સામેથી એણે રડવું ખાળી રાખ્યું અને વધારે બેસીશ તો જરૂર રડી પડાશે એમ ધારીને એ ત્યાંથી ઉતાવળી ઉતાવળી ચાલી ગઈ.

કેદારબાબુ દિગ્મૂઢ બની ગયા. પુત્રીના નિંદિત આચરણને લીધેજ આ બધા ક્રોધ, આઘાત, શોક અને વિષાદ થઈ પડયો હતો એવું એમનું માનવું હતું; છતાં અચલા એમના આચરણને નીંદીને અભિમાનપૂર્વક આમ રડતી રડતી ચાલી જશે એવો એમને બીલકુલ ખ્યાલ નહોતો. યદ્મમાં હાગેલાની ... એ કેટલીક વાર એમને એમ ઉભા રહ્યા, પછી ધીમે રહીને નીચે બેઠા અને માથા ઉપર હાથ ઠોકતા એ વારંવાર બોલવા લાગ્યા " આ પણ એક ઘટના છે."

બીજા આઠ દસ દિવસ વહી ગયા. પિતા પુત્રીએ દિવસો શી રીતે વ્યતીત કર્યાં હશે તે એમનો અંતરયામીજ જાણે. અચલા પોતાના ખંડમાંથી જરાએ બહાર નીકળતી નહોતી. ઘરના નોકર ચાકર, દાસી વિગેરેને મોઢું બતાવવું એને દોહ્યલું થઈ પડયું હતું. આજે પણ એ બારીમાં બેઠી બેઠી રાજમાર્ગ ઉપર જતા આવતા લોકોને જોયા કરતી હતી. એવામાં એકાએક એના ઘર તરફ સુરેશની ગાડી આવી પહોંચી. આંખના પલકારા માત્રમાં એના મુખ ઉપરનું લોહી ઉડી ગયું. ચોર જેમ પોલીસને દેખીને ઉભી પુંછડીએ નાસે તેમ એ બારીમાંથી દોડતી દોડતી આવીને પલંગ ઉપર પડી.

પંદર વીસ મિનીટ થઈ હશે એટલામાં એના ખંડનું બારણું ખખડયું અને બહારથી એના પિતાનો સ્નેહાળ સ્વર આવવા લાગ્યો "બેટા અચલા, જાગે છે?" જવાબ ન મળવાથી કંઠમાં વધુ કોમળતા લાવીને એ બોલ્યા "સવાર થઇ ગયું છે ઉઠો બેટા, સુરેશની ફોઈબા તને બોલાવવા આવ્યાં છે. મહિમ ઘણા માંદા થઇ ગયા છે."

અચલાએ એકદમ પથારીમાંથી ઉઠીને બારણું ઉઘાડી નાખ્યાં એટલે સુરેશની ફોઇબાએ એ ખંડમાં પ્રવેશ કર્યો.

અચલા નીચી નમીને એમને પાગે પડી અને એમની ચરણ-રજ માથે ચઢાવી. કેદારબાબુ સાથી છેલ્લા આવ્યા અને પલંગની પાંગોથે બેસીને પુત્રીને કહેવા લાગ્યા "તમારા અહીં આવ્યા પછીથી મહિમને ઘણો સખત તાવ ભરાયો. એમ લાગે છે કે રાતની શરદીથી, આજ લાગી તેની ચિંતાથી અને પરિશ્રમથી વિગેરે અનેક કારણોને લઇને એ માંદા પડી ગયા." પછી સુરેશની ફોઇબાના સામું જોઇને કહેવા લાગ્યા "મને એમ થયા કરતું હતું કે એમણે આને અહીં મોકલી દીધા પછી કેમ કશીએ ખબરઅંતર કાઢી નહી. સુરેશ મારા સો વર્ષના થાવ, કે એમને ત્યાં જવાની બુદ્ધિ સુઝી અને અહી તેડી લાવ્યા; નહી તો મહિમનું શું થાત તે પ્રભુજ જાણે !" બોલતાં બોલતાં વૃદ્ધનું હૈયું ભરાઇ આવ્યું.

અચલાએ ઉભાં ઉભાં આ બધુંએ સાંભળી લીધું. એ કાંઇ બોલી નહી તેમ કશી અધીરાઇ પણ જણાવી નહી. સુરેશની ફોઇબાએ અચલાનો હાથ પોતાના હાથમાં લઇને મૃદુ સ્વરે કહ્યું "બેટા, ચિંતા કરવા જેવું નથી. એ તો બે દિવસમાં સારો થઇ જશે." અચલા કશું પણ બોલ્યા શિવાય ફોઇબાને ફરીથી પગે લાગી અને કપડાં બદલીને એમની સાથે જવા તૈયાર થઇ ગઈ.

શીઆળાનો દિવસ અને તેમાં સવારનો પો'ર હતો. ટાઢ પડતી હતી છતાં અચલા ગરમ વસ્ત્ર વિના અને અડવાણે પગે આવવા તૈયાર થઇ ગઇ એ જોઇને વૃદ્ધ પિતાની છાતી વીંધાઇ ગઇ. એ એટલુંજ બોલ્યા "બેટા ચાલ હું પણ તારી સાથેજ આવું છું." એમ બોલીને પોતાના સ્લીપર પહેરી સૌથી આગળ દાદર ઉતરીને એ નીચે આવ્યા.

## ૨૩ મહિમની માંદગી

સુરેશની રબરટાયર ગાડી વેગભેર ચાલવા લાગી. ફોઇબા ગાડીની બારીનો પડદો નીચે નાખીને એક બાજુએ બોલ્યા ચાલ્યા વિના બેઠાં હતાં. અચલા એમની જોડે પથ્થરની પુતળીની માફક સ્થિર થઇને બેઠી હતી. કેદાર બાબુને એમ છાનુંમાનું બેસી રહેવું પાલવ્યું નહી. એ માર્ગ તરફ દૃષ્ટિ કરતા એકલા એકલાજ બોલવા લાગ્યા " સુરેશના જેવો દયાળુ, બુદ્ધિમાન્ અને વિચક્ષણ છોકરો આખાં ભારતવર્ષમાં નહી હોય ! એ ગામમાં કોઇ દયાળુ માણસ નહી, નહી ડૉક્ટર, નહી વૈદ્ય. માત્ર ચોર લુંટારા અને શીઆળ કુતરાંનો જ ત્યાં વાસ. એવા ગામમાં રહેવાની શિક્ષા એને એકવાર સારી રીતે ભોગવવી પડશે. " એવાં કાંઇ ઠેકાણાંવાળાં અને કાંઇક ઠેકાણા વિનાનાં વચનો વગર વિચારે કેદાર બાબુ આ બે મૌન ધારણ કરી રહેલી સ્ત્રીઓને સંભળાવવા લાગ્યા. કેદારબાબુ કાંઇ એવા આનંદી સ્વભાવના તો નહોતા, પણ આજે એમના હૃદયમાં રહેલો ગુપ્ત આનંદ એમના વશમાં રહી શક્યો નહી. મહિમનો પરમ મિત્ર સુરેશ, એની સાથે થયેલો ઝઘડો, પોતાની એકની એક પુત્રી, તેનો કરેલો વિદ્રોહ અને સર્વને ટપી જાય એવું તો પોતે તેના ઉપર આણેલી શંકા, એ બધાંનો ભાર કેદારબાબુની છાતીને ડાબી દેતો હતો. તેવામાં આજે ફોઇબાનું ઓચીંતું એમને ત્યાં આવવાનું થયું એટલે એ ભાર એકાએક ખસી ગયો. મહિમ માંદો છે એ વાત એમણે પોતાના મનમાં આવવા દીધીજ નહી. એમણે એમ ધાર્યું હતું કે શરદીને લીધે મહિમને જ્વર લાગુ પડ્યો છે પણ એમાં કાંઇ ફીકર કરવા જેવું નથી. જો કે ફોઇબાએ કહ્યું હતું કે એને

બે ત્રણ દિવસમાં આરામ થઇ જશે, પણ એ તો એમ જ ધારતા હતા કે એટલો વખત નહી લાગે. એ તો કાલે સવારે મટી જશે. સુરેશ જાતે મહિમને પોતાને ઘેર તેડી લાવ્યો અને કોઇ પણ ઉપાયે અચલાને બોલાવી લાવવાને એણે ફેઇબાને મોકલ્યાં. પુત્રી અને જમાઇ વચ્ચે કેટલાક સમયથી બીઆબાર ચાલતું આવે છે એવી જે વાત દાસીને મોઢેથી કેદારબાબુએ સાંભળી હતી તેનું એમને જરા પણ વિસ્મરણ થયું નહોતું. એટલે આ બધું ધણી ધણીઆણી વચ્ચેના કલહનું જ ફળ છે એમ એમણે હવે અનુમાન બાંધી લીધું. અને સુરેશે તો મહિમ ઉપર પરોપકાર જ કરેલો છે. પોતે એના ઉપર ખોટા ચીડાયા. હવે સુરેશને કેમ મુખ બતાવાશે વિગેરે વિચારો પણ એમને આવ્યા. સંધ્યાકાળ થઇ ગઇ હતી. માર્ગમાં ગ્યાસના દીવા સળગી ગયા હતા. ગાડી સુરેશના કોમ્પાઉન્ડમાં જઇને ઉભી રહી એટલે કેદારબાબુ તરત બહાર ડોકીયું કરતાં ઉદ્વિગ્ન સ્વરે બોલી ઉઠયા "પેલી બીજી ગાડી કેમ ઉભી રહી છે?"

અચલાએ પણ બહાર નજર કરી. એની દૃષ્ટિ પણ પેલી ગાડી ઉપર ગઇ. ફાનસનું અજવાળું હતું એટલે જણાયું કે સુરેશ એક બાહોશ ઇંગ્રેજને ગભરાતો ગભરાતો ગાડીમાં બેસાડતો હતો અને પાસે સાહેબશાહી પોષાક પહેરીને એક બંગાળી ઉભો હતો. આંખના પલકારામાં બન્ને સમજી ગયાં કે એ ડોકટર છે.

ડોકટરના ગયા પછી પણ સુરેશ ત્યાં જ ઉભો રહ્યો હતો. કેદારબાબુએ ઘાંટો પાડીને એને પૂછ્યું "મહિમને કેમ છે સુરેશ? એમને શું થયું છે?" "ઠીક છે, આવો."

કેદારબાબુએ અધીરા થઇ જઇને પૂછ્યું "પણ એમને થયું છે શું તે તો કહે."

"તાવ છે અને છાતીમાં શરદી થઇ ગઇ છે. ગાડીમાંથી ઉતરો અને એમને પણ ઉતારો."

કેદારબાબુ ગાડીમાંથી ઉતરવાની કાંઈ પણ હીલચાલ કર્યા શીવાય બેઠા બેઠા જ બોલ્યા "એકલી શરદી થઇ ગઈ હોય તો તો તેની દવા તો તમે પણ કરી શકો છો. હું કાંઇ નાનો કીકો નથી સુરેશ. વારૂ ત્યારે આ બે ડોકટરો કેમ આવ્યા હતા? ગોરા ડોકટરને કેમ બોલાવ્યો હતો?" બોલતાં બોલતાં તે ધ્રુજી ઉઠયા.

સુરેશે પાસે જઇને કેદારબાબુને ગાડીમાંથી નીચે ઉતાર્યા અને ફોઇબાને કહ્યું "ફોઈબા, અચલાને લઇને તમે અંદર આવો. હું જાઉં છું." અચલાએ કોઇને કશું પૂછ્યું નહી. એનું મુખ અંધારામાં કોઇ જોઇ શક્યું નહી. એ ગાડીમાંથી નીચે ઉતરી પણ લથડીઆં ખાતી હતી એ કોઇએ જાયું નહી. ફોઇબાની પાછળ પાછળ વગર બોલે એ ઘરમાં ગઇ.

જે ખંડમાં પતિ સુતેલો હતો ત્યાં અચલા જઇ પહોંચી. મહિમ પોતાના ઘર સંબંધી કાંઇક લવતોહતો, તાવની લવરી કરતો હતો. રોગીનો રોગ કેટલો વધી પડયો છે તે સમજવાનું હવે અચલાને બાકી ન રહ્યું. કેટલીક વાર તો દીવાલને અઢેલીને એ મહાપરાણે પોતાનું કષ્ટ દાબતી ઉભી રહી.

એક સ્રી રોગીના માથા આગળ બેસીને રોગીને માથે બરફ ઘસતી હતી. અચલાને આવેલી જોઇ એટલે ધીમે રહીને એ સ્રી રોગી પાસેથી ઉઠીને અચલા પાસે ગઇ અને એને નીચે નમીને પગે લાગી. એ વિધવા વેશમાં હતી. એના મુખ ઉપર વિધવાનો વિરાગ છાઇ રહ્યો હતો. દીવો ઝાંખો બળતો હતો એટલે આ મૃણાલ છે એમ અચલા એને ન ઓળખી શકી. બન્ને એક બીજાના સામું

જોઇ રહ્યાં; બન્ને સ્તબ્ધ બની ગયાં. અચલાનું આખું શરીર કંપી ઉઠ્યું. એના મુખમાંથી એક શબ્દ સરખો બહાર ન નીકળી શક્યો-બીજી જ પળે એનો સંજ્ઞાહીન દેહ ભાગી પડેલી લતાની પેઠે મૃણાલના પગ આગળ ઢળી પડ્યો.

થોડીવારે અચલાને ભાન આવ્યું અને એણે આંખ ઉઘાડી જોયું તો એ પિતાના ખોળામાં માથું રાખીને કોચ ઉપર પડેલી હતી. દાસી એના મોઢા તથા આંખ ઉપર ધીમે ધીમે ગુલાબજળ છાંટતી હતી અને સુરેશ પાસે ઉભો ઉભો હાથમાં પંખો લઇ ધીરે ધીરે એને પવન નાખતો હતો.

શું બન્યું હતું તે એ તરત સમજી ગઇ. લજ્જાની મારી એ ગભરાતી ગભરાતી ઉઠીને બેઠી થવા જતી હતી પણ કેદારબાબુએ એને તેમ કરતી અટકાવીને કહ્યું "બેટા સુઇ રહે, હમણાં ઉઠવાની જરૂર નથી."

અચલા મૃદુ સ્વરે બોલી "ના પિતાજી, હવે મને ઠીક છે." એમ બોલીને એ ફરીવાર બેઠી થવા જતી હતી પણ કેદારબાબુએ એને બેઠી ન થવા દીધી. "અચલા, હમણાં થોડી વાર ઉંઘી જા, પછી ઉઠજે."

સુરેશે પણ કેદારબાબુના કથનને અનુમોદન આપ્યું. અચલા થોડીવાર શાંતિપૂર્વક સુરેશના મુખ સામું જોઇ રહી, પછી પિતાના હાથ ખસેડી નાખી એ એકદમ ઉભી થઇ ગઇ અને બોલી "ઉંઘવાને માટે હું અહીં નથી આવી પિતાજી. મને કશુંયે થયું નથી. હું તો પેલા ખંડમાં જાઉં છું." કહીને કોઇના કહેવા ઉપર લક્ષ ન આપતાં એ ત્યાંથી ચાલી ગઇ.

અચલા આ ઘરની સોભીઅણુ હતી એટલે રોગીનો ઓરડો તેણે તરત ખોળી કાઢયો. મૃણાલે એને આવતી જોઇને કહ્યું "મોટી બેન, અહીં આવીને બેસો. હું આવું છું. જોજો, એમને માથે આ બરફ મુકેલો છે તે પડી ન જાય એટલી નજર રાખજો." એમ કહીને અચલાને પોતાની જગ્યાએ બેસાડી એ ત્યાંથી ચાલી ગઇ.

---

## ૨૪ મૃણાલની પ્રશંસા

મહિમને સખત નિમોનિયા થઇ ગયો હતો; પરંતુ હવે ધીમે ધીમે એને મટવા આવ્યું હતું અને ભય દૂર થઇ ગયો હતો. એની લવરી બંધ થઇ ગઇ હતી અને આંખ ઠેકાણે આવતી જતી હતી.

દસેક દિવસ બાદ એક વાર મહિમ નીરાંતે પથારીમાં ઉંઘતો હતો. એ વર્ષે બધે ટાઢ ઘણી સખત પડી હતી. તે દિવસે વરસાદનો છંટકાવ પણ થયો હતો. રોગીના પલંગની પાસે એક સોફા પડેલો હતો, એના ઉપર બધાં સારી પેઠે કપડાં પહેરીને બેઠાં હતાં. સર્વના મુખ ઉપર એક પ્રકારનો આનંદ છવાઇ રહ્યો હતો. ફોઇબા ઘરમાં બીજે ઠેકાણે કાંઈ કામમાં રોકાયલાં હતાં અને કેદાર બાબુ એમને ઘેર ગયા હતા ત્યાંથી હજુ આવ્યા નહોતા.

સુરેશ સામું જોઇ મૃણાલ હાથ જોડીને બોલી "હવે તો સુરેશ બાબુ મને આજ્ઞા આપો તો હું મારે ઘેર જાઉં. આવી સખત ઠંડીમાં મારાં વૃદ્ધ સાસુ કોણ જાણે જીવતાં હશે કે મરી ગયાં હશે." સુરેશે કહ્યું "તમારે હવે એને જીવાડીને કામે શું છે ત્યારે ? તમારાથી એમ જવાશે નહી."

મૃણાલે મુખ ફેરવીને દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને પછી સુરેશ સામું જોઇને જરા હસીને બોલી " એ પ્રશ્ન તમેજ પૂછ્યો છે એવું નથી. પહેલાં મેં એજ પ્રશ્ન મારી જાતનેજ ઘણીવાર પૂછેલો છે. મનમાં પણ થાય છે કે હવે એ જાય તો સારૂં; પણ મરવું અને જીવવું એ કાંઇ મનુષ્યના હાથની વાત નથી." અચલા અત્યાર સુધી છાની માની જ બેસી રહી હતી. મૃણાલની વાતથી મૃણાલના સ્વામીના મૃત્યુની વાત એને સાંભરી આવી. એ બોલી " એનો અર્થ તો એટલોજ કે માણસને ગમે એટલું દુઃખ પડે તોપણ એને મરવું ગમતું નથી."

મૃણાલના મુખ ઉપર ગુપ્ત વેદનાનાં ચિન્હ પ્રકટી નીકળ્યાં. માથું ધુણાવીને એ બોલી " ના મોટી બેન, એવું નહી. એવે વખતે તો એ મરણની વારંવાર ઇચ્છા કરે છે. તે દિવસે ઘણી મોડી રાત્રે ઓચીંતી હું ઉંઘમાંથી જાગી ઉઠી તે વખતે મેં મારી સાસુને એમની પથારીમાં ન જોયાં એટલે હું દોડી દોડી બહાર જતી હતી એટલામાં અમારા દેવમંદિરનું બારણું મેં ઉઘાડું દીઠું. છાનીમાની ત્યાં જઇને હું ઉભી રહી અને જોયું તો ખોળા પાથરીને દેવ પાસે બે હાથ જોડીને એ મોત માગી રહ્યાં હતાં. એ બોલતાં હતાં "હે ભગવાન્ ! જો મેં કોઇ દિવસ પણ કાયાથી કે મનથી તમારી સેવના કરી હોય તો આજે મારી લાજ રાખો. મારે મુક્તિ નથી જોઇતી, સ્વર્ગ પણ નથી જોઇતુ; પરંતુ હું તમારી પાસે એજ માગું છું. જો મારી લજ્જા નહી રાખો તો હું મારી વહુ બેટાને શું મુખ બતાવીશ ?" આટલું બોલતાં બોલતાં મૃણાલ ડુસકે ડુસકે રડવા લાગી.

માતાના હૃદયમાં કેવી ગંભીર વેદના ઉઠી રહી હતી તે ઉપલી પ્રાર્થનાથી સહજ સમજી શકાય એવું છે. લોકોના સામાન્ય દુઃખથી પણ સુરેશનું અંતર દુઃખી થઇ જતું હતું તો પછી મૃત પુત્રની

માતાના મર્માન્તિક દુઃખની કહાણી સાંભળીને એને શું નહી થઇ ગયું હોય ? એની છાતી ચીરાઇ જતી હતી. થોડી વાર મહા વિચારમાં પડી ગયો હોય એમ એ ભૂમિ તરફ જોઇ રહ્યો, પછી ઓચીતું ડોકું ઉંચું કરીને એ ઉંચે શ્વાસે બોલી ઉઠયો "ઠીક, જાવ બેન, તમારી વૃદ્ધ સાસુની સેવા કરતાં હું તમને નહી ખાળું. આપણા હતભાગી દેશનું હજુએ કાંઈ ગૌરવ રહ્યું હોય તો તે તમારા જેવી રમણીઓને લીધેજ છે. આવાં નારી–હૃદયો ભારત વર્ષ શિવાય બીજા કોઈ પણ દેશમાં જોવામાં આવતાં નથી." એમ કહીને એ જાણે અચલાના મુખમાંથી કાંઇ સાંભળવાની ઇચ્છા રાખતો હોય તેમ એની સામું જોઈ રહ્યો. પરંતુ અચલા તો બારીમાંથી આકાશ-માંના મેઘ સામું જોઇ રહી હતી. એ કશું બોલી નહી.

સુરેશે કરેલી મૃણાલની પ્રશંસાથી મૃણાલ શરમાઇ ગઇ હતી એટલે વિષયાન્તર કરવા એણે કહ્યું "ઠીક ઠીક હવે, તમે બધા દેશો જોઇ આવ્યા હશો તો પાછા. બોલો કહો મોટાભાઇથી તમે મોટા કે નાના ?"

મૃણાલના આવા પ્રશ્નથી સુરેશ જરા આશ્ચર્ય પામ્યો અને હસતો હસતો બોલ્યો "કેમ એમ પૂછવું પડયું ?"

"એ તો એમ કે, જો કે હું મોટી બેન થાઉં છું; તો પણ એમનાથી હું ઉમરમાં નાની છું; એટલે તમને મારે મોટાભાઇ કહેવા કે નાનાભાઇ, બોલો જલદી બોલો."

હવે અચલાએ મૃણાલ તરફ પોતાની દ્રષ્ટિ ફેરવી. ઘણા દિવસ પહેલાં મૃણાલે પ્રથમ એને જોઇ ત્યારથી એને મોટીબેન કહીને બોલાવવા માંડી હતી તે વાત અચલાને અત્યારે યાદ આવી. સુરેશને અચલા અને મૃણાલના પૂર્વ સંબંધની ખબર નહોતી એટલે આ આશ્ચર્ય

ભરી રમણીના મુખ સામું એ કૌતુકભરી આંખે જોઈ રહ્યો. પછી હસતો હસતો એ બોલ્યો "નાનાભાઇ, નાનાભાઈ. તમારા મોટાભાઇ કરતાં હું ઘણું ખરૂં દોઢ વર્ષે નાનો છું."

" ત્યારે તો નાનાભાઇ, દયા કરીને મને કાલે સવારની ગાડીએ વિદાય કરી દો."

સુરેશે એને જવાની અનુમતિ આપી હતી ખરી, પણ એ કાલે સવારેજ જવાને તૈયાર થઈ જશે એવું એણે ધારેલું નહી એટલે એ વિચારમાં પડી ગયો. એ બોલ્યો " બે દિવસ નહી રહેવાય બેન ? મહિમના આરોગ્યનો ભાર તમારા ઉપર નાખીને હું તો નિશ્ચિંત બની ગયો હતો. આવી ચાકરી તો હોસ્પીટલમાં પણ કોઇ કરતું નથી, ખરૂંને અચલા ?"

અચલાએ માત્ર ડોકુંજ હલાવ્યું.

સુરેશને ચિંતાતુર થયેલો જોઇને મૃણાલ હસતી હસતી બોલી " તમારે એ બાબત હવે કશી ચિંતા કરવા જેવું નથી. તમને એમ થાય છે કે હું કેમ આટલી બધી ઉતાવળ કરી રહી છું. પણ સાસુજીનો કશો બંદોબસ્ત કર્યા વિનાજ હું આવતી રહી છું. માટે કાલે તો મને જવાની રજા આપો. વળી જ્યારે બોલાવશો ત્યારે પાછી આવી સેવામાં હાજર થઇ જઇશ."

સુરેશે કહ્યું " ઠીક પણ મૃણાલ બેન, તમારા એ પાડા ગામમાં તમારી વૃદ્ધ સાસુની સેવા કરવામાં અને સેવા પૂજા વિગેરે કરવામાં તમારો બધો વખત શી રીતે જશે તેનો મને વિચાર થયા કરે છે."

મૃણાલના મુખ ઉપર વળી વ્યથા જણાઈ આવી. પણ હસતી હસતી એ બોલી " સમય વીતાવવાનો ભાર મારા ઉપર હું નથી

રાખતી નાનાભાઇ. જેણે સમય ઉત્પન્ન કર્યો છે તેણે સમય વીતાવવાની પણ અવસ્થા કરી રાખેલી છે."

"ઠીક, પણ હવે તમારી સાસુ બહુ દિવસ જીવવાનાં નથી; અને ડૉક્ટરે મહિમને જરા વધારે આરામ થયા પછી પશ્ચિમમાં એકાદ સારી હવાવાળા શહેરમાં હવા ખાવા માટે જવાનું કહ્યું છે; એટલે પછી તમે ત્યાં એકલાં શી રીતે રહી શકશો ?"

મૃણાલે આકાશ તરફ જોઇને જરા હસીને કહ્યું "તેઓ જાણે."

અજાણતાં સુરેશે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. મૃણાલે કહ્યું "નાનાભાઇ, એમ સમજાય છે કે તમે એ બધું માનતા નથી."

"કયું બધું ?"

"આ ભગવાન—" "ના."

"તેથીજ તમે નિઃશ્વાસ નાખ્યો, ખરૂંને ?"

સુરેશથી એ પ્રશ્નનો ઉત્તર એકદમ ન આપી શકાયો. કેટલોક વાર સુધી એ અબુધની માફક મૃણાલના મુખ સામું જોઇ રહ્યો પછી ઓચીંતું ડોકું ધુણાવીને એણે કહ્યું "ના મૃણાલ, એવું નથી. પણ અજાણ્યા ભવિષ્યનો ભાર એક અજાણ્યા ઇશ્વર ઉપર નાખી દેનારામાંના કેટલાક કાંઇક લાભ મેળવે છે ખરા; પણ એ બધાની હું આલોચના કરૂં તો તમને મારા ઉપર ઘૃણા થઇ આવશે."

મૃણાલ ઉતાવળી ઉતાવળી સુરેશને પગે પડી અને એની ચરણરજ માથે ચઢાવતી બોલી. "ઠીક."

સુરેશ મૃણાલના આ કૃત્યથી વિસ્મય પામતો બોલ્યો "એટલામાં શું થયું મૃણાલ ?"

"શાનું નાનાભાઈ ?"

“ કેમ શાનું ? મારા ચરણની રજ માથે ચઢાવી તે પૂછું છું. કેમ એવું કર્યું ? ”

“ મોટા ભાઇની ચરણરજ માથે ચઢાવીએ એમાં ખોટું શું ? ” એમ બોલતી બોલતી મૃણાલ હસી પડી.

“ ઘણી ભલી છોકરી ! ” કહેતાં સુરેશે અચલાના મુખ સામું જોયું એટલે તો એ ઘણો વિસ્મય પામી ગયો. શ્રાવણના આકાશની માફક અચલાનું મુખ જાણે વાદળાંથી છવાઇ ગયું હતું. આ બાબતમાં સુરેશ એને પ્રશ્ન પૂછવાનો વિચાર કરે તે પહેલાં તો અચલા સુરેશને આકાશ અને પાતાળનો વિચાર કરતો છોડીને ત્વરિત ગતિએ મૃણાલની સાથે સાથેજ બહાર ચાલી ગઇ.

હવે આ ખંડમાં એકલો સુરેશજ રહ્યો. એ એકલો એકલો પોતાની જાતને પૂછવા લાગ્યો “ એને કેમ એમ થયું ? ”

મૃણાલ સુરેશને પગે લાગી તેની સાથેજ અચલાના મુખ ઉપર વાદળ છવાઇ ગયું હતું. એ બે ઘટનાને એક બીજા સાથે એવો શું સંબંધ હતો ? મૃણાલ સુરેશને પ્રણામ કરી એની ચરણરજ માથે ચઢાવીને ચાલી ગઇ તેને એક મિનીટ પણ પુરી નહી થઇ હોય એટલામાં તો અચલા પણ નૂર ઉડી ગયેલે મોઢે ત્યાંથી ચાલી ગઇ. પોતે તો અચલાને ખોટું લાગે એવું કાંઇ કર્યું નથી છતાં એ કેમ આમ ઓચીંતી ચાલી ગઇ એનો પત્તો મેળવવા સુરેશ વિચારસાગરમાં ડુબકાં ખાવા લાગ્યો પણ એને કિનારાનો પત્તો ન લાગ્યો. એ બે ઘટનાઓ કાંઇ પણ કારણ શિવાય સાથે ન બની શકે. આમાં અવશ્ય પોતાનાથીજ કાંઇ એવું અનર્થમૂલ આચરણ થઇ ગયું હશે એ વિચારે એની છાતીમાં કાંટા ભોંકાતા હતા. આ બાબતમાં મૃણાલને કાંઇ પણ પ્રશ્ન પૂછવો એને અસંભવિત લાગ્યો. રાત [illegible]

કાઢી નાખી પણ સવાર પડતાંજ એ અચલા પાસે ગયો અને કહ્યું "તમારે મને એક પ્રશ્નનો જવાબ આપવો પડશે."

અચલાનું મુખ શરમથી રાતું થઇ ગયું. સુરેશનો શો પ્રશ્ન હશે તેનું એણે અનુમાન કરી લીધું હતું. એ સમજતી હતી કે ગઇ કાલે ઓચીંતી હું ઉઠી ગયેલા નૂરે એકદમ ચાલી ગઇ હતી તેનો ખુલાસો એ પૂછવા માગતા હશે, એટલે રતુમડે મુખે મૃદુ કંઠે એ બોલી "તમારે શું પૂછવાનું છે?"

સુરેશ ધીમે ધીમે કહેવા લાગ્યો "ગઇ કાલે મૃણાલ ઓચીંતી મારે પગે પડી અને ચાલી ગઇ, તે વખતે તમે મોઢું ચઢાવીને ગુસ્સો કરતાં એની પાછળ ચાલ્યાં ગયાં તેનું કારણ શું? એની સાસુ મરી ગઇ એ કહેવા તમે ગયાં હતાં?"

સુરેશે આવો અણધારેલો પ્રશ્ન પૂછ્યો તેથી એ ખુશી થતી બોલી "એવો પ્રસંગ લાવીને તમારે કાંઇ કામ છે? એ બિચારીનો પતિ તો ગુજરી ગયો. અને હવે સાસુને પણ મારી નાખીને તમારે એને છેક નિઃસહાય કરી દેવી છે?"

"મારાથી ઘણો ભારે અન્યાય થઇ ગયો છે. પરંતુ હવે એની સાસુ વધારે વખત જીવવાની નથી એ તો મૃણાલે જાણે છે; પણ એમાં એ નિઃસહાય શું થઇ જવાની છે?"

"જો કે મેં તો એ બાબતમાં એની સાથે કશીએ વાત કરી નથી; પણ તમે ઉલટા એને એકલી પડી જવાનો ભય બતાવી રહ્યા હતા. તમે કહેતા હતા કે તારે ગામ હવે તું એકલી પડી જઇશ. એકલી એકલી તું ત્યાં શું કરીશ?"

"પણ એમાં મેં શું ખોટું કર્યું? એ જવા તૈયાર થઇ ત્યારે મારે એને સ્થિતિ ન સમજાવવી? એને કશી વાતનો ભય નથી એ

વાત શું મારે એને—"બોલતાં બોલતાં સુરેશનું હૈયું ભરાઈ આવ્યું.

અચલા એના સામું જોઇને હસી પડી. આ પારકા દુઃખે દુઃખી થનાર સહૃદય યુવકનાં ઘણાં દયાનાં કામ એને સાંભરી આવ્યાં. એણે સુરેશને જવાબ આપ્યો " ના, તમારે એને સમજાવવાની કાંઇ જરૂર નહોતી. એને ભયનું ભાન કરાવવું પણ નહોતું જોઇતું. જ્યારે એ સમય આવી પહોંચશે ત્યારે હું છાનીમાની બેસી નહી રહું. ".

સુરેશ ભાન ભુલેલાની માફક આવેશમાં આવી જઇને અચલાનો હાથ જોરથી દાબતો બોલી ઉઠયો " એ તમે બરોબર કહ્યું. હું તમારી પાસે એજ માગું છું અચલા. " એમ બોલતાં બોલતાં એને ભાન આવ્યું એટલે લજ્જાનો માર્યો એ શરમાઇ ગયો. એણે અચલાનો હાથ મુકી દીધો અને ઉંચે શ્વાસે ત્યાંથી ચાલ્યો ગયો.

અચલાની છાતીમાંનું લોહી વિજળીની ઝડપે ફરી રહ્યું હતું. એના કપાળ ઉપર પરસેવાનાં બિંદુઓ બાઝી ગયાં, એના અંગે અંગમાં કંપારી વછુટી ગઇ અને પાસે પડેલી ખુરસીમાં એ નિર્જીવની માફક જઇને પડી. કેટલીક વારે એ જરા શાંત પડી અને પતિની શય્યા આગળ જઇને બેઠી, પણ પાછા એને એના એ જ વિચાર આવવા માંડયા.

જાઉં જાઉં કરતી મૃણાલે બીજા બે દિવસ કાઢી નાખ્યા. આજે એ જવા તૈયાર થઈ હતી તેથી મહિમની એ રજા લેવા ગઇ. જોયું તો પાસું ફેરવીને એ ઉંઘતો હતો. મૃણાલે અનુમાન કર્યું કે આજે હું એમની પાસે વિદાયગીરી માગવા આવી છું તેથી એમણે કમખતે ઉંઘવાનો ડોળ કરેલો છે. એણે અચલાને ધીમે રહીને કહ્યું " આજે આમને જાગવું નહી હોય કેમ મોટી બેન ? "

અચલા પ્રત્યુત્તરમાં માત્ર હસી. મૃણાલ મનમાં ને મનમાં

સમજી કે આ બધું છળ અચલાનું છે. અચલા પોતાના અંતરમાં મૃણાલ પ્રતિ છાનોમાનો ઈર્ષાભાવ પોષ્યા કરતી હતી એ વાત એણે મહિમને કોઇ દિવસ જણાવેલી નહી, છતાં મહિમ તો જાણતો હતો. અચલાનો આવો એકાંતિક દ્વેષ મૃણાલને કાંટાની માફક સાલતો હતો; પરંતુ મૃણાલે એવું નહી ધારેલું કે અચલા અત્યારે માંદા મહિમની દુર્બળતાનો લાભ લઇને પોતાના ઉપર દ્વેષ કેળવવા એને આમ કવખતે ઉંચી જવાની પ્રેરણા કરશે. આથી એને ઝાળ તો ખરેખરી લાગી ગઇ હતી, પરંતુ પોતાના મનને વશમાં રાખીને પેરેપેરે એણે અચલાને કહ્યું " તમે બધુંએ જાણો છો. હું એમની ક્ષમા માગવા આવી છું. એમને કહેજો કે તમે સાજા થઇને પાછા આવશો ત્યારે જો હું જીવતી હઇશ તો મળીશ."

મૃણાલ પછી નીચે ગઇ. કેદારબાબુ બેઠા હતા તેમને એણે પ્રણામ કર્યા. એને જોઇને એમની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં: થોડા વખતમાં મૃણાલ પોતાના સ્વભાવથી કેદારબાબુને પણ અતિશય પ્રિય થઇ પડી હતી. આંસુ લુછતા એ બોલ્યા " બેટા, તારા પુણ્ય વડેજ મહિમ યમના મોઢામાં ગયેલો પાછો આવ્યો. તારા આ વૃદ્ધને તું ભુલી ન જતી. જ્યારે તારી ઇચ્છા થાય, જ્યારે તને ન ગમે, તે વખત વહુત જ તું મારે ત્યાં ચાલી આવજે. તારે માટે મારા ઘરનાં દ્વાર દિવસ અને રાત ખુલ્લાં છે."

અચલા આવીને થોડે દૂર ઊભી રહી હતી. એના સામું જોઇને મૃણાલે હસતે મોઢે કેદારબાબુને જવાબ આપ્યો " આપની પાસેથી મોટાભાઇને ઝુંટાવી લેવાની મજાની તો શું પણ યમના બાપની એ શી તાકાત હોય ! જ્યારથી મેં મહિમને અચલા બેનને સોંપ્યા છે ત્યારથી મારી ફરજમાંથી હું મુક્ત થઇ ગઇ છું."

કેદારબાબુ ગંભીર બનીને મૃણાલનું કહેવું સાંભળી રહ્યા પણ કાંઈ બોલ્યા નહી.

એક વૃદ્ધ ચાકર અને એક દાસી એ બે જણાં મૃણાલને મુકવા જવા તૈયાર થયાં. એ બધાં ઘોડાગાડીમાં બેઠાં અને ગાડી સ્ટેશન તરફ ચાલી. કેદારબાબુ ઉંડા નિસાસો નાખતાં બોલ્યા " અદ્દભૂત ! અપૂર્વ છોકરી ! "

સુરેશે કેદાર બાબુ જેવોજ ભાવ વ્યક્ત કર્યો. " ખરેખર કેદાર બાબુ,એના જેવી છોકરી મેં કોઇ જોઇ નહી ! એના જેવી મધુર વાણી મેં કોઇની સાંભળી નથી ! એના જેવી કામકાજમાં નિપુણ મેં કોઇ દીઠી નહી ! એને ગમે તે કામ સોંપો, પણ જાણે એ તે કામથી પુરેપુરી માહીતગાર હોય તેવી રીતે પૂર્ણ દક્ષતાથી કરે છે. "

કેદારબાબુ આ બધું જાણતા હતા છતાં આશ્ચર્ય દર્શાવતા બોલ્યા 'શું કહો છો, સુરેશ ?"

"હું યથાર્થ કહું છું. હું જ્યારે જ્યારે એના સામું જોઉં છું ત્યારે મારા મનમાં એમ થાય છે કે જન્માન્તરનાં સંસ્કાર એ વાત કેવળ ગપાષ્ટક છે. કેમ ખરું કે નહી ?" એમ બોલતો સુરેશ હસવા લાગ્યો.

કેદારબાબુ ઉંડા વિચાર કરતા બોલ્યા "તે હશે, પણ મને તો ખાતરી થઇ ગઇ છે કે આ છોકરી સ્ત્રીઓમાં એક અમૂલ્ય રત્ન છે. એને આખી જીંદગી ભર આવી રીતે જીવતી રાખવી એ પાપજ નહીં પણ મહાપાપ છે. જો એ મારી પુત્રી હોત તો હું આજ કશું કર્યા વિના કદી બેસી રહેત નહી."

"ત્યારે તમે શું કરત !"

વૃદ્ધ તપી જઇને બોલ્યા "હું એનું પુનર્લગ્ન કરત. એક જુવાની સાથે પરણાવીને ઓગણીસ વીસ વર્ષની વયમાં એને આવી રીતે

સંન્યાસિની બનાવનાર એના મિત્ર નહી પણ શત્રુ છે. શત્રુના કાર્યને ન્યાયસંગત કહીને તેનો હું કદીએ સ્વીકાર કરૂં નહી. વળી એના સ્વામીની વર્તણુક તરફ તો નજર કરો સુરેશ. એની બબ્બે સ્ત્રીઓ ગુજરી ગઈ અને પચાસે વર્ષે આ બિચારીની સાથે એણે ત્રીજી વારનું લગ્ન કર્યું. એણે પોતાનું સુખ જોયું, પણ પોતાની પત્નીનું શું ભવિષ્ય થશે તેનો એણે સહેજે વિચાર કર્યો હશે કહો જોઇએ?"

સુરેશને નિરુત્તર રહેલો જોઇને વૃદ્ધ વધારે ખીલ્યા અને બોલ્યા "ખરૂં કહું છું સુરેશ, હું વિધવા-વિવાહ સારો કે ખોટો તેનો વિચાર કરવા નથી બેઠો; પણ આ છોકરીના સંબંધમાં તો વિધવા-વિવાહ કરવો એજ વધારે શ્રેયસ્કર છે. પછી ભલે તમારો હિંદુ સમાજ બુમો પાડી પાડીને મરી જાય કે વિધવાઓએ તો વિધવાજ રહેવું. જીવન એ શું કાંઇ રમત રમવાની વસ્તુ છે? આ તમારૂં બ્રહ્મચર્ય? બ્રહ્મચર્ય પાળો બ્રહ્મચર્ય પાળો એવી બુમો પાડીને તમારે શું આ દુનિઆને ઋષિઓનું તપોવન બનાવી દેવું છે? એનો વૈધવ્યનો પહેરવેશ જોઇને મારી તો છાતી ફાટી ગઇ."

સુરેશે ન કંઇ જવાબ દીધો કે ન મુખ ઉંચું કર્યું; પરંતુ એણે ત્રાંસી નજરે જોયું તો અચલા જે અત્યાર સુધી મૂર્તિ જેવી ઉભી રહી હતી તે એના જોવામાં આવી નહી. એ છાનીમાની અંદર જતી રહી હતી.

મૃણાલના ગયા પછી અચલાને સુરેશનું મુખ શોકને લીધે શુષ્ક લાગતું હતું. બે એક દિવસ પછી એક વાર સવારે સુરેશ આરામ ખુરસીમાં પડ્યો પડ્યો ચોપડી વાંચતો હતો એટલામાં કોઇના પગનો અવાજ સંભળાયો તેથી એણે ચોપડીમાંથી ઉચું જોયું, તો એને માટે અચલા

જાતે ચા લઇને આવેલી એણે દીઠી. આવી રીતે પહેલાં એ જાતે ચા લઇને કોઇ વખત આવી ન હોતી તેથી ખુરસીમાં ટટાર બેનીને આશ્ચર્ય પામતો સુરેશ બોલ્યો "નોકર ક્યાં ગયો, તે તમારે ચા લાવવી પડી ?"

અચલાએ સુરેશના પ્રશ્નનો ઉત્તર ન આપતાં દૂર પડેલી ટી-પાઇ સુરેશની ખુરસી પાસે તાણી લાવીને તેના ઉપર ચાનો કપ મુક્યો અને પાસે પડેલી બીજી ખુરસી ઉપર પોતે બેઠી.

અચલાના આ અભિનવ આચરણથી એને બીજો પ્રશ્ન પૂછવાનું સાહસ સુરેશ ન કરી શક્યો. એણે ચાનો પ્યાલો હાથમાં લઇ બોલ્યા શિવાય ચા પીવા માંડી. અચલા થોડી વાર તો બોલ્યા ચાલ્યા વિના બેસી રહી પછી ધીમે રહીને એણે વાત ઉપાડી.

"હેં સુરેશબાબુ, તમે વિધવા-વિવાહને અમુક સંજોગોમાં તો સારો ગણો છો કે નહિ ?"

સુરેશે ચા પીતાં પીતાં ચાના કપ આગળ જ મોંઢું રાખીને જવાબ આપ્યો "હા ગણું છું. મારામાં એવા બધા કુસંસ્કાર જડ ઘાલીને રહેલા નથી."

"ત્યારે તો મૃણાલ જેવી છોકરીને પરણવા તમારે લેશ માત્ર પણ આશંકા લાવવી ઉચિત નથી."

"એટલે ?"

"હું તમારી અનેક ગણી ઋણી છું, શિવાય હું તમારી હિતાકાંક્ષી છું. હું તમને સુખી, સંસારી અને સ્વાભાવિક જોવા ઇચ્છું છું. એકવાર તમે લગ્ન કરવા તૈયાર થઇ ગયા હતા. આજે તમે મારા કથનનો સ્વીકાર કરો."

"એથી તમે શું સાચે ખુશી થશો ?" "હા.

" એ ખુશી થશે ? " " હા, એની મને ખાતરી છે. "

સુરેશ લુખું હસતો બોલ્યો " પણ મને વિશ્વાસ નથી પંડતો. ચોપડીઓમાં આપણે વાંચ્યું છે કે સતીઓ મૃત પતિ સાથે હસતે મોઢે ચિતામાં બળી મરે છે. મૃણાલ એમાંની જાત છે. એ રાજી ખુશીથી પોતાને મોઢે હા ભણે એ વાત તો દૂર રહી, પણ એના હાથ પગ બાંધીને તમે એને બેસાડો તોયે એ કબુલ કરશે નહી. આવી કદીએ ન બને એવી વાત એના મોઢા આગળ કાઢી મને હલકો ન પાડશો. એ તો મને નાના ભાઇ કહે છે. એના આગળ તો મારે ભારમાં રહેવું જોઇએ.

આ સાંભળીને અચલાનું મુખ ક્રોધથી લાલચોળ થઇ ગયું. સુરેશ બોલી રહ્યો એટલે કઠક બનીને એ બોલી " સંસારમાં મૃણાલ એકલીજ સતી નથી સુરેશ બાબુ. આ દુનિઆમાં એવી પણ સતીઓ પડેલી છે કે જેણે મનથી એકવાર કોઇને પોતાનો પતિ માની લીધો, તો પછી સહસ્રકોટિ પ્રલોભનો એના માર્ગમાં આવે તોયે તે ચળતી નથી. આવી વાતો તમે કદાચ તમારી ચોપડીમાં કે છાપાઓમાં નહી વાંચી હોય, તો પણ એ વાતો સાચીજ છે. " એમ બોલતી બોલતી સુરેશના તરફ જોવાની પણ દરકાર કર્યા શિવાય આ ગર્વિષ્ટ રમણી પગની ઠોકરો મારતી મારતી બહાર ચાલી ગઈ.

---

## ૨૫ અચલાની પતિભક્તિ

એકની નિષ્કપટ ભાવે પ્રશંસા કરવામાં બીજાને કેટલો બધો આઘાત લાગી જાય છે, તેની જાતને કેટલું બધું અપમાન ભરેલું લાગે છે, એ શ્રોતા અને વક્તા બેમાંથી કોઇ જાણી શક્યું નહી. સુરેશ હાથમાંના ચાના કપ સાથે ખુરસીમાં આડો પડેલો હતો

અચલા ત્યાંથી પોતાના ખંડમાં ચાલી ગઈ અને બારણું બંધ કરીને અંદર ભરાઈ ગઈ. મૃણાલની પ્રશંસા સાંભળીને એ રડવા જેવી બની ગઈ હતી અને છૂટે મોઢે એ રડી પણ દેત; પરંતુ એડેજ પાસેના ખંડમાં મહિમ હતો એટલે એ કદાચ સાંભળી જાય તેથી મહાપરાણે એણે પોતાનું રડવું ખાળી રાખ્યું, એટલે અંતર્યામી શિવાય બીજું કોઈ એના મનની લાગણીઓને જાણી શક્યું નહી. આજે જો કે એને મહાગંભીર દુઃખ થઈ આવ્યું હતું, છતાં એમાંથી એને એક નવા તત્વનો લાભ થયો.

સ્ત્રીઓના સતીત્વનો કેટલો બધો પ્રભાવ છે, તેનો મહિમા કેવો છે તેનો પરિચય કેદાર બાબુ અને સુરેશની વાતમાંથી અચલાને આજે પહેલ વહેલો સંપૂર્ણપણે સમજાયો. તે દિવસે સુરેશે જ્યારે એને સ્પર્શ કર્યો ત્યારે કેદાર બાબુની ભ્રકુટિ ફરી ગઈ હતી; એટલામાં તો કેદાર બાબુ અન્યાયી છે અને એમણે મને અન્યાય કર્યો છે એમ ગણીને સુરેશ એમના ઉપર ઘણો ક્રોધાયમાન થઈ ગયો હતો; પણ આજે એજ ધર્મહીન, પરસ્ત્રીલુબ્ધ સુરેશને સતીનાં પાદપદ્મોમાં માથું ઝુકાવી પ્રણામ કરતો અચલાએ જોયો, ત્યારે એને પોતાનું ખરું સ્થાન કયું છે, પોતે પત્ની તરીકે કેવી રીતે વર્તવું જોઈએ તે દીવા જેવું સમજાઈ ગયું.

બીજું સ્પષ્ટ અને સત્ય કથનમાં કેવી મહાન શક્તિ રહેલી છે તે પણ આજ એને પ્રથમ સમજાયું. એ શિક્ષિત રમણી હતી એટલે મનસા, વાચા અને કર્મણા પતિનિષ્ઠ રહેવું એ વાત એને અજાણી નહોતી; છતાં પોતે એ તમામ રીતે પતિનિષ્ઠામાં અધુરી છે તે પણ એ સારી રીતે જાણતી હતી. એનું મન શંકિત થયું [illegible] "મને એ પતિ ઉપર પ્રેમ નથી" એમ બોલવામાં એની [illegible]

ગમતી નહોતી છતાં એ પોતાની જાતને જરાએ હલકી માનતી નહોતી. પરંતુ આજ જો સુરેશના મુખમાંથી અજાણતાં પણ એના નામ સાથે અસતી શબ્દ નીકળી ગયો હોત તો જરૂર એનો અંતર આત્મા આર્ત સ્વરે છાતીફાટ આક્રંદ કરી મુકત.

એના વિચારો જો કે કાંઇક બદલાયા, તો પણ મૃણાલ પ્રતિ એની શ્રદ્ધા કાંઇ વધી ગઇ નહોતી. એટલું ખરૂં કે એ છોકરીના પ્રસંગને લીધે એનામાં આજે જે ચૈતન્ય આવ્યું તે ચૈતન્ય પોતે જીંદગીભર કદી ભુલી જશે નહી એવી એણે પોતાના મન સાથે પ્રતિજ્ઞા કરી દીધી.

બહારથી પિતાની લાકડીનો અવાજ અને સુરેશનો પગરવ એને સંભળાયો. અચલાએ જાણ્યું કે તેઓ મહિમ પાસે જતા હશે, પણ એટલામાં તો કેદારબાબુએ એને બુમ પાડી એટલે આંખો મોઢું સાફ કરતી બારણું ઉઘાડીને એ જોડેના ખંડમાં ગઇ.

અચલાના મુખ સામું જોઇને કેદારબાબુ બોલી ઉઠયા "કેમ આજે તારૂં મુખ આમ ઉદાસ લાગે છે? કંઇ થયું છે? ઉંઘી ગઇ હતી? આમને એ વાગે દવા આપવાની હતી તેના ચાર થઇ ગયા."

અચલા કાંઇ પણ ઉત્તર આપ્યા વિના ઉભી થઇ. અત્યાર સુધી મહિમને દવા આપવા વિગેરેનું કામ મૃણાલ કરતી હતી. એ ગઇ એટલે હવે એ ભાર અચલાને શિરે આવી પડયો હતો પણ એ વાત એને યાદજ રહી નહોતી.

કેદારબાબુ મહિમને વખતસર દવા ન મળવાથી ખીજવાઇ ગયા હતા. એમણે અચલાને તો કાંઇ ન કહ્યું પણ સુરેશને કહ્યું "સુરેશ, જો મહિમની સારવાર કરવા એકાદ સારી નર્સ નહી રાખીએ તો એ સાજા નહી થઇ શકે. મારી પુત્રીને બારાં કરતાં તમે વધારે ઓળખો છો."

સુરેશ જવાબ આપ્યા વિનાજ બેસી રહ્યો. પરંતુ મહિમ પોતાની શુરવીરી બની ગયેલી પત્નીની વા'રે ધાયો. એ અચલા સામું એકી ટસે જોઈ રહ્યો પછી ધીમે રહીને બોલ્યો "નર્સને હાથે હું દવા સરખીએ નહી લઉં, સમજ્યો સુરેશ? હા, એની સહાયમાં એકાદ માણસ રાખો. એને બે રાતોનો ઉજાગરો છે. દિવસમાં આરામ લેવાનો એને જરાયે સમય મળતો નથી. યંત્રની માફક એની પાસે સતત કામ ન કરાવાય."

મહિમનું કહેવું પુરેપુરૂં સત્ય નહી હોય, પણ તે જુઠું તો નહોતુંજ. સુરેશે તો ખુશી થઈને જરા ઉંચું જોયું, પણ કેદારબાબુ પોતે વાપરેલી કર્કશતાથી શરમાઈ ગયા. અચલા પ્રતિ કોમળ બનીને કાંઈક મૃદુ સ્વરે એ કહેવા જતા હતા પણ અચલા તો એટલામાં ત્યાંથી ચાલી ગઈ.

રાતે એને કેટલીએ વાર ઇચ્છા થઈ આવી કે "લાવ મારા સ્વામી પાસે જઈને મારા અનેક અપરાધોની એમના આગળ રડીને ક્ષમા માગું. મારા જેવી પાપિણને તિરસ્કારમાંથી બચાવી લેવા એ કેટલાં માથાં પટકે છો" પરંતુ શરમની મારી એ એક અક્ષર પણ બોલી શકી નહી.

રાત્રે સુવા જતા પહેલાં મહિમને શું જોઈએ છીએ, એને શાની જરૂર છે, વિગેરે બંદોબસ્ત કરવા મહિમના ઓરડામાં રોજ જવાનો સુરેશે નિયમ રાખ્યો હતો. મૃણાલ હતી ત્યારે તો સતતમાં પણ એ વારંવાર મહિમના ખંડમાં આવતો જતો અને તેમ કરવાની જરૂર પણ હતી; પરંતુ હમણાં કેટલાક દિવસથી તો એ મહિમના ખંડમાં ભાગ્યેજ આવતો નહોતો. કાંઈ કામ હોય તો નોકર મારફતે ખબર કહાવે. માત્ર સાંજે થોડીવાર મહિમ પાસે જઈ આવતો. એના આવા નવિન આચરણથી અચલાને પણ નવાઈ લાગી. પરંતુ એ વિષયમાં

પોતાથી વગર પૂછે કશું બોલી શકાય તેમ નહોતું એટલે એણે મૌનજ સેવેલું હતું. પરંતુ આજે એ વાત મહિમે એને પૂછી એટલે એને કહેવું પડયું કે "આજકાલ એ વધારે વાર ઘરમાં રહેતાજ નથી. એનું શું કારણ હશે તે હું યે જાણતી નથી." મહિમે વિશેષ કાંઇ ન પૂછ્યું.

બીજે દિવસે સવારે અચલા દાદરેથી નીચે ઉતરતી હતી અને સુરેશ કાંઇ કામ માટે ઉપર જવા દાદરે ચૂઢતો હતો. એણે અચલાને જોઇ એટલે એ બાજુએ ખસી ગયો. અચલાને ખાતરી થઇ હતી કે હવે સુરેશ સર્વ રીતે પોતાનાથી વેગળોને વેગળો રહેવા માટે પ્રયત્ન કરે છે. એકવાર જે મન સુરેશના આવા આચરણની ઇચ્છા કરતું હતું તેજ મન અત્યારે એના આવા આચરણથી પીડિત થઇ ઉઠ્યું. સુરેશના મનમાં એકાએક ઘણું મોટું પરિવર્તન થઇ ગયું છે, હવે એની સાથે પોતાને કશો સંબંધ રહ્યો નથી, એ વાત ઉઠતાં બેસતાં, કામ કરતાં અચલાના હૃદયને પ્રત્યેક ક્ષણે પ્રજાળી રહી હતી. જે પ્રેમ એકવાર એના હૃદયમાં જન્મ પામીને વધતો ગયો હતો, તે પ્રેમ આજ જીર્ણ થયેલા વૃક્ષને જેમ પંખી ત્યાગી દે તેમ અચલાને ત્યાગી અન્યત્ર ચાલ્યો ગયો હતો. પોતાની જાતનો એ હજારો વાર તિરસ્કાર કરી રહી હતી, હજારો કટુ વેણો પોતાની જાતને સંભળાવી પોતાની લાંછના કરવા લાગી હતી; છતાં પોતાના મનમાં ઉદ્ભવ પામેલી વેદનાને એ જરાએ દૂર કરી શકી નહી. "હજુએ તારા અંતરમાં સુરેશ પ્રત્યેનો પ્રેમ છુપો છુપો ભરાઇ રહ્યો છે ખરૂંને?" એમ કહી કહીને એનું મન એને કાંટાની માફક વીંધી નાખતું. "એ વાત ખોટી છે, માનવા જેવી નથી" એમ કહી કહીને એ પોતાના મનને ફોસલાવવાનો પ્રયત્ન કરતી હતી. વળી એ મનમાંને મનમાં બોલતી કે "એવી અસંભવિત વાત બન્યા પહેલાંજ હું મરી

ફાંસો ઘાલીને મરી જાઉં." આવી રીતે એ મનનું હજાર વાતે સમાધાન કરવા લાગી છતાં પડછાયાની માફક એ શંકા એની પાછળને પાછળ લાગી રહી હતી; એનો કેડો મુકતી નહોતી. હરતાં ફરતાં એની એજ વાત એની નજર આગળ, તરવર્યાં કરતી હતી. આ વાત ભૂલી જવા માટે એણે ભગિરથ પ્રયત્ન કરવા માંડયો. ન્હાવા અને ખાવા શિવાય દિવસ અને રાત સર્વ સમય સ્વામીને મુકીને એ કોઇ ઠેકાણે જતી નહી. એટલુંજ નહી પણ જે ખંડમાં એ ઉઠતી બેસતી હતી, જે ખંડ એનો ગણાતો, ત્યાં પણ એ ફરકતી નહી. આમને આમ એણે કેટલાક દિવસ વ્યતીત કર્યા.

મહિમ હવે સારો થયો હતો. હવા ફેર કરવા જબલપુર જવાની વાતો ચાલી રહી હતી. અચલા સ્ટવ ઉપર પતિને માટે દૂધ ગરમ કરતી હતી. ઘડીએ ઘડીએ દૂધમાં ઉભરો આવ્યા કરતો હતો તેથી એનું લક્ષ દૂધ ઉપરજ હતું. મહિમ એકી ટસે એના સામું જોઇ રહ્યો હતો તેનો એને ખ્યાલ સરખો નહોતો; પરંતુ પતિએ દીર્ઘ શ્વાસ લીધો તેનો અવાજ એને કાને આવ્યો તેથી એણે જરા ઉંચું જોયું. પણ પાછી એ તો પૂર્વોક્ત કામમાંજ પ્રવૃત્ત થયેલી જણાઇ.

મહિમ થોડાબોલો હતો. એને ઝાઝી વાત કરવી ગમતી નહીં પણ આજ એ એકાએક નિઃશ્વાસ નાખતો બોલી ઉઠયો "અચલા, વાસ્તવિક રીતે મોટાં દુઃખ પડયા વિના મોટાં સુખ. નથી મળી શકતાં. મારૂં બળી ગયેલું ઘર થવાનું હશે તો ફરીથી થશે, હું ગુમાવેલું આરોગ્ય પણ પ્રાપ્ત કરીશ; પણ આ બધા કરતાંએ મને જે અમૂલ્ય વસ્તુનો લાભ થયો છે તે તો તું જ છું. આજ કાલ મને એવું લાગ્યા કરે છે કે તારા વિના આમાંથી એક દિવસ પણ રહી શકાશે નહીં."

અચલા ગરમ દૂધને વાડકીમાં ટાઢું કરતી હતી, એણે મુખ

ઉત્તર આપ્યો નહી. મહિમ થોડીવારે ફરી બોલ્યો "મૃણાલ અને સુરેશે મારી ચાકરી કરવામાં કશી કમી નથી રાખી; પરંતુ કોણ જાણે કેમ જ્યારે જ્યારે એ વાત મને યાદ આવે છે ત્યારે ત્યારે મારૂં મન અસ્વસ્થ થઇ જાય છે. મને એમ થાય છે કે એમને મેં કેટલું કષ્ટ આપ્યું? કેટલાં દુઃખી કર્યા? એમની દયાનો બદલો હું આ જીંદગીમાં કેવી રીતે વાળી શકીશ? પરંતુ આપણા બેનો સંબંધ તો ભગવાનને હાથે બંધાયલો છે, એટલે તારી સેવાનો બદલો મારે તને આપવો પડશે એવું મારા મનમાં કદી થતું નથી. તું તો મારી સેવા કરવા બંધાયલીજ હતીને?" એમ બોલતો બોલતો મહિમ હસી પડ્યો.

અચલા તો નીચું ઘાલીને દૂધ હલાવ્યાજ કરતી હતી; કશું બોલી નહી.

મહિમે કહ્યું "હજુ કેટલું ઠંડું કરવું છે? લાવો." તોયે અચલા કાંઇ બોલી નહી. નીચું ઘાલીને બેસીજ રહી. પહેલાં તો અચલાના આવા વર્તનથી મહિમ કાંઇક વિસ્મિત થયો પરંતુ તરતજ એનું કારણ એ કળી ગયો. અચલાની આંખમાં આંસુ ભરાઇ ગયાં હતાં. મહિમ એ ન જાણી જાય તેટલા માટે આંસુ છુપાવતી એ બોલ્યા ચાલ્યા વગર નીચું મુખ રાખીને બેસી રહી હતી.

---

## ૨૬ હવા ફેર માટે પ્રયાણ

સુરેશ હવે કેમ પોતાની પાસે આવતો નથી તેનું ચોક્કસ રીતે કારણ તો મહિમ ન જાણી શક્યો, પરંતુ કાંઇક અનુમાન તો કરી શક્યો હતો. આથી એના મનમાં જો કે ક્ષોભ થયો હતો છતાં એ ક્ષોભમાં આનંદનું પણ મિશ્રણ હતું.

આજનો આખો દિવસ એણે બારીએ બેસીનેજ વીતાવ્યો હતો. એની શય્યાથી થોડે દુર એક આરામ ખુરસી પડી રહેતી હતી. તે દિવસે મોડી રાત સુધી અચલા એ ખુરસીમાં પડી પડી ચોપડી વાંચ્યા કરતી હતી અને વાંચતાં વાંચતાં એને ઉંઘ આવી ગઇ એટલે આખી રાત એ ખુરસીમાંજ પડી રહી. બીજે દિવસે સવારે મહિમે જ્યારે એને બુમ પાડીને ઉઠાડી ત્યારે એ હાંફળી ફાંફળી ઉઠીને બેઠી થઇ. બારી ઉઘાડીને જોયું તો ખરેખર સવાર થઇ ગયેલું જણાયું.

મહિમ અચલાને કાંઇક કામ કરવાનું કહેવા જતો હતો પણ એટલામાં એ બોલતો બોલતો અટકી ગયો. અચલાના અંગ સામું જોઇને એ અજાયબીમાં ગરકાવ થઇ ગયો. અજાયબ થતો એ બોલ્યો "આ તેં શું ઓઢ્યું છે?"

પતિના આમ બોલવાથી આશ્ચર્ય પામતી અચલા પોતાના અંગ સામું જોવા લાગી. ખરેખર એ પણ દિંગ્મૂઢ બની ગઇ. એણે ઉંઘમાંથી ઉઠીને ધાડાધાડ કરીને વસ્ત્ર બદલ્યું હતું અને એક ઓઢી લીધું હતું. ઓઢેલું વસ્ત્ર સુરેશનું હતું. હવે એ સ્વામીના બોલવાનો ભાવાર્થ પુરેપુરો સમજી ગઇ. શરમથી, દુઃખથી એનું મુખ ફીક્કું પડી ગયું. સુરેશનું વસ્ત્ર શી રીતે અહીં આવ્યું હશે તેનો એણે બહુએ વિચાર કરી જોયો પણ એનો ઉકેલ એને ન જડ્યો. સંભારતાં સંભારતાં એને યાદ આવ્યું કે ગઇ કાલે રાત્રે "હું મારી શાલ પાથરીને થોડો ભાગ પગતળે દબાવી વાંચ્યા કરતી હતી અને વાંચતાં વાંચતાં ઉંઘી ગઇ હતી. ટાઢ વાવાથી હું જાગી ઉઠી ત્યારે આ વસ્ત્ર ત્યાં હતું."

એનું લજ્જાથી મ્લાન બની ગયેલું મુખ જોઇને સ્નેહ અને કૌતુકથી મહિમ હસી પડ્યો. એ બોલ્યો "એમાં શરમાવાનું શું છે

અચલા ? વખત છે નોકરથી ભુલમાં એ બદલ બદલ થઇ ગયું હશે. તારું સુરેશના ખંડમાં અને સુરેશનું તારા ખંડમાં આવી ગયેલું. કાલે સુરેશ અહીં આવ્યો હતો એટલે કદાચ એ પણ ભુલમાં મુકીને ચાલ્યો ગયો હોય અને રાતને વખતે ન ઓળખાવાથી તેં ઓઢી લીધું હોય. નોકરને બોલાવીને આ આપીને તારું મંગાવી લે."

"મંગાવું છું" એમ બોલીને અચલા ત્યાંથી ઉઠીને બહાર આવી અને પાસેના ખંડમાં જઇને થાકી ગએલી હોય તેમ બેસી ગઈ. હવે એને સર્વ વાતની સમજ પડી ગઇ. મોડી રાત્રે જ્યારે બધાંએ ઉંઘી ગયાં હશે ત્યારે સુરેશ કાંઇ પણ અવાજ કર્યા શિવાય આ ખંડમાં આવેલો અને અચલાને ભરી ટાઢમાં ખુરસી ઉપર ઉઘાડી ઉંઘતી દેખીને એ પોતાનું ઓઢવાનું વસ્ત્ર એને ઓઢાડીને ચાલ્યો ગયેલો. અચલાને હવે લેશ માત્ર સંશય રહ્યો નહી. એણે આંખ મીચી દીધી છતાં સુરેશની તૃષ્ણાભરી દષ્ટિ એને સ્પષ્ટ જણાવા લાગી. એ રોમાંચિત થઇ ઉઠી. એને લાગ્યું કે નક્કી મને જોવા માટે, મને યથેષ્ટ રીતે નીહાળવા માટે કોઇ ન જાણે તેમ એ રોજ રાત્રે અહીં આવતા હોવા જોઇએ."

જેમ જેમ એને આ વિચાર આવતા ગયા તેમ તેમ એની શરમની પરિસીમા ન રહી અને મનમાં ને મનમાં એ એને કુત્સિત ગર્હિત, અભદ્ર વિગેરે વિશેષણો લગાડી એનું મનોમય રીતે અપમાન કરવા લાગી. ગૃહસ્વામીએ અતિથી પ્રતિ આવી ચૌર્યવૃત્તિ આદરી તેને માટે પોતે ગૃહસ્વામીને કદીએ ક્ષમા કરશે નહી એવી એણે મનમાં ને મનમાં પ્રતિજ્ઞા કરી; પરંતુ આ અભિયોગમાં એનું મન એનાથી વિરુદ્ધ પડી ગયું. આવા વિચારોમાં એ સંમત ન થઇ શક્યું. ઉઠતાં બેસતાં એ મન એને કેમ વીંધી નાખતું હતું તે એને હવે સ્પષ્ટ રીતે સમજાયું.

કેદારબાબુનો બાલપણનો એક મિત્ર જબલપુરમા રહેતો હતો. તેણે લખ્યું હતું કે, "અહીંનાં હવા પાણી ઘણાં ઉત્કૃષ્ટ છે, જગ્યા પણ ઘણી સારી છે, મારૂં ઘર પણ ઘણું મોટું છે; માટે મહિમ ભલે અહીં આવીને એમની ઇચ્છામાં આવે ત્યાં સુધી રહે."

કેદારબાબુએ પોતાના મિત્રનો પત્ર આવ્યો તે વાત મહિમને કરી અને કહ્યું કે "માઘ મહિનો પુરો થવા આવ્યો છે અને હવે મુસાફરીનો પરિશ્રમ વેઠવા જેટલી તમારામાં શક્તિ પણ આવી છે; માટે હવે હવાફેરને સારૂ બહાર ગામ જવામાં વિલંબ કરવા જેવો નથી." કેદારબાબુ પોતાની જુવાનીમાં એકવાર જબલપુર ગયા હતા. તેની સ્મૃતિ એમને હજુ રહેલી હતી, તેથી મોટા ઉલ્હાસમાં આવી જઇને જબલપુરનાં વખાણ કરતાં કરતાં એ બોલ્યા "જો જગદીશની સ્ત્રી જીવતી હશે તો એ મહિમની માના જેટલી કાળજી રાખશે. વળી આ બાને એ દેશ પણ જોવાશે." મહિમ આ બધું સાંભળતો હતો પણ એણે કશો ઉત્સાહ બતાવ્યો નહી. પતિનો નિરુત્સાહ અચલાના ધ્યાનમાં આવી ગયો. કેદારબાબુ આટલું કહીને ચાલ્યા ગયા એટલે ધીમે રહીને અચલાએ મહિમને પૂછ્યું 'જબલપુર છે તો ઘણી સારી જગ્યા, કેમ તમારી જવાની ઇચ્છા નથી થતી?"

મહિમે કહ્યું "તમને બધાને એમ લાગે છે કે હવે હું ઘણો સારો થઈ ગયો છું, પણ વસ્તુતઃ તેવું નથી. હજુ મને ઠીક લાગતું નથી, તેમ હું હવે કોઇ દિવસ પણ ખરેખરો સાજો થઇ જઇશ એવી મને આશાએ નથી."

"ત્યારે એટલા માટેજ ડોક્ટર કહે છે ને કે હવાફેર કરવા જાવ. એકવાર સ્થાન ફેર અને હવાફેર થશે એટલે તમને ઘણું સારૂં લાગશે."

"તે તો કોણ જાણે. પણ મારી આ સ્થિતિમાં પારકા ઉપર ભારરૂપ

રાખી સ્વર્ગે પહોંચવાની મને આશા નથી. અચલા, બહારથી હું સારો દેખાતો હઇશ પણ હજુ મને પોતાને ઘણી અશક્તિ લાગે છે. જો તું મારી પાસે નહી હોય તો હું વધારે દિવસ નહી જીવી શકું." બોલતાં બોલતાં મહિમ ગળગળો થઇ ગયો.

અચલા પાસેથી અત્યાર સુધીમાં મહિમે કશાની ઇચ્છા કરી નહોતી. કોઇપણ વાર પોતાનું દુઃખ વ્યક્ત કર્યું નહોતું. આજે તે આકુલ મુખે અચલા પાસે ભિક્ષા માગી રહ્યો હતો એટલે અચલાના હૃદયમાં જેટલો સ્નેહ, જેટલી કરુણા, જેટલું માધુર્ય અત્યાર સુધીમાં એકઠું થઇ રહ્યું હતું–રૂંધાઈ ગયું હતું તે તમામે આજે પોતાનો માર્ગ શોધી લીધો. અચલાથી વધારે વાર પતિ પાસે ન બેસી શકાયું. હર્ષના આવેશમાં પોતાથી કાંઇક થઈ બેસશે એ ભયે આંખમાં આવેલાં આંસુ લુછતી લુછતી ઉઠીને એ એકદમ બહાર ચાલી ગઇ. મહિમ હતબુદ્ધની માફક કેટલીએ વાર સુધી ઉઘાડા બારણા તરફ આશ્ચર્યચકિત થઇને એકીટશે જોઇ રહ્યો, પછી ધીમે ધીમે સુઇ ગયો. ત્યાર પછી તે દિવસે પતિ પત્ની વચ્ચે એ સંબંધી કાંઈ વાતચીત થઇ નહી.

બીજે દિવસે અચલા હાથમાં ટેલીગ્રામ લઇને મહિમ પાસે આવી અને હસતી હસતી કહેવા લાગી " જગદીશબાબુએ આ આપણા તારનો જવાબ આપ્યો છે. એમના બંગલા પાસે જ આપણે માટે એમણે એક નાનું ઘર રાખ્યું છે."

મહિમ અચલાના કહેવાનો ભાવાર્થ ન સમજી શક્યો તેથી એણે પૂછ્યું " એનો શો અર્થ ?"

" મારા પિતાજીના એ મિત્ર છે એટલે તમે એકલા જવાના હોત તો તો એમના ઘરમાં જ રહેવા વિગેરેની સવડ કરવાની હતી;

પણ હવે કાંઈ બે જણનો ભાર એમને માથે નખાય ? તેથી કાલે મેં પિતાજી પાસે જુદું ઘર રખાવવા એમને તાર કરાવ્યો હતો. એ તારનો આ જવાબ છે." એમ કહીને તારનું પરબીડીયું અચલાએ મહિમના બીછાના ઉપર મુક્યું.

મહિમ એ પરબીડીયું હાથમાં લઇને આડો પડતો બોલ્યો "ઠીક." એણે જાણ્યું કે અચલા પોતાની ખુશીથી સાથે આવવા માગે છે. પરંતુ કાલની વાત એને સાંભરી આવી. હજુ એ વાતની એને પુરી સમજણ પડી નહોતી એટલે એ બાબતમાં એણે વધુ કાંઇ ન કહ્યું.

હવે અચલા જવાની પુરજોસથી તૈયારીઓ કરવા લાગી. જ્યારે પોતાની તમામ જોઇતી વસ્તુઓ એ બાંધવા લાગી તે જોઇને કેદારબાબુ બોલ્યા " બેટા, તું ન જાય તો ન ચાલે ?"

અચલાએ પિતાના સામું જોઇને પ્રતિપ્રશ્ન કર્યો "કેમ પિતાજી ?"

હજુ મહિમની પ્રકૃતિ જોઇએ તેવી સુધરી નહોતી એટલે એના આરોગ્યની ખાતર પુત્રી એના પતિ સાથે ન જાય તો સારું એવી કેદારબાબુની ઇચ્છા હતી. પરંતુ કન્યાને એ બાબત પિતા સ્પષ્ટ રીતે ન કહી શકે તેથી એ એને ખરું કારણ કહેતાં શરમાયા. બીજું કારણ આગળ ધરીને કહ્યું " જોને બેન, ત્યાં કાંઇ બહુ દિવસ રહેવાનું નથી. વળી જયદીશબાબુને ઘેર એમને કોઇ જાતની અગવડ પણ વેઠવી પડે તેમ નથી. ત્યારે થોડા દિવસ માટે શું કામ વધારે ખર્ચ કરવો ?"

અચલા પિતાની ખાતર ઇચ્છા ન સમજી શકી એટલે એણે એમને પૂછવું [illegible]

"ના ના, મહિમે તો કશું નથી કહ્યું. એ તો મારા મનથી હું વિચાર કરું છું–"

"એ બાબતનો તમે કશોયે વિચાર ન કરશો પિતાજી. એ બધું હું સમાલી લઇશ." બોલતી અચલા પાછી પોતાના કામમાં પરોવાઇ ગઇ. બીજે દિવસે એણે પોતાના કેટલાક અલંકારો છાના-માના વેચી દઇને મુસાફરી ખર્ચ માટે રોકડા રૂપીઆ તૈયાર કરી દીધા.

ફાગણ અધવારતાં જબલપુર જવાનું નક્કી થયું હતું, પણ સુરેશની ફોઇબાએ પુરોહિતને બોલાવીને મુહૂર્ત જોવડાવ્યું તેમાં ફાગણના પહેલા અઠવાડીઆમાં પ્રસ્થાન કરવાનું નક્કી થયું. બધાંને એ મુહૂર્ત કબુલ રાખવું પડયું.

જવાના બે દિવસ બાકી રહ્યા એટલે અચલાના મનને ખરે-ખરી ચટપટી થવા લાગી. થોડા દિવસ એ સાસરે રહી આવી તે શિવાય કલકત્તા છોડીને એના અત્યાર સુધીના જીવનમાં એ કોઇ સ્થળે ગઇ નહોતી. હજુ સુધી એણે પશ્ચિમનું તો મોઢું પણ દીઠું નહોતું. લોકોને મોઢે એણે પશ્ચિમની કીર્તિ સાંભળેલી. ત્યાંનાં વન, જંગલ, પહાડ, પર્વત, નદી, જળધોધ વિગેરે જોવા લાયક છે એવુ પણ એણે સાંભળેલું, પરંતુ એ દેશ નજરે જોવાની એણે કોઇ દિવસ કલ્પના કરેલી નહી. ત્યાંની નવાઇઓ પોતાની નજરે જોવા એ આ પહેલીવાર જ જતી હતી. એને વિચાર આવતા હતા કે "હું એમનાં તમામ કાર્યોમાં એમની સહાયકારિણી બની રહીશ, સાચી ગૃહિણી તરીકે એમની સેવા કરીશ અને એમનું આરોગ્ય પાછું મેળવીશ. ત્યાંનાં હવાપાણી જો એમને માફક આવી જશે અને ત્યાંનો જીવનક્રમ જો ખર્ચાળ નહી હોય તો

ત્યાં જ ઘર માંડીને રહેવું." આ પ્રમાણે એ સુખના મનોરથો રચી રહી હતી તેમાં વળી એને પતિનું કથન યાદ આવ્યું. એના સિવાય સ્વામી સ્વર્ગમાં પણ રહેવા ખુશી નથી એ વિચારે તો એનું મન હર્ષમાં નાચવા લાગી ગયું. અત્યારે એના મનમાં કશોયે ક્ષોભ નહોતો, કાંઇ પણ કિલ્મિષ નહોતું. એના અંતરની ગ્લાનિ ધોવાઇ ગયેલી હતી, એનું હૃદય ગંગાજળ જેવું નિર્મળ અને પવિત્ર બની ગયું હતું. આજે એનું મન એવી ઇચ્છા કરી રહ્યું હતું કે જતા પહેલાં એક વાર મૃણાલને મળું, એને ઉલટભેર ભેટું અને જાણે-અજાણે મારાથી જે અપરાધો થઇ ગયા હોય તેની હું એની પાસે ક્ષમા માગું. બેન જેમ ભાઇને માટે જીવ બાળે તેમ સુરેશને માટે પણ આજે એનો જીવ બળતો હતો. શરમને લીધે એ એને દેખાડ નહોતી દેતી. પણ જતા પહેલાં એની પણ અંતઃકરણપૂર્વક ક્ષમા માગવા એનું મન તત્પર થઈ રહ્યું. પરંતુ સુરેશ કાલનો ઘેર આવ્યો નહોતો.

જવાને દિવસે સવારેથી ઝરમર ઝરમર વરસાદ પડ્યા કરતો હતો. ગાંસડાં પોટલાં બંધાતાં હતાં, તેને સ્ટેશન ઉપર રવાના કરવાની ગોઠવણો થતી હતી. ટીકીટો પણ લેવાઇ ગઈ હતી. અચલાને માટે પણ સેકન્ડ ક્લાસની ટીકીટ લેવાનું નક્કી કર્યું હતું. પણ એણે આગ્રહપૂર્વક મહિમને કહ્યું કે "તમારે પૈસા ફેંકી દેવા હોય તો મારે માટે 'સેકન્ડ' ક્લાસની ટીકીટ લેજો. હું તો સાજી છું. સશક્ત છું. વળી મોટા મોટા લોકોનાં બૈરાં પણ ઇન્ટરમાં બેસે છે તો પછી મને ઇન્ટરમાં બેસવાનો શો વાંધો હોય? હું તમને વધારે નાણું નહી જ ખરચવા દઉં." આખરે એને માટે ઇન્ટર ક્લાસની ટીકીટ લેવાઇ.

બે દિવસથી સુરેશ દેખાતો નહોતો પણ આજે સવારે કાંતિ દુર્ભાગ્ય કે ગમે તે કારણે એ પોતાના વાંચનગૃહમાં બેઠેલો હતો. એના આનંદહીન વાંચનગૃહમાં વસંતના વાયુની પેઠે અચલાએ પ્રવેશ કર્યો અને પોતાના કંઠમાં આનંદ અને મધુરતાનો યોગ મેળવીને એ બોલી " સુરેશબાબુ, આ જન્મમાં તમે હવે શું મારું મુખ નથી જોવા માગતા ? એવો તે મેં તમારો શો મોટો અપરાધ કર્યો છે, કહો જોઇએ ?"

સુરેશ પત્ર લખતો હતો. એણે જરા ઉંચું જોયું. મહિમનું ઘર બળી ગયું તે દિવસે સુરેશનું મુખ જેવું વિવર્ણ, શીઆળીઆ થઇ ગયું હતું તેવુંજ અત્યારે પણ વિવર્ણ થઇ ગયેલું અચલાએ દીઠું ! એ મુખ જોઇને એને કંપારી વછુટી. વસંતનો વાયુ પલટાયો. એ શું કહેવા આવી હતી તે પણ ભુલી ગઈ. એ ઉદાસ બની બોલી " પ્રકૃતિ ઠીક નથી સુરેશ બાબુ ! મને તો કોઇએ કહ્યું નહી કે તમારી તબીઅત નરમ છે. "

સુરેશ નીચે મુખે પાસે પડેલી ચોપડીનાં પાનાં ઉથલાવતો ઉથલાવતો બોલ્યો " નારે, મને કાંઇએ થયું નથી. મારી પ્રકૃતિ સારી છે. આજેજ જાવ છો ને ? બધું તૈયાર થઈ ગયું ? હવે તમે બહાર ગામ જશો એટલે તમારી ગેરહાજરીસ્તો. " અચલાએ કાંઇ જવાબ દીધો નહી એટલે સુરેશ અજાયબ થતો ઉંચું જોઇ રહ્યો. અચલાની બન્ને આંખોમાં આંસુ ભરાઇ ગયાં હતાં. ટપટપ કરતાં અશ્રુબિંદુ નીચે પડવા લાગ્યાં. સુરેશની નાડીઓમાં વહેતા લોહીનો વેગ વધી ગયો પરંતુ પોતાની સઘળી શક્તિ એકત્ર કરીને એણે મનને વશમાં રાખ્યું.

લુગડાથી આંસુ લુછતી ધીરે અવાજે અચલા બોલી

" તમારું શરીર સારું નથી સુરેશ બાબુ ? ત્યારે તમે પણ અમારી સાથે ચાલોને ? "

સુરેશે ડોકું ધુણાવીને " ન " એટલુંજ કહ્યું.

" ના ' તમારે માટે—" અચલાનું વાક્ય પુરું ન થયું. એ આગળ બોલવા જતી હતી તેટલામાં બહારથી નોકર " બાબુ તમારી ચા—" એમ બોલતો બોલતો પડદો ખસેડીને અંદર આવતો હતો એટલે બીજી જ ક્ષણે અચલા આડું જોઇને ત્યાંથી બહાર ચાલી ગઇ.

કલાકેક પછી એ પતિના ખંડમાં ગઇ. મહિમે પૂછ્યું " સુરેશ બે ચાર દિવસ થયાં ક્યાં જાય છે એ તું જાણે છે ? ફોઇબાને પણ કાંઇ કહી જતો નથી. શું આજે પણ એ મને દેખા નહી દે ? "

અચલાએ ધીમે રહીને કહ્યું " આજે તો એ ઘરમાંજ છે." " ના, હમણાંજ મને પેલો કહી ગયો કે એ તો સવારમાં જ બહાર નીકળી ગયા છે. "

અચલા ચુપ રહી. " હમણાંજ હું એમને મળીને આવી. એમની પ્રકૃતિ ઘણી અસ્વસ્થ છે. એમણે તમારા જીવનની રક્ષા કરી છે તો એમને પણ આપણી સાથે લઇ લો. હવે એમનો ભય નથી. લજ્જીત બની ગયેલીને સંશયની નજરે જોઇ વધારે લજ્જીત ન બનાવો. " અચલાનું અંતર આ પ્રમાણે બોલી રહ્યું હતું પરંતુ એની જીભ એક ઉચ્ચાર સરખો કરી શકી નહી; તેમ પતિની આંખ સાથે આંખ મેળવવાની પણ એ હિંમત કરી શકી નહી, [illegible]માની કામમાં વળગી.

સ્ટેશનપર જવાને માટે હવે વખત થયો હતો. નીચેથી કેદારબાબુ

હાંક મારી રહ્યા હતા. નોકરો પોટલાં ગાડીમાં મુકતા હતા. સુરેશ શું કરતો હતો તે કાંઇ સમજાયું નહી, તેમ એના સંબંધી કોઈ કાંઇ બોલવાનું સાહસ પણ કરી શક્યું નહી.

કેદારબાબુ પુત્રી પાસે આવ્યા અને એને માથે હાથ મુકીને એ સ્નેહાર્દ્ર સ્વરે બોલ્યા "બેટા, સતી લક્ષ્મી થજે. તારી માતાને પગલે ચાલજે. હું તો વૃદ્ધ થયો છું એટલે ભુલકણો થયો છું. અજાણતાં મારાથી તને કઠોર વચનો કહેવાઇ ગયાં હશે પણ તે વાત મનમાં લાવી તું ખોટું ન લગાડીશ." વૃદ્ધ બોલતાં બોલતાં ગળગળા થઇ ગયા અને ત્યાંથી એ ખસી ગયા.

મહિમ ગાડીમાંથી નીચે ઉતરી આવ્યો અને અચલાને બાજુમાં લઈ જઇને છાનુ માનું કહ્યું "એ પછી મને તો મળ્યોજ નહી. મારે એને એક વાત કહેવી છે તેને માટે હું એની બે દિવસથી રાહ જોઉં છું." પિતાનાં સ્નેહભર્યાં વેણુથી અચલાની આંખમાં પણ આંસુ આવી ગયાં હતાં, એટલે મહિમને ડોકું ધુણાવીને એણે "ના" એટલુંજ કહ્યું.

બારણામાં ફોઇબા ઉભાં હતાં. અચલાએ પૂર્ણ ભક્તિભાવવડે એમને પ્રણામ કર્યા અને એમની ચરણરજ માથે ચઢાવી. ફોઇબા ગદ્‌ગદ્ કંઠે એને સ્નેહભાર્યા આશીર્વાદ આપવા લાગ્યાં. "બેટા, તારો ચાંલ્લો ચુડો અખંડ રહેજો. પતિને સંપૂર્ણ રીતે સારા બનાવીને તમે બન્ને વહેલાં પાછાં આવજો."

"ફોઇબા, તમારો આશીર્વાદ સૌથી ઉત્તમ છે. હું એ આશીર્વાદ માથે ચઢાવું છું." એટલું બોલીને આંસુ લુછતી લુછતી અચલા ગાડીમાં જઇને બેઠી. પુત્રીના ઉપલા શબ્દો કેદારબાબુને કાને પડયા. પોતે પુત્રી ઉપર વહેમ ખાતા હતા પણ તે વહેમ ખોટો છે એમ તેની પુત્રીના શબ્દોએ ખાતરી કરી આપી એટલે પોતે પુત્રીને અન્યાય કર્યો છે એમ લાગવાથી એમને મરવા જેવું થઇ પડયું.

## ૨૭ આ જંકશન સ્ટેશન !

હાઉરા સ્ટેશનથી પશ્ચિમ તરફ જવાની ગાડી આવવાને દસેક મિનીટની વાર હતી. ઝરમર ઝરમર વરસાદ આજે બીલકુલે બંધ રહ્યા વિના વરસ્યાજ કરતો હતો. લોકોના કાદવવાળા પગથી આખા પ્લેટફોર્મ ઉપર કાદવ કાદવ થઈ ગયો હતો. પેસેન્જરો પ્લેટફોર્મ ઉપર ભારે દોડા દોડી કરતા ભીડ મચાવી મુકતા હતા. એટલામાં અચલાએ હાથમાં એક મોટી બેગ લઇને સુરેશને આવતો દીઠો.

કેદાર બાબુએ એને આમ ઓચીંતો દીઠો એટલે વિસ્મય પામતા ચિંતાતુર બનીને એ બુમ પાડી ઉઠયા " કોણ સુરેશ ? તમે કયાં જાવ છો ? "

સુરેશે કેદાર બાબુને બદલે અચલાને જવાબ આપ્યો " તમારી સલાહ અને આમંત્રણની અવગણના કરી શકાય તેમ નથી. આજે સવારે તમે મને મળવા ન આવ્યાં હોત તો મારૂં શરીર આટલું બધું બગડી ગયું છે તે હુ ન જાણી શકત. ચાલો, હું તમારે ત્યાં અતિથી થઇને થોડાક દિવસ રહીશ. હું ધારૂં છું કે એટલામાં મારી પ્રકૃતિ સુધરી જશે. ખરૂં કહું છું મ—" સુરેશને વચમાંજ બોલતો અટકાવીને મહિમ બોલી ઉઠયો "ઘણુંજ ઉત્તમ! ઘણુંજ ઉત્તમ ! સુરેશ, વળી સ્થળ નવિન છે એટલે મને તો તારી મદદ પણ મળશે." એમ કહીને એ અચલા સામું જોઈ રહ્યો. પછી બધા સાંભળે એમ તાણીયો એણે અચલાને કહ્યું " ત્યારે તેં મને કેમ વાત ન કરી ! જેના આરોગ્યને માટે તને આટલી બધી ચિંતા હતી, અને આજે સવારે તમે બન્ને જણાએ જે વિષય ઉપર વાતચીત કરી તેને માટે તેં મને ઇસારો સરખોએ ન કર્યો ? આવી ચોરી રાખવાનું શું પ્રયોજન હતું અચલા ?"

અચલા શો જવાબ આપે ? મોઢું ફેરવીને એ આડું જોઇ રહી હતી. સુરેશ મૂઢની માફક થોડીવાર ઉભો થઇ રહ્યો પછી કાંઇક ઉત્તેજીત થઇને બોલ્યો "ચાલો ચાલો, ગાડી આવી પહોંચી. એ બધી વાતો ગાડીમાં બેઠા પછી કર્યા કરીશું. ચાલો કેદારબાબુ." એમ કહીને જાણે એ સર્વને ઠોકરે મારતો હોય તેમ સીધોને સીધો ચાલવા લાગ્યો.

કેદારબાબુ ચુપ થઇ ગયા હતા. એમણે મહિમને ગાડીમાં બેસાડ્યો, પછી અચલાને સ્ત્રીઓના ડબ્બામાં લઇ જઇને બેસાડી. ગાડી ઉપડતી વખતે સુરેશ કેદારબાબુને નમસ્કાર કરીને મહિમની જોડે જઇને બેઠો. મહિમે કહ્યું "ચાલો, તું સાથે છે તે ઠીક થયું. હવે માર્ગમાં કશું દુઃખ પડશે નહી. સ્ત્રીઓનો ડબ્બો જરા આઘો છે એટલે વચ્ચે વચ્ચે ઉતરી ખબર લઇ આવજે."

કેદાર બાબુ મહિમને ચેતાવવા માટે બોલ્યા "પહોંચો કે તરત પત્ર લખી દેજો હોં, ભુલશો નહી. તમારો કાગળ નહી આવે ત્યાંસુધી મને નીરાંત નહી વળે." એમ બોલતાં આખમાં આંસુ સાથે એ ત્યાંથી વિદાય થયા. એમનું વિષાદપૂર્ણ વીલું મુખ અને સ્નેહાર્દ્ર સ્વર ઘણીવાર સુધી બન્ને મિત્રોના હૃદયમાં ઘંટડીની માફક રણકો કરી રહ્યાં હતાં.

ગાડી ઉપડી એટલે શરદી ન લાગી જાય માટે મહિમ માથે કામળી ઓઢીને સુઇ ગયો. સુરેશ એની પાસે બેસી રહ્યો હતો. આજે એની આંખ સ્વાભાવિક નહોતી લાગતી. એના અભ્યંતરમાં એક મોટો અગ્નિકાંડ ચાલી રહ્યો હતો. નહી તો એની આંખમાંથી એવું અસ્વાભાવિક તેજ ન નીકળે.

જે ગાડીમાં એ બેઠાં હતાં તે લોકલ પેસેન્જર ટ્રેન હતી એટલે બધાંએ સ્ટેશને ઉભી રહેતી રહેતી જતી હતી. ધીમો ધીમો વરસાદ

અવાજ કરતો હતો. એક મોટા સ્ટેશને ગાડી આવીને ઉભી રહી. મહિમેં કામળીમાંથી મોઢું બહાર કાઢીને કહ્યું " સુરેશ, કેમ બેસી રહ્યો છું ? સુઈ રહેને. "

સુરેશે ચમકીને કહ્યું " હા, સુઇ રહું છું. "

સુરેશના ચમકાટમાં મહિમને કાંઇક અસંગતપણું લાગ્યું તેથી એ વિસ્મય પામ્યો. સુરેશે પોતાથી છાનો કાંઇ અપરાધ કર્યો છે અને તે અપરાધ જાહેર જઇ જવાના ભયે એ બીતો ને બીતો રહે છે એવીજ કાંઇક કલ્પના મહિમના મનમાં રમ્યા કરતી હતી.

સુરેશે મહિમને પૂછ્યું " તું તો ઉંઘતો હતો. ચમકીને જાગી ઉઠયો ? "

મહિમે કહ્યું " હા. "

પરંતુ સુરેશનો આ અનાવશ્યક પ્રશ્ન મહિમને ન રૂચ્યો.

સુરેશે પૂછ્યું " એમને કાંઇ જોઇએ કરીએ તેની તપાસ કરી આવું ! "

" વરસાદ વરસે છે ને ! "

" કાંઇ નહિ, હમણાં તપાસ કરીને પાછો આવતો રહું છું. " એમ કહીને સુરેશ ગાડીનું બારણું ખોલીને હેઠે ઉતર્યો અને સ્ત્રીઓના ડબા પાસે ગયો. અચલાની જોડે એનીજ ઉમરની એક સ્ત્રી બેઠી હતી તેની સાથે અચલા વાત કર્યાં કરતી હતી. સુરેશને જોઇને પેલી સ્ત્રીએ જરા આડું જોયું. અચલાએ બહાર જોયું એટલે સુરેશે એને પૂછ્યું " કેમ કાંઇ જોઇએ છીએ ? "

અચલાએ કહ્યું " ના; શું કામ આવ્યા ! વરસાદમાં પલળી જશો, જાવ. " એમ બોલતી એ બારી આગળ આવી અને મધુર

કંઈ બોલી “ મારી તમે કાંઇ ચિંતા ન કરશો. એમની સંભાળ રાખજો અને એમને જોઇએ તે આણી આપજો. ”

સુરેશે કહ્યું “ એની તમે કાળજી ન રાખશો. તમારે ખાવાનું ચા, પાણી વિગેરે કાંઇ જોઇએ છીએ ? ”

અચલા હસતી હસતી બોલી “ નારે ના, મારે તો કશુંયે જોઇતું નથી. પણ તમે પાછા વરસાદમાં પલળશો તો તમને શરદી થઇ જશે ને માંદા પડી જશો. ”

સુરેશ પલકવાર અચલાના મુખ સામું જોઇ રહ્યો બાદ્ની નીચું જોઇને એ બોલ્યો “ કેટલાએ દિવસથી હું તો એ માગું જ છું; પણ હું એવો દુર્ભાગી છું કે મંદવાડ પણ મારાથી દૂર ભાગે છે. ”

આ સાંભળીને અચલા એવી શરમાઇ ગઇ કે શરમથી એના કાન પણ લાલ લાલ થઇ ગયા. પરંતુ સુરેશથી પોતાના મુખનો ભાવ છુપાવવા એણે પોતાના મુખ ઉપર કર્ત્રિમ હાસ્ય લાવીને કહ્યું “ સારૂં, હવે તમે અહીંથી જાવ. ”

ગાડી ઉપડવાનો ઘંટ વાગ્યો. સુરેશ કાંઇક બોલવા જતો હતો પણ બોલ્યા વિનાજ એ ત્યાંથી જવા આગળ ડગ ભરવા લાગ્યો; પરંતુ એણે ઓઢેલા ઉપવસ્ત્રનો છેડો અચલાના હાથમાં હતો, તે ખેંચાયાથી એ ઓચીતો ઉભો રહ્યો. અચલા હસી પડી અને ધીમે રહીને એને કહેવા લાગી “ મેં તમને અમારી સાથે આવવાનું કહ્યું હતું એ વાત તમે કેમ બધાના દેખતાં કહી દીધી ? એમ કરીને તમેં મને બધામાં છોભીલી પાડી દીધીને ? ”

સુરેશ પણ પોતાની ભુલ સમજ્યો હતો તેથી એ મનમાંને મનમાં પસ્તાવો તો કરીજ રહ્યો હતો; એટલે કરૂણાજનક સ્વરે એ બોલ્યો “ મારાથી અજાણતાં એ અપરાધ થઇ ગયો, અચલા. ”

અચલાને એ જવાબથી સંતોષ ન થયો એટલે તપી જઇ એ બોલી. "અજાણતાં શાનો ? બધાંનાં દેખતાં મને ભોંઠી પાડવાનોજ તમારો પ્રયત્ન હતો."

ટ્રેન ચાલવા લાગી. પ્રત્યુત્તર આપવાનો હવે સુરેશને સમય નહોતો. અચલાએ સુરેશનું ઉપવસ્ત્ર હાથમાંથી છોડી દીધું અને એ ઉતાવળે પગે ચાલવા લાગ્યો. પરંતુ અચલા બારીમાંથી ડોકું બહાર કાઢીને એને જોઇ રહી હતી. તેજ વખતે એણે મહિમને બારીની બહાર ડોકું કાઢીને પોતાના ડબ્બા તરફ ધારી ધારીને જોતા જોયો. અચલા તરતજ બારીમાંથી પાછી ફરી. એનું કાળજું ધડકી ઉઠયું હતું. એના વિચારની શ્રેણિ અન્ય દિશામાં વળી અને એ ભાન ભુલી બનીને પોતાની જગ્યાએ બેઠી. પેલી રમણીએ એને પૂછયું "હું ધારૂં છું કે આ આવ્યા હતા એજ તમારા બાબુ ખરૂંને ?"

અચલાનું ચિત્ત અત્યારે ઠેકાણે નહોતું એટલે પેલી રમણીએ શું પૂછયું તે સમજ્યા વિનાજ માત્ર "હા" એટલું કહીને બારીની બહાર એ શૂન્ય દૃષ્ટિએ જોઇ રહી. સુરેશ જે વખતે એની પાસે આવ્યો તે વખતે પેલી રમણી સાથે એ કાંઇક વાત કરતી હતી, તે અધુરી મુકીને એ સુરેશ સાથે વાત કરવા ગઇ હતી. તે અધુરી રહેલી વાતને પુરી કરવામાં અત્યારે એનું ચિત્ત ન ચોંટયું.

ટ્રેન તો પાછી પુર જોસમાં ચાલવા લાગી. એક પછી એક સ્ટેશનો આવી આવીને જવા લાગ્યાં. ત્યારે કેટલીકવારે એના મનનો ક્ષોભ મટયો. એનું મુખ જરા પ્રશાંત બન્યું એટલે એણે પેલી રમણી સાથે પાછો વાર્તાલાપ શરૂ કર્યો. કલાક પહેલાં જે લજ્જાભાવ એને મુંઝવી રહ્યો હતો તે ભાવ અત્યારે એના મનમાં બીલકુલ રહ્યો નહોતો.

પાછું એક મોટું સ્ટેશન આવ્યું. સુરેશ ખાનસામા [illegible]

બીજી ખાદ્ય સામગ્રી ઉંચકાવીને અચલાના ડબા પાસે આવ્યો. અચલાએ સુરેશે આણેલ ચીજોનો સ્વીકાર કરીને સ્નેહ દાખવતાં કહ્યું . "મારે માટે આટલી બધી તસ્દી લેવાનું તમને કોણે કહ્યું, કહોતો? તમારા મિત્રરત્નેને ?"

અચલા સારી રીતે જાણતી હતી કે આવી બાબતોમાં સુરેશ કોઇના કહેવાની રાહ જુવે એવો નહોતો, છતાં એનું આટલું હાસ્ય કર્યા વિના એ ન રહી.

સુરેશ મોઢું મલકાવતો ત્યાંથી પાછો જતો હતો. પરંતુ અચલાએ એને પાછો બોલાવ્યો. હજુએ એના મુખ ઉપર હાસ્ય વિલસી રહ્યું હતું. સુરેશના મલકાતા મુખડાને જોઇને અચલાનું મુખ પણ મલક મલક થઈ રહ્યું; એ લાજાળ બની ગઇ. મધુરા હાસ્યે અચલાના વદનમંડળમાં મનોરમ અને મનોહર રંગ પુરી દીધા. સુરેશ તો એના વદનમંડળની :લખલખી રહેલી અનુપમ કાન્તિનું અનિમિષ લોચને પાન કર્યા કરતો હતો.

અચલાએ સુરેશને પોતાના સ્વામીની ખબર પૂછવા પાછો બોલાવ્યો હતો. "એમને ગાડીની મુસાફરીથી દરદ તો વધતું નથીને? એમને કાંઇ જોઇએ છીએ ?" આવા આવા કેટલાક પ્રશ્નો સુરેશને પૂછવાનું એને મન હતું પણ હવે એમાંનું કાંઈ પૂછવાની એનામાં શક્તિ રહી નહી. માત્ર એણે એટલુંજ પૂછ્યું "અમારે અલ્હાબાદ ગાડી બદલવી પડશે ? રાતે કેટલે વાગે ત્યાં પહોંચાશે ? જરા તપાસ કરીને કહી જશો ?"

"હા" એમ કહીને સુરેશ ત્યાંથી ચાલ્યો ગયો.

અચલા પાછી પોતાની જગ્યાએ આવી અને જોયું તો પેલી રમણી પહેલાં બેઠી હતી ત્યાંથી દૂર જઇને બેઠેલી હતી. એ કેમ દૂર

જાઇને બેઠી હતી તે અચલા સમજી ગઇ હતી એટલે એણે એને પૂછ્યું "તમારા ઘરમાં કોઈ ચા રોટી નથી લેતું?"

રમણીએ હસીને વિવેકસર જવાબ આપ્યો "અરે બેન, એવી ચીજોથી કોનું ઘર મુક્ત રહી શક્યું છે? એ તો બધાંયે ખાય."

"ત્યારે કેમ તમે મારાથી સુગાઇને આટલાં બધાં દૂર જઈને બેઠાં?"

રમણી શરમાઇ જઇને બોલી "નારે બેન, સુગાઇને નહી. જો કે પુરૂષો તો બધુંએ ખાય છે, પણ મારા સસરાને આ બધું પસંદ નથી. વળી અમારા ઘરમાં બૈરાંને તો—"

એકવાર નજીવી બાબતમાં અચલાને મૃણાલ સાથે ટંટો થઇ ગયો હતો છતાં તે દિવસે એણે પોતાનું જ ધાર્યું કર્યું હતું. આજે પોતાની અંતર્જવાલાઓને લઇને તે વાતનું એને વિસ્મરણ થઇ ગયું હતું. તેવામાં રમણીની ઉપલી વાત સાંભળીને એને એકદમ કાંઇક સાંભરી આવ્યું અને તેને અધવચ જ બોલતી અટકાવીને એ બોલી ઉઠી "તમને વટાળવા કે ધર્મભ્રષ્ટ કરવા હું નથી માગતી. તમે નીરાંતે તમારી જગ્યાએ આવીને બેસો." એમ કહીને એણે સુરેશે ખાનસામા પાસે ઉંચકાવી આણેલી ચા અને ખાવાની ચીજો આંખના પલકારામાં બારીની બહાર ફેંકી દીધી. પેલી બીચારી રમણી તો આ જોઇને પુતળાની માફક સ્તબ્ધ બની ગઇ.

વરસાદ જો કે થોડીવારથી બંધ રહ્યો હતો છતાં આકાશમાં વાદળાં તો ઉત્તરોત્તર વધ્યા જ કરતાં હતાં. નમતે પો'રે વરસાદ પાછો શરૂ થઇ ગયો. એટલામાં આ રમણીને ઉતરવાનું આવ્યું એટલે એ પોતાનો સરસામાન સંભાળવા લાગી. અચલાનું મન જો કે બરાબર સ્થિર થયું નહોતું, છતાં એ એની પાસે આવીને બેઠી અને એનો હાથ પોતાના હાથમાં લઇને સ્નેહાળ સ્વરે એ બોલી

"મારાથી જે આચરણ થઇ ગયું છે તેની હવે મને શરમ આવે છે, તમે મને માફ કરો."

રમણી હસી પડી પણ એનાથી એકદમ બોલી શકાયું નહી. અચલાએ ફરી કહ્યું "હમણાં હમણાંનું મારૂં ચિત્ત સ્થિર નથી એટલે મારાથી એવું થઇ જાય છે. મારા પતિ માંદા છે, એમને હું હવાફેર કરવા લઇ જાઉં છું. એ સારા થઇ જાય તો તો ઘણું સારૂં, નહી તો પારકા પ્રદેશમાં અમારૂં શું થશે તે પ્રભુ જ જાણે." બોલતાં બોલતાં એ ગળગળી થઈ ગઇ.

રમણી અજાયબ થતી બોલી "પણ તમારા સ્વ.મીને મેં જોયા તે એવા માંદા તો કાંઇ લાગતા નથી?"

"મારા પતિ આ ગાડીમાં છે ખરા પણ તમે તેમને દીઠા નથી. પેલા જે આવ્યા હતા તે તો મારા પતિના મિત્ર છે."

રમણી આ સાંભળીને વધારે આશ્ચર્ય પામી એની તો બોલતી જ બંધ થઇ ગઇ. સુરેશ પહેલી વાર આગલે સ્ટેશને અચલા પાસે આવ્યો હતો તે વખતે આ રમણીએ પૂછેલું કે "આ આવ્યા હતા એ જ તમારા બાબુ ખરૂંને?" તે વખતે અચલાએ "હા" કહેલી એ વાત એના ખ્યાલમાંથી ગઇ નહોતી એટલે એને આશ્ચર્ય થાય એમાં નવાઇ જેવું નથી. અચલાએ એના આશ્ચય નો જુદો અર્થ કર્યો. આ રમણીના દેખતાં પોતે જે છટાથી, જે ભાવથી સુરેશ સાથે વાતચીત કરતી હતી તે વાત એને યાદ આવવાથી એ શરમાઇ ગઇ, અને એને એમ લાગ્યું કે પોતે સુધરેલી રીતે સુરેશ સાથે વર્તન ચલાવ્યું તેથી આ ધર્મચુસ્ત રમણીને તે ઠીક નહી લાગ્યું હોય. તેથી એણે પોતાનો બચાવ કરતાં કહ્યું "બેન, અમે તો બ્રહ્મો છીએ."

રમણી અચલાનો આ ખુલાસો સાંભળ્યો છતાં મૌન રહી તેથી

અચલા સંકોચ પામતી બોલી " અમારા આચાર અને વ્યવહારની તમને ખબર નહી એટલે તમને એમ થયું કે કેવી સ્ત્રી હશે !"

રમણી હસતી હસતી બોલી " નારે ના, મને એવો વિચાર નથી આવ્યો. હું એટલા માટે તમારાથી દૂર જઇને બેઠી એવું તમે શાથી માની લીધું ? અમારા સંબંધીઓમાંયે બે એક જણ બ્રહ્મો-સમાજી છે એટલે તમારા આચાર અને વ્યવહારથી જાણીતી છું. "

" ત્યારે બીજું શું કારણ ?" અચલાએ પૂછ્યું.

" એ વળી તમે જાણશો " એમ બોલતી રમણી વાતને ઉડાવતી હસતી હસતી બોલી " એ તો બધું ઠીક, પણ તમે એટલે બધે દૂર તમારા પતિને હવાફેર કરવા લઇ જાવ છો તો અમારે ત્યાં જ ચાલોને. "

" ક્યાં, આરા ?"

" ઓ મા, ત્યાં તે શું કરવા ? આ તો અમારા એ ત્યાં ઠીકેદારીનું કામ કરે છે તેથી ત્યાં વારંવાર જવું પડે છે. બાકી હું તો ડિહરીની વાત કરું છું. શોન નદીને કિનારે અમારો એક નાનો બંગલો છે. ત્યાં તમારા સ્વામી બે દિવસ રહેશે એટલામાં ખરેખરા સાજા થઇ જશે. આવશો ત્યાં ?" એમ બોલતી રમણી જવાબની રાહ જોતી અચલાના બન્ને હાથ પોતાના હાથમાં લઈને એના મુખ સામું જોઇ રહી.

આ અપરિચિતા રમણીનો આટલો બધો આગ્રહ જોઇને અચલા એના ઉપર મુગ્ધ બની ગઈ. એ બોલી " પણ તમે તમારા પતિને પૂછી જોયું છે ? એ ના કહે તો અમારાથી શી રીતે અવાય ?"

રમણી ડોકું ધુણાવીને બોલી "તમે એ સવાલ કેવો પૂછ્યો! પતિની સેવા કરતી વખતે એમની હું દાસી, કાંઇ બધીએ વખતે હું ઓછી એમની દાસી છું ? તમે એમ ન માનશો. ઘરમાં મારૂંયે ચલણ છે. તમને, જ્યાં જાવ છો ત્યાં ઠીક ન લાગે તો સીધાં ડિહરી ચાલ્યાં આવજો. તમે કોઇ જાતની ચિંતા ન રાખશો એટલું હું તમને કહી મુકું છું. પતિને પૂછવા જેવું હશે તો હું મારે પૂછી મુકીશ; તેની તમારે કાળજી કરવાની જરૂર નથી." એમ બોલતી સ્વામીને જ પોતાનું સૌભાગ્ય માનનારી આ રમણી આનંદમાં આવી જઇને અચલાને ભેટી પડી.

આરાનું સ્ટેશન આવી લાગ્યું એટલે ટ્રેનની ગતિ મંદ પડતી ગઇ. રમણી અચલાના બન્ને હાથ ફરીથી પોતાના ખોળામાં લઇને આવેગભરી બોલી "હવે મારે ઉતરવાનું આવ્યું એટલે હું તો જઇશ; પરંતુ તમે અમથા અમથા વિચાર ન કર્યા કરશો. કશો ભય રાખશો નહીં. તમારા સ્વામી જલદી જલદી સારા થઇ જશે. મારૂં તમને કહેવાનું એટલું જ કે પાછા ફરતાં જરૂર તમે ડિહરી આવજો જ. આવશોને ? અમારી ઝુંપડી પાવન કરશોને ?"

અચલાની આંખમાં પાણી આવી ગયાં. એ બોલી "એવો દિવસ આવશે તો જરૂર હું તમારે ત્યાં આવીશ."

રમણુ બોલી "આવશે વળી શું ? નિશ્ચય આવવાનો જ. તમારા પતિને જલદી જલદી આરામ થઇ જશે. તમારા જેવાં પતિભક્તિ અને પતિપ્રેમવાળાં બેનને પ્રભુ કદીએ નિરાશ કરશે નહીં. એનાથી તમને નિરાશ કરી શકાય જ નહીં."

અચલાથી કાંઇ બોલાયું નહીઃ નિઃશ્વાસને રોકતી માત્ર નીચું જોઇ રહી.

વરસતા વરસાદમાં ગાડી સ્ટેશનનું પ્લેટફોર્મ આવ્યું એટલે ઉભી રહી. આ રમણીનો દીયર બીજા ડબ્બામાં બેઠો હતો ત્યાંથી ઉતરીને રમણીના ડબા પાસે આવ્યો અને એણે એ ડબાનું બારણું ઉઘાડયું.

અચલાએ રમણીના કાન પાસે પોતાનું મુખ લઇ જઇને ધીમે રહીને કહ્યું "તમારા સ્વામીનું નામ તો તમારાથી બને ન દેવાય, પણ તમારૂં નામ કહેવામાં તમને કાંઇ અડ્ચણ છે ? કદાચ તમારે ઘેર અમારે આવવાનું થાય, તો નામ વગર શી રીતે અમે તમને ખોળી કાઢીએ ?"

રમણી મૃદુ મૃદુ હસતી બોલી " મારૂં નામ રાક્ષસી. ડિહરીમાં તમે ગમે તે કોઇ બંગાળી સ્ત્રીને મારૂં નામ દેશો એટલે તે તુરત મારૂં ઠેકાણું તમને બતાવી દેશે. વળી મેં તમને થોડીવાર પહેલાં કહ્યું કે પણ ખરૂં કે શોન નદીની ઉપર જ અમારો બંગલો છે; માટે એકવાર તો જરૂર તમે બન્ને જણ અમારે ત્યાં આવજોજી." એમ બોલીને એ રમણી બે હાથ જોડીને અચલાને નમસ્કાર કરીને નીચે ઉતરી પલળતી પલળતી ત્યાંથી ચાલી ગઇ.

વરાળગાડી ઠેરઠેર અટકતી ચાલી જતી હતી. સંધ્યાકાળ થઇ. વરસાદમાં પવનનો ઉમેરો થયો. સર્વત્ર અંધારૂં અંધારૂં થઇ ગયું. રાત્રીની ભીષણતા સોગણી વધી ગઇ. અચલા હવે પોતાના કમ્પાર્ટ-મેન્ટમાં એકલી પડી. અંદર વાછંટ ન આવે અને બહારનું દૃશ્ય પણ જણાય એટલા માટે એણે બારીનું કાચનું બારણું વાસેલું હતું. કાચમાંથી એ બહાર જોતી હતી. અંધકારે જાણે પોતાનો આદિ અને અંત ગ્રસી લીધો હોય તેવી રીતે ઘોર અંધારૂં થઇ રહ્યું હતું. આખા કમ્પાર્ટમેન્ટમાં એ એકલી જ હતી. દીવાની જોડે જ એને વાતો કરવાની હતી, એટલે પાટીઆ ઉપર મોઢે માથે ઓઢી લઇને

એ સોડ તાણીને લાંબે પગે સુઇ ગઇ. એની બન્ને આંખમાંથી ગર્-ગર કરતાં આંસુ ગરવા લાગ્યાં. એની આંખમાં શાથી અશ્રુ આવી ગયાં, એને એવું કયું મોટું દુઃખ હતું, એની એને કાંઇ સમજણ ન પડી છતાં એ રડવું ન ખાળી શકી. એનું રડવું એના અભ્યંતરને ચૂર્ણવિચૂર્ણ કરી નાખતું હતું. એને એના પિતા સાંભરી આવ્યા, એની બાલ્યકાળની સહીઅરો સાંભરી આવી, ફોઇબા સાંભરી આવ્યાં, મૃણાલ સાંભરી, હમણાં જ તાજી ઓળખાણ શકુંતલાની થઇ હતી તે પણ એને સાંભરી આવી, યદુ સાંભર્યો. આ બધાનો સહવાસ છોડીને જાણે એ હંમેશની વિદાય લઇને કોઇ ઠેકાણે જતી હોય તેવી એને વ્યથા થવા લાગી—વેદના થવા લાગી.

રડવામાંને રડવામાં બીજું સ્ટેશન આવી પહોંચ્યું અને ગાડી ઉભી રહી. હવે કાંઇક એનું હૃદય શાંત પડ્યું. એ ઉઠીને બેઠી થઇ. વ્યાકુલ દૃષ્ટિએ ઉભી થઇને બારીની બહાર જોવા લાગી અને આવી કાળરાત્રિમાં પોતાના નિર્જન ડબામાં જો કોઇ સ્ત્રી ઉતારૂ આવે તો સારૂં એવી ઇચ્છા કરવા લાગી. ગાડીમાંથી કેટલાક ઉતર્યા અને કેટ-લાક બેઠા, પરંતુ એના કમ્પાર્ટમેન્ટમાં બેસવા કોઇ આવ્યું નહી.

ગાડી ઉપાડી એટલે એ પાછી પોતાનીજ જગ્યાએ આવીને બેઠી અને વાળી પાછી પહેલાંની પેઠે મોંઢે માથે ઓઢીને સુતી. સુતાં સુતાં કોઇ અકલ્પ્ય કારણને લીધે એના દુઃખાર્ત ચિત્તમાં સુખની કલ્પના ઉદ્‌ભવી. એનાં સર્વ દુઃખો નિદ્રાદેવીએ હરી લીધાં. એ ગાઢ નિદ્રામાં પડી ગઇ અને સુખનાં સ્વપ્નાં અનુભવવા લાગી. "મારા માંદા પતિ સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત કરશે. પ્રભુ એમને દીર્ઘાયુ બનાવશે." આવી આવી અનેક કામનાઓના સરોવરમાં વિહરતી એ અદ્‌ભુત આનંદમાં ડોલવા લાગી.

પોતે ક્યાં સુતી છે, ક્યારની સુતી છે એનું એને કશુંયે સ્મરણું નહોતું. સ્વપ્નના હીંડોળે હીંચતીના કાને એનાજ નામનો અવાજ આવ્યો અને એ અવાજે ઓચીંતી એ જાગી ઉઠી. બારી બહાર નજર કરી એણે જોયું તો સુરેશને પલળતો ઉભેલો જોયો. બારણું ઉઘાડીને એ અંદર આવ્યો. પલળેલે લુગડે એ અંદર આવ્યો એટલે અંદર પણ ભીનું થયું.

સુરેશ ગાભરો ગાભરો થઇ જઇને બોલ્યો "જલદી જલદી નીચે ઉતરો. પેલા પ્લેટફોર્મ ઉપર ગાડી ઉભી રહેલી છે. તમારી બેગ ક્યાં છે?"

અચલાની બન્ને આંખો નિદ્રાથી ઘેરાઈ ગયેલી હતી. પરંતુ એણે એમ જાણ્યું કે અલ્હાબાદને સ્ટેશને જબલપુર જવા માટે ગાડી બદલવાની હશે તેથી સુરેશને આંગળી વડે પોતાની બેગ બતાવીને એ પણ ગભરાતી ગભરાતી નીચે ઊતરી પડી; અને વ્યાકુળ બનીને કહેવા લાગી "પણ એમને આ વરસાદમાં તમે શી રીતે ઉતારી લાવશો? અહીં પાલખી બાલખી કાંઇ મળશે? નહીં તો એમને શરદી લાગી જશે અને ઉલટા વધારે માંદા પડી જશે સુરેશબાબુ."

વરસાદ પડતો હતો એટલે સુરેશ અચલાનું કહેવું બરોબર સાંભળી શક્યો નહી. જવાબ આપ્યા શિવાય જ એ એક હાથમાં બેગ અને બીજે હાથે અચલાનો હાથ ઝાલીને પેલી બાજુના પ્લેટફોર્મ ઉપર ગયો. આ પ્લેટફોર્મ ઉપર ટ્રેન ઉપડવાને માટે તૈયાર થઇને જ ઉભેલીજ હતી. સુરેશે એક ફર્સ્ટ ક્લાસનો ખાલી ડબો શોધી કાઢીને અચલાને તેમાં બેસાડી દીધી અને કહ્યું "તમે હવે અહીં નીરાંતે બેસો. હું એને તેડી લાવું."

"લ્યો આ મારી મોટી ગરમ શાલ સાથે લેતા જાવ. એમને

શરીરે બરોબર લપેટીને ઓરાઢી એમને તેડી લાવજો." એમ કહીને અચલાએ લાંબે હાથે પોતાની શાલ સુરેશના શરીર ઉપર ફેંકી. સુરેશ શાલ લઇને તરતજ ત્યાંથી ઉપડયો.

અંધકારમાં નજર પહોંચી ત્યાં સુધી અચલા સુરેશની પાછળ પાછળ જોઇ રહી. સ્ટેશન ઉપર થોડે થોડે અંતરે થાંભલા ઉપર ગોઠવેલાં ફાનસો બળ્યા કરતાં હતાં પરંતુ આવા ધોધમાર વરસાદમાં ફાનસોનો પ્રકાશ એટલો બધો ઝાંખો હતો કે એ પ્રકાશમાં કશુંયે સ્પષ્ટપણે દેખાતું નહતું. પાણીમાં પલળતા પેસેન્જરો દોડાદોડી કરી રહ્યા હતા. કુલીઓ લારી લઇને આવજા કરતા હતા. સ્ટેશનનો અધિકારી વર્ગ તો ઓફીસમાંજ ભરાઇ બેઠો હતો. અમથા સહેજ સાજ બહાર નીકળ્યા ન નીકળ્યા. ધીમે ધીમે હવે તો તેયે સમુળગા દેખાતા બંધ થઇ ગયા. જે ગાડીમાંથી અચલા ઉતરી અહીં આવી હતી તેને ઉપડવાનો જોસભેર ઘંટ વાગ્યો, અને એ ગાડી ભીષણ અજગરની ફફફફફફફફ અવાજ કરતી સ્ટેશનને ધ્રુજાવી મુકતી પ્લેટફોર્મ છોડીને ચાલી ગઇ. હવે આખા સ્ટેશન ઉપર અંધકાર શિવાય કશું જણાતું નહોતું.

વળી પાછો ઘંટ વાગ્યો. એ ઘંટ અચલા જે ગાડીમાં બેઠી હતી તે ગાડી ઉપડવાને માટે વાગ્યો. અચલાએ પણ જાણ્યું કે હવે ગાડી ઉપડશે; પરંતુ એ બરોબર બેઠા હશે કે નહી, કયાં બેઠા હશે, બધો સરસામાન લાવી શકાયો હશે કે કાંઇ રહી ગયો હશે, એ બાબતની એને અત્યંત ચિંતા થવા લાગી. એક જણ પોતાના સર્વાંગે કામળ ઓઢીને હાથમાં લીલું ફાનસ લઇને જતો હતો, એ પોતાના ડબ્બા આગળ આવ્યો એટલે અચલાએ એને પૂછયું "બધાએ પેસેન્જરો બેસી ગયા?" ફર્સ્ટકલાસના પેસેન્જરે આવો પ્રશ્ન પૂછવાથી

પેલો માણુસ જરા ઉભો રહ્યો અને અચલાને કહ્યું "હા મેમસાહેબ."

અચલાએ જરા સાવધ થઈને પેલાને પૂછ્યું "કેટલા વાગ્યા હશે?" તેણે જવાબ આપ્યો "નવ વાગવા—" એ વાક્ય પુરૂં કરે એટલામાં તો અચલા આશ્ચર્ય પામતી વચમાંજ બોલી ઉઠી "નવ વાગ્યા?" એણે વિચાર કર્યો કે અલ્લહાબાદ આવતાં આવતાં તો મળસ્કુ થઇ જાય છે અને આમ કેમ? એટલે એણે પેલાને ફરી પૂછ્યું "અલ્લહાબાદ——" અચલા આગળ બોલવા જાય છે એટલામાં તો પ્લેટફોર્મ ઉપર છાપરૂં નહીં હોવાથી પેલાના મોઢા ઉપર વરસાદના ટપ ટપ કરતા છાંટા પડવાથી એ ત્યાં વધારે વાર ન ઉભો રહી શકયો; એટલે અચલાના બોલ અચલાના મોઢામાં જ રહ્યા. પેલો માણુસ પોતાના હાથમાંનું ફાનસ જોરથી હલાવતો હલાવતો "મોગલસરાઇ, મોગલસરાઇ" બોલતો ત્યાંથી ઉતાવળે પગલે ચાલ્યો ગયો.

સીટી વાગી અને ટ્રેન ઉપડી. એજ વખતે સુરેશ દોડતો દોડતો અચલા પાસે આવીને કહેવા લાગ્યો "ડરશો નહી—અમે જોડેનાજ ડબામાં છીએ."

---

## ૨૮ તું સતી સાવિત્રી નથી

સુરેશ જોડેના ડબામાં બેઠો એ તો અચલાએ જોયું. "પણ એ ક્યાં?" આ પ્રશ્ન એના અંતરે એને પૂછ્યો. એ આંખો ફાડીને બારીની બહાર જોવા લાગી, કે કદાચ મહિમ બહાર ડોકું કાઢે તો પોતે જોઇ શકે; પરંતુ મહિમ એની નજરે ન પડયો. એને વિચાર થયો "અલ્લહાબાદને બદલે આ બીજે સ્ટેશને કેમ ગાડી બદલી હશે?"

બારીની બહારને બહાર ડોકું રાખવાથી વરસાદના છાંટાથી એનો ચોટલો, એનાં કપડાં વિગેરે તમામ ભીનું ભીનું થઇ ગયું, તોપણ, એ વારે વારે ડોકું બહાર કાઢીને ઘડીમાં એક બાજુએ અને ઘડીમાં બીજી બાજુએ, અંધકાર હતો છતાંએ, નજર તાણી તાણીને જોવા લાગી. આ ગાડીમાં પોતાનો સ્વામી નથી એ વાતનો સ્વીકાર કરવાને એનું મન ના પાડતું હતું. "કદાચ એમણે અને સુરેશ બન્નેએ મળીને કોઈ બીજે ઠેકાણે જવાનું નક્કી કર્યું હોય, અને સુરેશની સંમતિ લઇને એ એકલા એકલા અન્ય સ્થળે ચાલ્યા ગયા હોય! ના ના, એમ તો ન બને. આ ગાડીમાંને ગાડીમાંજ એ કોઈ ઠેકાણે છેજ છે."

"સુરેશ ગમે તેવા હોય, એમનું આચરણ પણ ગમે તેવું હોય, છતાંયે એક નિરપરાધી રમણીને એના સમાજમાંથી, ધર્મમાંથી, પત્નીના ગૌરવભર્યા પદથી ચુકાવીને આવી રીતે મૃત્યુના મુખમાં લાવીને હડસેલી દે એટલા બધા ઉન્માદવશ તો એ નથી જ. વળી એમ કરવાથી એમને લાભ પણ શો? મારા દેહ પ્રતિ એમને જે આટલો લોભ, તે દેહ ગણિકાના દેહમાં પલટાઇ જાય તો અચલા એ દેહને ક્ષણભર પણ ધારણ કરી શકશે નહિ એવું જો એ ન સમજે તો પ્રેમની વાત એમના મોઢામાં શોભેજ શી રીતે? ના ના, એવું નહી હોય. એન્જીન પાસેના ડબામાં એ ઉતાવળા ઉતાવળા બેસી ગયા હશે તેથી દેખાતા નથી."

ઓચીંતું પાછું વરસાદનું ઝાપટું પડયું. એના મુખ અને આંખો ઉપર પાણી પડવા લાગ્યું એટલે એણે બારીમાંથી ડોકું પાછું ખેંચી લીધું અને બેઠકના ખુણામાં સંકોચાઇને બેસી ગઇ. એણે પોતાના શરીર ઉપર દૃષ્ટિ કરી. અંગના કોઇ પણ ભાગ ઉપર કોરૂં વસ્ત્ર રહ્યું

નહોતું. પહેરેલાં વસ્ત્રો પલળી ગયાં હતાં અને તેમાંથી પાણી નીતર્યાં કરતું હતું. અત્યાર સુધી એને ભાન નહોતું કે એનાં સર્વ વસ્ત્રો પલળી ગયાં છે એટલે રાતની સખત ઠંડી પણ એને જણાતી નહતી. પણ જ્યાં એને ભાન થયું કે "મારાં તમામ વસ્ત્રો પલળી ગયાં છે" કે તરતજ એને ઠંડી લાગવા માંડી. અજાણતાં સહન કરેલી ઠંડી હવે એને અસહ્ય લાગી. વસ્ત્ર બદલવાની એને ઇચ્છા થઇ એટલે ધ્રુજતા હાથે બેગને પોતાની પાસે ખેંચી આણીને ચાવીથી ઉઘાડવા લાગી. એટલામાં ગાડીનો વેગ ધીમો પડયો અને થોડીવારમાં ગાડી સ્ટેશનમાં આવીને ઉભી રહી. વરસાદ તો એકધારો પડયાજ કરતો હતો એટલે કયું સ્ટેશન આવ્યું એ એનાથી સમજી શકાયું નહી. બેગને ખુલી જ પડી રહેવા દઇને એકદમ ઉઠી ધોંસભેર એણે ગાડીનું બારણું ઉઘાડી નાખ્યું, નીચે ઉતરી પડી અને અંધારામાં પલળતી પલળતી ઉતાવળી ઉતાવળી આશરે આશરે સુરેશનો ડબો ખોળતી એ ડબા આગળ જઇ પહોંચતાં જ એણે "સુરેશબાબુ" કહીને મોટી ચીચીઆરી પાડી મુકી.

ડબામાં સુરેશ શિવાય બે બંગાળી અને એક ઇંગ્રેજ ગૃહસ્થ હતા. સુરેશ અઢેલીને આંખો મીચી બેસી રહ્યો હતો. અચલાની બુમથી એ ચમકી ઉઠયો એટલુંજ નહી પરંતુ પેલા ત્રણ ગૃહસ્થો પણ ચમકી ઉઠયા. સ્ત્રી જાતિ કાંઇ ખરેખરા ભય શિવાય આટલો મોટો ધાંટો ન પાડે. આંખો ચોળતો સુરેશ કુદકો મારતો બારીએ આવ્યો તો બારણા આગળ અચલા ઉભેલી હતી. એના મુખ ઉપર આકાશમાંથી વરસાદની ધારા પડી રહી હતી અને ડબામાંથી દીપકના પ્રકાશનો ઓળો પડી રહ્યો હતો. વરસતા વરસાદે અને દીપકના પ્રકાશે અચલાના મુખનું સૌન્દર્ય અજબ રીતે વધારી દીધું હતું. આ

ઇંદ્રજાળમાં બધાએ મુગ્ધ બની ગયા, વિસ્મિત થઇ ગયા, અવાક્ બની ગયા. એ ઇંદ્રજાળમાંથી સુરેશ પ્રથમ મુક્ત થયો અને એકદમ નીચે ઉતર્યો. અચલાએ એને પૂછયું "મારે એમને જોવા છે. એ કયાં છે ? એમને કયાં બેસાડયા છે ?"

"ચાલો, બતાવું." બોલીને સુરેશ વરસાદમાં જે દિશાએથી અચલા આવી હતી તે દિશામાં એનો હાથ પકડીને જવા લાગ્યો.

ડબામાં બેઠેલા પેલા બે બંગાળી ગૃહસ્થ એક બીજા સામું જોઇને હસવા લાગ્યા. ઇંગ્રેજ ગૃહસ્થ આમાંનું કાંઇ સમજી શકયો નહીં. માત્ર એ એટલું સમજ્યો હતો કે અચલા કાંઇક દુઃખનો પોકાર કરી રહી હતી. એ નીચે પડી ગયેલી પોતાની કામળ ઓઢતો બારીની બહાર અચલા અને સુરેશ જતાં હતાં તે દિશા તરફ જોઈ રહ્યો.

અચલાના કમ્પાર્ટમેન્ટ આગળ આવીને સુરેશ ઉભો રહ્યો અને અંદર દૃષ્ટિપાત કરતો ભયભીત બનીને "આ તમારી બૅગ કોણે ખોલી ?" એમ બોલી પ્રત્યુત્તરની રાહ જોયા શિવાયજ એણે એકદમ એ ખાનાનું બારણું જોરથી ઉઘાડી નાખ્યું અને અચલાનો હાથ ઝાલી એને અંદર ખેંચી લઇને ફરીથી એ બારણું વાસી દીધું. પછી બૅગ તરફ આંગળી કરીને સુરેશ બોલ્યો "આ ખોલી કોણે ?"

"મેં ખોલી, પણ એ વાત રહેવા દો. એ કયાં છે તે મને બતાવો. ન બતાવો તો મને કહો એ કયા ડબામાં બેઠા છે. હું મારી મેળે ખોળી કાઢીશ." બોલતી બોલતી અચલા બારણું ઉઘાડવા જતી હતી પણ સુરેશે એનો હાથ પકડી રાખીને કહ્યું "હવે ઉતરીને કયાં જશો ? ગાડી ઉપડવાની તૈયારીમાં છે."

અચલા બારી બહાર અંધકારમાં દષ્ટિપાત કરી રહી અને ગાડી ચાલવા લાગી. એ ઘણો ભય પામી ગઇ હતી. એ બારી આગળથી બેઠક પાસે આવી અને સુરેશના ફીક્કા નિસ્તેજ મુખ સામું જોઇ રહી. પછી થડ કપાઇ જવાથી વૃક્ષ જેમ ઓચીંતું નીચે પડી જાય તેમ એ ધબ દઇને નીચે પછડાઇ પડી અને પોતાના બે હાથવડે સુરેશના પગ પકડીને રડતી રડતી એ પૂછવા લાગી "એ કયાં છે ? પેલી ગાડીમાં ઉંઘતા મુકીને તમે મને આ ગાડીમાં ઘસડી લાવ્યા ? માંદા માણસનું ખુન કરી તમે—" અચલાથી આગળ ન બોલી શકાયું. એનું હૈયું રૂંધાઇ ગયું. સુરેશ પણ સ્તંભિત બની ગયો. મહા-પરાણે અચલાના હાથમાંથી પોતાના પગને ખેંચી લેતો ધીરે રહીને બોલ્યો "હું એવું કામ કરૂં એવો છું ?"

અચલા રડતી રડતી બોલી "તમે બધુંએ કરો એવો છો. અમારા ઘરને આગ લગાડી એમને બાળી મુકવાની તમારી તો ઇચ્છા હતી. હું તમારે પગે પડું છું. બોલો, એ કયાં છે ?" આમ બોલતી બોલતી એ સુરેશના પગ સાથે જોરથી પોતાનું માથું અફાળવા લાગી. સુરેશ અચેતનની માફક પગ હતા તેમને તેમ રહેવા દઇને છાનોમાનો જોઇજ રહ્યો.

અચલા બેઠી હતી ત્યાંથી ઓચીંતી ઉભી થઇ ગઈ. સુરેશ જાણે સ્વપ્નમાંથી જાગૃત થઈ ગયો. એણે બારીની બહાર ડોકીયું કર્યું. સ્ટેશન ઘણું નજદીક આવી ગયેલું હોવાથી ગાડીનો વેગ ધીમો પડી ગયો હતો. કયું સ્ટેશન આવ્યું તે જોવા અચલા બારી આગળ આવી પણ એને બારી આગળ આવતી અટકાવતો એ બોલ્યો "બેસો, મહિમ આ ગાડીમાં નથી."

"નથી ? ત્યારે ક્યાં છે ?" બોલતી બોલતી અચલા ધબ લઈને નીચે પડી ગઈ.

અચલાના મુખ ઉપર અત્યારે લોહીનો છાંટો સરખો ન હોતો. બન્ને જણાં પાછાં હતાં તેમને તેમ બેસી રહ્યાં. ગાડી સ્ટેશને ઉભી રહી અને પાછી ત્યાંથી ઉપડી.

સુરેશે બે ત્રણવાર બોલવાનો પ્રયત્ન કર્યો પણ કાંઇ બોલી શક્યો નહી. એ ઉભો થયો, કાચની બારી ઉઘાડી નાખી અને થોડીવાર બહાર જોઈ રહ્યો. પાછો અચલા પાસે આવીને ઉભો અને બોલ્યો "મહિમ સહીસલામત છે. અત્યારે તો એ અલહાબાદ પણ પહોંચ્યો ગયો હશે. ત્યાંથી એ જબલપુર જાય કે કદાચ કલકત્તે પાછો પણ જાય."

અચલા ધીમે ધીમે ઉંચું જોતી બોલી "આપણે ક્યાં જઇએ છીએ ?" સુરેશે અચલાના સામું જોયું. એના આંસુવાળા મુખ ઉપર દુઃખ અને નિરાશા મૂર્તિમંત બનીને પ્રકટી રહ્યાં હતાં. પોતાથી કેવી મોટી ભૂલ થઇ ગઇ છે એ વાત સુરેશથી હવે અજાણી ન રહી શકી, અને એણે ધાર્યું હોત તો પોતાની જાતને એ ભૂલ માટે શિક્ષા પણ કરત. પરંતુ એનું છળકપટવાળું મન એની દૃષ્ટિને બરોબર દેખવા નહોતું દેતું; એ દૃષ્ટિ ઉપર આવરણ નાખી દેતું હતું. એ પણ હવે ગુંચવાઇ ગયો હતો; ભૂલનું ભયંકર પરિણામ કલ્પી રહ્યો હતો. એ ભૂલેજ એને આકળો બનાવ્યો. અચલાના પ્રશ્નનો એણે કઠોરતાથી જવાબ આપ્યો "ઘણું કરીને આપણે સદેહે નરકે જઇએ છીએ. દેખતી આંખે હું તમને આ અધઃપાતને માર્ગે એટલે બધે દૂર ખેંચી લાવ્યો છું કે હવે ઇચ્છા હોય તોયે અટકવાની જગ્યા

નથી. હવે તો એ માર્ગના અંત પર્યંત પ્હોંચેજ છુટકો. વચ્ચે અટકી શકાય એવી સ્થિતિજ નથી."

આ સાંભળી અચલા પગથી માથા સુધી કંપી ઉઠી. એ માત્ર નીચુંજ જોઇ રહી. કાંઇ બોલી નહી. આ મિથ્યાચારી કાપુરૂષ પરસ્ત્રીને આવી રીતે માર્ગ ભૂલાવીને અવળે રસ્તે ઘસડી લાવ્યો અને કોઇ પણ જાતનો સંકોચ લાવ્યા વિના નિર્લજપણે ઉપર પ્રમાણે બોલી ગયો તેની સાંમે એ બોલે પણ શું ? બોલવાનું પણ શું હોય ? એ સ્તબ્ધ બની ગઇ.

સુરેશ આ પાષાણની પ્રતિમા સમીના મોઢા આગળ ઉભો રહીને વળી બોલવા લાગ્યો "તમને લાગે છે કે તમારાં એકલાંનુંજ બધું બગડી ગયું છે; પણ મારૂંએ ત્યારે શું સુધર્યું ? હવે હું ક્યાં જઇને ઉભો રહીશ ? હું તમારી માફક બ્રહ્મજ્ઞાની નથી, હું તો નાસ્તિક છું. પાપ પુણ્યનો વિચાર હું જો કે નથી કરતો તો પણ હું મારો સર્વનાશ દેખી રહ્યો છું. તમારા અંગમાં રૂપ છે, તમારાં નેત્રોમાં જળ છે, તમે સ્ત્રી જાતિ છો, સ્ત્રી જાતિનાં અસ્ત્રશસ્ત્રો તમારે આધિન છે; એટલે તમને કોઇ પણ માર્ગમાં વિઘ્ન નડવાનું નથી. પરંતુ મારી શી સ્થિતિ થશે એની તમે કલ્પના કરી શકો છો ? હું પુરૂષ જાતિ છું. જેલનો માર્ગ બંધ કરવા માટે મારે હાથેજ આ સ્થળે મારે મારા શરીર ઉપર ગોળી છોડવી પડે." એમ બોલીને એણે અચલાને હાથવડે પોતાની છાતી બતાવી.

અચલા મુખ ઉંચું કરીને કાંઇ બોલવા જતી હતી પરંતુ એણે વિચાર માંડી વાળ્યો. એની આંખમાં ઘૃણા જણાતી હતી, તિરસ્કાર જણાતો હતો. સુરેશને આથી પોતાનું અપમાન થયેલું લાગ્યું. એ ક્રોધથી પ્રજળી ઉઠયો અને બોલ્યો "મોરનાં પીંછાં ધારણ

કરવાથી કાગડો મોર નથી થઇ શકતો અચલા. તમે અત્યારે જે ભાવ દર્શાવી રહ્યાં છો તે તમને શોભતો નથી. એ મૃણાલ જુદી. તમે મૃણાલ નથી તેમ સનાતની હિંદુના ઘરનાં કુલવધૂ પણ નથી. તમારે નાત જાતનો ભય નથી. તમે ખુશીથી પાછાં ચાલ્યાં જાવ. હું ચીઠી લખી આપું છું તે મહિમને આપજો. એ તમને ઘરમાં રાખશે. તમને હું પૈસા આપું છું તે તમારા પિતાને આપજો એટલે એમનું મુખ બંધ થઇ જશે. પછી તમને શી ચિંતા છે અચલા? આમાં શો મોટો અપરાધ થઇ ગયો છે?" ખાવાના લોભે જેમ પશુ સ્વેચ્છાથી જાળમાં સપડાય છે અને પછીથી એ જ જાળને ક્રોધ લાવી લાવીને બચકાં ભરે અને તેના ટુકડે ટુકડા કરી નાખવા પ્રયત્ન કરે તેમ સુરેશ મેણાં મારી મારીને અચલાને અધમોઇ કરી ખીદીખીદી કરી નાખવા તૈયાર થઇ ગયો હતો. એણે અચલાને ફરીથી કહ્યું "આમાં તે શો મોટો ભયાનક અપરાધ થઇ ગયો છે? તમારા પિતાના ઘરમાં તેને જ મોઢે 'હું પરપુરૂષને ચાહું છું એમ તમે બોલેલાં એ શું ભૂલી ગયાં? એજ પરપુરૂષ તમારા ઘરને આગ લગાડીને તમારા સ્વામીને બાળી નાખવા તત્પર થયો હતો, તેના ઉપરજ તમે વિશ્વાસ મુકયો અને તેની સાથે ત્યાંથી ચાલ્યા જવાનો તમે વિચાર કર્યો, અને તેની સાથે ચાલ્યાં પણ ગયાં. આ વાત યાદ આવે છે? ત્યાર બાદ તેનાજ આશ્રયે તમે આવી વસ્યાં. પછી તેની પાસે છાનાંમાનાં આવીને તેને પોતાની સાથે આવવા ઉશ્કેર્યો એ સ્મરણમાં છે? એના કરતાં આ શું બહુ મોટો અપ-રાધ થઇ ગયો છે? અરે એવાં તો તમારાં કેટલાંયે પરાક્રમો થઇ ગયાં છે. એ બધાંને લઇને જ મેં આ સાહસ ખેડેલું છે. તમને હું વારંવાર કહું છું અચલા કે તમે સતી સાવિત્રી નથી. એ તેજ, એ

દર્પ તમારામાં નથી." એમ બોલતો બોલતો એ એકદમ અટકી પડ્યો. એનો શ્વાસ રૂંધાઇ ગયો એટલે અચલા ઉંચું જતી ભગ્ન હૃદયે ચીત્કાર પાડતી બોલી ઉઠી " બોલતાં બોલતાં કેમ અટકી પડ્યા સુરેશબાબુ? હજુ બોલોને, આગળ બોલો. મારી જેટલી નિર્ભર્ત્સના કરવી હોય તેટલી બેલાશક કરો. મને જેટલાં કટુ વચનો કહેવાં હોય તેટલાં પેટ ભરીને કહો." બોલતી બોલતી એ બેઠક ઉપરથી ગબડી પડી. એનો કંઠ રૂંધાઇ ગયો અને એનાથી રડી પડાયું. રડતી રડતી વળી એ બોલી " હું એજ માગું છું. મને એનીજ જરૂર છે. આજ આપણો સાચો સંબંધ. પૃથ્વીમાતા પાસે, ભગવાન પાસે, તમારી પાસે એજ મેળવવાનું હતું."

સુરેશ બારણાને અઢેલીને ઉભો રહ્યો હતો. અચલાના માથાના વાળ છુટા થઇ ગયા હતા. બેઠક નીચે પડી જવાથી એના માથામાં ધૂળ ભરાઇ ગઇ હતી. વરસાદથી પલળેલાં એનાં વસ્ત્રોને પણ ધૂળ ચોંટી ગઇ હતી. પરંતુ એને ઉઠાડવા સુરેશે જરાએ પ્રયત્ન કર્યો નહી, અને જેમ શિકારી પોતે વીંધી નાખેલા પક્ષીનો પ્રાણ જતા પહેલાંનો તરફડાટ શાંત ચિત્તે જોયા કરે તેમ પોતાનાં વચનબાણથી વીંધી નાખેલી મૃગલી જેવી અચલાનો તરફડાટ એ મુગ્ધ દૃષ્ટિથી વિકારવાળાં નેત્રે જોઇ રહ્યો.

ગાડીનો વેગ ધીમો પડ્યો. સ્ટેશનની સરહદ આવી લાગી અને પ્લેટફોર્મ આગળ ગાડી આવીને ઉભી રહી. સુરેશ એકદમ ઉભો થઇ ગયો અને શાંત સ્વરે અચલાને કહેવા લાગ્યો " લોકો તમને આવી સ્થિતિમાં પડી રહેલાં દેખશે તો આશ્ચર્યચકિત થઇ જશે. હવે તમે બરોબર ઉઠીને બેઠાં થાવ. હું મારા ડબામાં જાઉં છું. સવારે તમારે જે સ્ટેશને ઉતરી પડવું હોય તે સ્ટેશને હું તમને

ઉતારી દઇશ અને જ્યાં તમારે જવું હશે ત્યાં મોકલાવી દઇશ. તે દરમીઆનમાં કશું ભયંકર પગલું ન ભરશો. એથી કાંઇ ફળ નથી." એમ બોલીને સુરેશ બારણું ઉઘાડીને નીચે ઉતરી પડયો અને ધીમે રહીને બારણું પાછું વાસી દીધું. થોડીવાર વિચાર કરતો એ ત્યાંજ ઉભો રહ્યો અને પછી અચલાના સામું જોઇને એ બોલ્યો "તમને મારી વાત ગળે ન ઉતરે તો પણ આટલી વાત તો સાંભળો જ. આ સમસ્યાની મીમાંસાનો ભાર હું જ વહન કરીશ અને તમારૂં કોઇ પણ રીતે અમંગળ થવા દઇશ નહિ. મારા માથા ઉપરનું આ ઋણ હું ગમે તેમ ફેડી શકીશ." એમ બોલીને એ પોતાના ડબા તરફ ચાલ્યો ગયો.

સુરેશ ડબામાં જઇને બેઠો. એને ઉંઘ આવતી હતી. નિદ્રાના ઘેનની વિરૂદ્ધ એ ન થઇ શકયો. એની આંખ નિદ્રાના ભારે ખુલી શકતી નહોતી. એનાં કપડાં બધાંએ ભીંજાઇ ગયાં હતાં અને એને શરદી થઇ ગઇ હતી. મનમાંને મનમાં એને એકજ વિચાર આવતો હતો "આ શો ભીષણ વ્યાપાર?" પોતાની બેગ ઉઘાડીને કપડાં બદલવાની પણ એનામાં શક્તિ રહી નહી. અર્ધ નિદ્રિત અવસ્થામાં એ કેટલીએવાર પડી રહ્યો. એટલામાં એના કાન ઉપર "કુલી કુલી" એવો કોઇનો પરિચિત સ્વર આવી પહોંચ્યો. અર્ધો જાગતો અર્ધો ઉંઘતો આંખ ઉઘાડીને જોવા લાગ્યો તો સ્ટેશન આવી પહોંચ્યું છે અને ગાડી ઉભી રહેલી છે. ઉઠીને એણે બારી બહાર ડોકીયું કર્યું. ગાડીમાંથી કેટલાક નીચે ઉતરતા હતા અને કેટલાક ચઢતા હતા. એણે દૂરથી એક શોકાતુર રમણીને કોઇની આતુરતાપૂર્વક રાહ જોતી ઉભેલી દીઠી. એ અચલા હતી. કુલીને બોલાવી એણે પોતાની બેગ નીચે ઉતરાવી એને માથે ચઢાવી અને એને આગળ કરીને એ સ્ટેશનમાંથી બહાર નીકળવાના દરવાજા તરફ જવા લાગી.

ક્ષણવાર સુરેશ નિશ્ચેષ્ટ ભાવથી જોઇ રહ્યો. બારીમાંથી પાછા પોતાની જગ્યા ઉપર જવાનો એને જાણે માર્ગ જ ન જડી શક્યો. એની આંખે અંધારાં આવી ગયાં. એટલામાં ગાડી ઉપડવાનો ઘંટ વાગ્યો, અને ઓચીંતો જાણે એને વિજળીનો આંચકો લાગી ગયો હોય તેમ એ ટટાર થઇ ગયો. એને બરાબર ભાન આવી ગયું અને આંખના પલકારામાં તો એ પણ પોતાની બેગ લઇને ગાડીમાંથી નીચે ઉતરી પડ્યો.

ટીકીટની વાત તો અચલા ભૂલી જ ગઇ હતી. દરવાજા આગળ ટીકીટ કલેક્ટર ઉભેલો હતો. એને જોઇને એ તરતજ ખમચાઇ, પણ એની પાછળજ સુરેશ આવી પહોંચ્યો હતો. એણે સ્નિગ્ધ કંઠે કહ્યું "ચાલો ઉભાં રહેવાની જરૂર નથી. હું ટીકીટ આપું છું."

સુરેશ આવ્યો એ અચલાને ન રૂચ્યું. એની ગતિ કુંઠિત થઇ ગઇ. ભયથી એના પગ ન ઉપડી શક્યા. પરંતુ બીજા લોકોનું પોતે લક્ષ્યસ્થાન ન બને તેટલા માટે એ કોઇ પણ જાતનો સંકોચ દર્શાવ્યા વિના ધીમે ધીમે દરવાજાની બહાર નીકળી ગઇ.

બન્ને જણાં બહાર આવ્યાં એટલે સુરેશે કહ્યું "મેં તો ધાર્યું હતું કે તમે સીધાં કલકત્તે જવા વિચાર રાખો છો. અહીં ડિહરી કેમ ઉતરી પડયાં? અહીં કોઇ ઓળખાણ પીછાણવાળું છે?"

અચલાએ સુરેશના સામું જોયા વિનાજ જવાબ આપ્યો "હવે હું કલકત્તામાં કોને ત્યાં જાઉં?"

"ત્યારે અહીંઆં કોને ત્યાં જશો?"

અચલાએ કાંઈ જવાબ દીધો નહીં. સુરેશ ફરી પાછો બોલ્યો "હું જાણું છું કે હવે તમે મારા બોલવા ઉપર જરાએ વિશ્વાસ નહી રાખો; તેમ એથી મને કાંઇ ખોટું પણ લાગવાનું નથી. પણ તમારી પાસે હું માત્ર એકજ ભીખ માગું છું."

અચલા બોલ્યા વિના છાનીમાની જ ઉભી રહી.

"મારી વાત કોઇને કહેવા જેવી નથી તેમ હું કોઇને કહેવા માગતોયે નથી. મારી ચીજ ભલે મારી પાસે રહી. હવે હું એ દેશમાં જવા માગું છું કે જ્યાં અહીંનો અગ્નિ મને ન બાળી શકે; પરંતુ મારી છેલ્લી વારની એક ભિક્ષા મને આપો. હાથ જોડીને તમને હું એજ પ્રાર્થના કરૂ છું."

સુરેશે આટલું કહ્યું તો પણ અચલાના મુખમાંથી એક પણ શબ્દ સરખો બહાર ન નીકળ્યો. સુરેશે આગળ ચલાવ્યું "મેં તમને ઘણાં કડવાં વચનો કહ્યાં છે, ઘણું દુઃખ દીધું છે; પરંતુ તમારે માથે કાળી ટીલી આવે, કલંકનો કાળો ડાઘ તમને લાગે, તે હું મરી જાઉં તોયે મારાથી ન જોઇ શકાય. મારે લીધે હવે તમારે કાંઇ પણ દુઃખ વેઠવું નહી પડે. આપણે બન્ને છુટાં પડીયે તે પહેલાં હું માગું તે ભિક્ષા મને આપો અચલા."

સુરેશના કંઠસ્વરમાં શીયે કરુણા ભરેલી હશે તે એનો અંતર્યામી જ જાણે. પરંતુ એના બોલવાથી અચલાની બન્ને આંખમાં ઉનાં ઉનાં આંસુ આવી ગયાં. એણે મૃદુ સ્વરે સુરેશને પૂછ્યું "મારી પાસે તમે શું કરાવવા માગો છો ? બોલો."

સુરેશે ખીસ્સામાંથી રેલ્વે ટાઇમટેબલ બહાર કાઢયું. કઇ કઇ ગાડી કેટલે કેટલે વાગે આવે છે તે એણે જોઇ લીધું પછી એ

બોલ્યો "તમારે કાંઇ કરવાનું નથી. સંધ્યાકાળ પહેલાં અહીં આમ કે આમ જવાની કોઇ ગાડી આવતી નથી. એટલો સમય તમે મારો અવિશ્વાસ ન રાખશો એટલુંજ હું તમારી પાસે માગું છું. હું આજે ખુદ તમારા સમ ખાઇને કહું છું કે મારે હાથે હવે તમારૂં કાંઇજ અકલ્યણ નહી થાય."

અચલાયે જો કે કશોયે જવાબ દીધો નહી છતાં સુરેશ સમજી શકયો કે પોતાની વાત એને માન્ય છે. સાંજ સુધી આ નાના સ્ટેશનની નાની વેઇટીંગ રૂમમાં બેસી રહેવું અને લોકોની દષ્ટિએ ચઢવું એ બન્નેને ઠીક ન લાગ્યું. ડીહરીના એક માર્ગ ઉપર સમ્રાટ શેરશાહના નામથી ઓળખાતી ધર્મશાળા આજ પણ અસ્તિત્વ ધરાવે છે. એ ધર્મશાળામાં જવા માટે બન્ને જણાં હાલ તરત પોતાનું દુઃખ ભૂલી જઇને ભાડાની ગાડીમાં જઇને બેઠાં.

ગાડીમાં એમાંથી કોઇ એક બીજા સાથે બોલ્યું નહી તેમ કોઇએ એક બીજા સામું જોયું પણ નહી. ભાડાની બળદ ગાડી ધર્મશાળા આગળ આવીને ઉભી રહી. બન્ને ગાડીમાંથી નીચે ઉતર્યાં તે વખતે અચલાની નજર સુરેશના મુખ ઉપર પડી. અચલા મનમાં ને મનમાં આશ્ચર્ય પામી એટલુંજ નહી પણ ઉદ્વિગ્ન પણ બની ગઇ. સુરેશની બન્ને આંખો લાલ લાલ બની ગઇ હતી અને એના મુખ ઉપર કાલિમા પ્રસરી રહી હતી. એણે સુરેશને ઘણીએવાર જોયો હશે પણ કોઇવાર એની અત્યારના જેવી મુખાકૃતિ જોયાનું તો એને યાદ આવતુંજ નહોતું.

ગાડીવાળાને ભાડું આપી સુરેશે વિદાય કર્યો. પછી પૈસાનું

પાકીટ હાથમાં રાખીને એ બોલ્યો "આ પૈસાનું પાકીટ તમારી પાસે રહેવા દો અને જરૂર પડે એમાંથી વાપરતાં સંકોચ ન લાવશો."

અચલાને પૂછવાનું તો મન થયું કે એમ કેમ કરો છો પરંતુ એ ન બોલી શકી.

સુરેશે કહ્યું "આ સામેની ઓરડી ઘણું કરીને ખાલી જણાય છે. તમે એમાં જઇને બેસો. હું બીજી ઓરડીમાં જઇને મારાં કપડાં બદલીને આવું છું." એમ બોલીને અચલા શું જવાબ આપે છે તેની દરકાર કર્યા શિવાય પોતાની બેગ લઇને દારૂડીઆની માફક લથડીઆં ખાતો ખાતો એક ખુણા તરફની ઓરડીમાં જઇને એણે પ્રવેશ કર્યો.

એના ગયા પછી અચલા એકલી રસ્તા ઉપર ન ઉભી રહી શકી. પોતાની ભારે બેગને મહાપરાણે ઘસડતી ઘસડતી એ મોઢા આગળની ઓરડીમાં લઇ ગઇ. બેગને અંદર મુકી એ તેના ઉપર બેઠી અને જતા આવતા લોકોને જોવા લાગી.

——:૦:——

## ૨૯ નાટકનો બીજો અંક

અચલા હવે મહાન વિચારમાં પડી ગઇ. કાંઇ કાંઇ આશા અને આશ્વાસનનાં સ્વપ્નાં તે અનુભવવા લાગી. આમને આમ બેગ ઉપર બેઠાં બેઠાં લગભગ બે કલાક વીતી ગયા પણ અચલાને તેની કશી ખબર પડી નહી. દહાડો ચઢી ગયો હતો. ઠંડીનો દિવસ હતો. વૃક્ષરાજીમાંથી સૂર્યનારાયણ ધીમે ધીમે ડોકીયાં કરી રહ્યા હતા. પ્રભાતનાં એમનાં નિર્મળ કિરણ ઝગારા મારી રહ્યાં હતાં. ગઇ રાતનો વરસાદ પડી ગયો હતો એટલે રાજમાર્ગ ભીનો જણાતો હતો.

પ્રફુલ્લ વદને મુસાફરો એ માર્ગે થઇને એકલ દોકલ જતા જણાતા હતા. કોઇ કોઇ બળદ ગાડીઓ પણ જતી આવતી હતી અને બળદના ગળામાં બાંધેલા ઘંટના અવાજ કાને પડતા હતા. ગોવાળ લોકો ગાયો અને ભેંસોનું ધેંાર હાંકીને ઉંચે સ્વરે રાગડા તાણતા ગામ બહાર ચરાવાં જતા હતા. થોડે દૂર એક ઝુંપડીમાંથી ઘંટીનો ઘોર અને દળનારીનો સુર આવતો સંભળાયા કરતો હતો. આજના દિવસના આ નવિન કર્મપ્રવાહમાં અચલાની ચેતના ધીમે ધીમે વળવા લાગી અને આ વિચિત્ર પ્રવાહમાં પોતાનું દુઃખ, દુર્ભાગ્ય, ચિંતા અલ્પકાળને માટે ભૂલી ગઇ. પોતે ક્યાં બેઠી હતી, કેમ બેઠી હતી એ વિગેરેનું એને કાંઈ સ્મરણ રહ્યું નહી. એટલામાં એની નજર પાસે રમતા બે છોકરાઓ ઉપર પડી. આ જીર્ણ અને મલીન ધર્મશાળાનો પૂર્વનો ઇતિહાસ, તેનું પહેલાંનું ગૌરવ એ છોકરાઓ બીચારા શું જાણે? એટલે આ ધર્મશાળામાં ઘણે વખતે માણસ આવેલું જોઇને છોકરાઓ પણ આશ્ચર્ય પામ્યા હતા.

અચલાને આ છોકરાઓને કાંઇ પુછવાની ઇચ્છા આવી પરંતુ એટલામાં બન્ને છોકરા ત્યાંથી અંતર્ધ્યાન થઇ ગયા. હવે એ વિચારનિદ્રામાંથી જાગૃત થઇ ગઇ. એને યાદ આવ્યું કે સુરેશ કહીને ગયો હતો કે હમણાં હું કપડાં બદલીને આવું છું. છતાં આટલી બધી વાર થઇ એ કેમ ન આવ્યા? "આટલો બધો વખત એ એકલા એકલા શું કરતા હશે?" એ જાણવાની જીજ્ઞાસાથી અચલા બેઠી હતી ત્યાંથી ઉઠી અને ધીરે ધીરે સુરેશ જે ઓરડીમાં ગયો હતો ત્યાં જઇને ઉભી રહી. બારણાં કાલાં વાસેલાં હતાં. અંદર કોઇનુયે હલન ચલન જણાતું ન હોતું. બે એક મિનીટ એ સ્થિર ભાવે બહાર ઉભી રહી પછી ધીમે રહીને એણે બારણું ઉઘાડયું. અંદર નજર

ફરી તો બધે અંધારૂં. એનું હૃદય ભયથી કંપી ઉઠયું. એક નાના જાળીઆમાંથી આવતા સૂર્યના પ્રકાશ દ્વારા અચલાએ જોયું તો જમીન ઉપર સુરેશ પહેલાં કપડાંભેર ચત્તોપાટ પડીને સુઈ રહ્યો હતો. પાસે એની બૅગ ખુલ્લી પડી રહી હતી અને એમાંની ચીજો બધી અસ્તવ્યસ્ત પડેલી જણાતી હતી.

એક નિમિષ માત્રમાં અચલા સર્વ કળી ગઇ. એને યાદ આવ્યું કે "આ ડૉકટર છે. ડૉકટર મનુષ્યના પ્રાણ બચાવી શકવાની વિદ્યા જાણે છે એટલુંજ નહી પણ મનુષ્યના પ્રાણ હરી લેવાનું કૌશલ્ય પણ એ ડૉકટરથી અજાણ્યું હોતું નથી. એમને પોતાની ભૂલનો પસ્તાવો થયો હોય, એમને ગ્લાનિ થઇ હોય, એમને પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનો વિચાર થઇ આવ્યો હોય, એમણે આ સંસાર-માંથી વિદાય લીધી હોય." આવા આવા અચલાને અનેક વિચાર આવવા માંડયા અને એનું ધૈર્ય ડગી ગયું. બારણું ઝાલીને એ ત્યાંની ત્યાંજ બેસી ગઇ. ત્યાંથી આગળ વધવાનું સાહસ ન કરી શકી.

સુરેશના અચેત શરીર તરફ એ જોઈ રહી અને એની આંખમાં દડદડ કરતાં આંસુ આવી ગયાં. "મારે લીધે બદનામી લઇને, હતાશ બની જઈ આ પૃથ્વીમાંથી એ હંમેશને માટે ચાલ્યા ગયા. એમનો ગમે તેવો ભારે અપરાધ હોય તો પણ તેની ક્ષમા ન આપે તેવાં કઠોર હૈયાં દુનિઆમાં ઘણાં ઓછાં હશે." આજે અચલાને આમાં પોતાનોજ અપરાધ જણાયો. પોતાનો દોષ દીવા જેવો દેખાયો.

સુરેશની સાથે એને પ્રથમ પરિચય થયો ત્યારથી તે અત્યાર સુધી એ બન્નેમાં જે કામના, વાસના, જે ભૂલ, ભ્રાન્તિ, જે મોહ, જે છલના, આગ્રહ, આવેગ વહી રહ્યા હતા તે તમામ આજે એક

પછી એક અચલાને દેખા દેવા લાગ્યાં. એનું પોતાનું આચરણ અને એના પિતાનું આચરણ એકાએક એના મનમાં ખડાં થઇ ગયાં. એ કંપી ઉઠી. કેવળ પોતાનાંજ નહી પણ અનેકનાં પાતકોનો ગુરૂભાર વહન કરતો સુરેશ આજે એ મહાન વિચારકના પદપ્રાન્ત આગળ જઇને ખડો થઈ ગયો. ત્યાં એક અક્ષરનો પણ ઉચ્ચાર કર્યા સિવાય પોતાને થવાની શિક્ષા સ્વીકારી લેશે અથવા તો પોતાનાં દુઃખો અને સંજોગોનાં રોદણાં રડીને એ ક્ષમાની ભિક્ષા માગી લેશે.

આ લોકમાં સુખોપભોગ કરવા માટે એની પાસે બધુંયે છે છતાં છાનોમાનો કાંઇ પણ આડંબર કર્યા શિવાય સર્વનો ત્યાગ કરીને એ ચાલ્યો ગયો, એ જાણીને અચલાને ગંભીર વેદના થવા લાગી. એ વેદના એને ઘડીએ ઘડીએ વીંધવા લાગી. એને એ પૂર્ણ પ્રેમથી ચાહતો હતો કે નહી એ વાત આ મૃત્યુની સન્મુખ પહોંચેલાને પુછવાનો અગર એનો અવિશ્વાસ કરવાનો અચલાને અવકાશ ન હોતો. એની બન્ને આંખોમાંથી દડદડ કરતી અશ્રુની ધારા વહી રહી. ગઇ રાત્રે ગાડીમાં જ્યારે ધર્મ અધર્મ તથા ન્યાય અન્યાયની અનેક રીતે બાંધછોડ થઇ હતી ત્યારે એ બધો અર્થહીન પ્રલાપ છે એમ અચલાને જરાએ ખબર હતી? "પ્રેમને નથી જાતિ, નથી ધર્મ; વિચાર-વિવેક, સારૂં-ખોટું કશુંયે નથી." એવા વિચારમાં જે મરી જાય છે તે સમાજે ઘડેલા કાયદાકાનુનોથી પર થઇ જાય છે, વિધિ નિષેધ એને સ્પર્શ કરી શકતાં નથી. મરણ સન્મુખ પહોંચેલો આજ એ વાતનો અસ્વીકાર શી રીતે કરે?

અચલા લુગડા વડે આંખમાંનાં આંસુ લુછતી હતી. ઓચીંતું એને જણાયું કે સુરેશનો દેહ હાલે છે. બીજી જ ક્ષણે એના મુખમાંથી કાંઇક અસ્ફુટ ઉદ્‌ગાર નીકળ્યો અને એણે પાસું ફેરવ્યું. "એ

મરી નથી ગયા—જીવે છે." અચલા વેગભેર ઉઠી એકદમ એની પાસે દોડી ગઈ અને ત્રુટતે સ્વરે બોલી "સુરેશ બાબુ!" પોતાનું નામ સાંભળીને સુરેશ આંખો ઉઘાડી જોઇ રહ્યો પણ કશું બોલ્યો નહી.

અચલા પણ કાંઇ બોલી શકી નહી. માત્ર એનો બાષ્પોચ્છ્વાસ એના કંઠનું રૂંધન કરીને અશ્રુને આકારે એની બન્ને આંખોમાંથી અવિચ્છિન્ન ધારે વહેવા લાગ્યો. થોડીવાર પહેલાંનાં એનાં આંસુ અને આ આંસુ એ બેમાં કેટલોએ ભેદ હતો.

સુરેશને એણે મરેલો ધારી લીધો હતો તે વખતે એની ચિંતાઓમાં એક વિશેષ ચિંતા એના અંતરમાં અત્યંત છાની પીડા કરી હતી. "આ અજાણ્યા અપરિચિત સ્થાનમાં સુરેશના મૃત દેહનું શી રીતે ઉત્તર સાધન કરવું, કોને બોલાવવું, કેટલી અપ્રીતિકર આલોચના થશે, અનેક કુત્સિત પ્રશ્નો ઉઠશે, એ સર્વનો હું શો જવાબ દઇશ, પોલીસ તપાસ ચલાવશે, કાંઇ કાંઇ વાતો બહાર આવશે." આવા આવા વિચારોને લીધે એનું શરીર અને મન લજ્જાથી કેવું પીડિત થઈ ઉઠયું હતું, કેવું ક્લિષ્ટ થઇ ગયું હતું તેનો એને પોતાને પણ પુરેપુરો ખ્યાલ આવ્યો નહોતો. એ અશ્ર તે પ્રકારનાં હતાં અને આવી આવી લાંછનાથી એ આમ અકસ્માત બચી ગઇ તેને લઇને, તેમજ સુરેશ જીવતો હતો એ જાણીને એનું અંતર ફરી પાછું ભરાઇ આવ્યું હતું, કૃતજ્ઞતાથી પરીપૂર્ણ થઇ ગયું હતું; એટલે આ અશ્રુ આવા પ્રકારનાં હતાં.

અચલાને આમને આમ રડતી જોઇને કેટલીકવારે સુરેશે ધીરે રહીને પૂછ્યું "રડો છો કેમ અચલા!"

એ ત્રુટતા સ્વરે બોલી "તમે કેમ આવી રીતે સુઇ રહ્યા છો? તમે કેમ આવ્યા નહી? મને આટલી બધી બીવડાવી કેમ?"

અચલાના કંઠસ્વરમાં જે સ્નેહ, જે કરુણા, જે મધુરતા હતી તેણે એકલી સુરેશના જ હૃદયમાં નહી પણ ખુદ એના પોતાના હૃદયમાં પણ મોહનો સંચાર કરી દીધો. વળી એ બોલી "તમને જો આટલી બધી ઉંઘ ભરાઇ ગઈ હતી તો મને કહ્યું કેમ નહી ! હું પેલી મોટી ઓરડી સાફ કરી આપત અને કાંઇક આપવાનું કરીને પડોશમાંથી તમારે માટે ગોદડું માગી લાવત. તમને પથારી કરી આપત. ટ્રેનની તો હજી ઘણીએ વાર છે."

સુરેશે કાંઇ જવાબ દીધો નહી. માત્ર સ્નેહભરી આંખે અચલાના મુખ સામું જોઇને ધીમે ધીમે પોતાનો હાથ લાંબો કરી અચલાનો હાથ લઇ પોતાના ધીકી જતા કપાળ ઉપર મુકયો અને પછી દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો.

સુરેશનું કપાળ ઉનું ઉનું થઈ ગયું હતું. અચલાનો કર એ કપાળ ઉપર પડતાં એ આશ્ચર્ય પામી ગઇ અને બોલી ઉઠી "કપાળ તો ધીકી જાય છે. જ્વર આવ્યો છે ?"

" હા, આ જ્વર સ્હેજમાં ઉતરી જાય એમ મને નથી લાગતું. ઘણું કરીને—"

અચલાએ પોતાનો હાથ ધીમે ધીમે લઇ લીધો. એના મુખમાંથી પણ દીર્ઘ નિ:શ્વાસ નીકળી પડયો. એક મુહૂર્ત માત્રમાં એનાં અંતરમાં સ્નેહ અને મમતા ઉભરાઇ ગયાં. સહન કરવાની-ધીરજ ધરવાની એનામાં જે કાંઇ શક્તિ હતી તે તમામ એકત્ર કરીને એણે ગાડી ક્યારે આવે એની જ રાહ સવારથી જોવા માંડી હતી; પરંતુ આ અણચીંતવ્યા અને અણધારેલા વિઘ્નમેઘથી એની આશાનાં ક્ષીણ કિરણો પણ નિમિષ માત્રમાં ઢંકાઇ ગયાં અને મૃત્યુ સિવાય હવે આ દુનીઆમાં એને ઇચ્છવા જેવી બીજી કોઇ વસ્તુ રહી નહી.

સુરેશને આવી સ્થિતિમાં એકલો મુકીને ચાલ્યા જવાની તો એ કલ્પના પણ ન કરી શકી. હવે એને માથે બીજો ભાર આવી પડયો. "આ અપરિચિત સ્થાનમાં આમને માટે મારે હવે શું કરવું? હું કોની પાસે જઇને સહાય માગું? અહીંઆં મારી લાગણી ધરાવે એવું કોણ છે? હું તે કયા પરિચયથી કોઇને કાંઇ કામ સોંપી શકું? રોજ રોજ મારે શાં શાં નાટકો ભજવવાં?" આવી આવી ચિંતાઓ એના મગજમાં વિદ્યુત્–વેગે દોડા દોડી કરી રહી હતી. "લાવ અહીંથી કાંઈ નાસી જાઉં, છુટે મોઢે રડી દઉં, માથું ફોડી નાખી આ દુર્ભાગી જીવનનો અંત આણી દઉં." આવા આવા એણે ઘણાએ વિચારો કર્યા પણ કશા નિશ્ચય ઉપર એ ન આવી શકી.

---

## ૩૦ મૃણાલનો પત્ર

વરસાદમાં પલળતા કેદારબાબુ મહિમ અને અચલાને સ્ટેશન ઉપર તે દિવસે વિદાય કરી આવ્યા પછી તાવે પડયા હતા. એમને શરદી લાગી ગઇ હતી અને એમના સાંધા રહી ગયા હતા. આઠેક દિવસ એમને શરદીનો જ્વર રહ્યો. પુત્રી અને જમાઇના હજુ સુધી કશાએ કુશળ સમાચાર આવ્યા નહોતા એટલે એ ચિંતા પણ એમને પીડી રહી હતી. તાવલા તાવલા એમણે જબલપુર પોતાના મિત્રને કાગળ લખીને ખબર મંગાવી હતી. આજે એમના મિત્રનો જવાબ આવ્યો હતો. એમાં લખ્યું હતું કે "અહીં તો કોઇ આવ્યું નથી અને અમે તો એમના વિષે કશુંયે જાણતા નથી." કેદારબાબુએ આ પત્રને વારંવાર વાંચ્યો. ફીકકે મોઢે શૂન્ય દૃષ્ટિએ બહાર જોતા એ પોતાનાં ચસમાંના કાચ લુગડાવતી લુછી રહ્યા હતા. "એમને શું થયું હશે? એ કયાં ગયા હશે? હું એમની કયાં ખબર કઢાવું? કોને

કાગળ લખું? કોને પૂછું? અરે મારી આપત્તિવિપત્તિમાં મને સહાય આપનાર, સલાહ આપનાર સુરેશ પણ અહીંયાં નથી. એ પણ એમની સાથે ગયો છે." આવા આવા એ અનેક વિચાર કરવા લાગ્યા પણ એમને કોઇ માર્ગ સુઝયો નહી.

એટલામાં નોકરે આવીને એમના હાથમાં એક પત્ર મુકયો. કેદારબાબુએ નાક ઉપર ચસમાં ચડાવ્યાં અને ધ્રુજતા હાથે કાગળ ઉપરનું સરનામું વાંચવા લાગ્યા. પત્ર ઉપર અચલાનું સરનામું હતું. કાગળ ઉપરના અક્ષરો સ્ત્રીના હાથના જણાતા હતા. એ પત્ર કોણે લખ્યો હશે, કયાંથી આવ્યો હશે એ જાણવાની ઇંતેજારીથી કેદાર-બાબુએ એકદમ પરબીડીયું ફાડી નાખ્યું અને અંદરનો કાગળ બહાર કાઢીને પહેલું જ લખનારનું નામ જોવા લાગ્યા. કાગળને અંતે લખ્યું હતું "તમારી મૃણાલ." એમણે કાગળ પહેલેથી છેડે સુધી વાંચી જોયો. એકવાર વાંચ્યો, બેવાર વાંચ્યો, અનેકવાર વાંચ્યો; વાંચીને ચસમાં કપાળ ઉપર ચઢાવી દીધાં. એમના મનમાં શું યુદ્ધ ચાલી રહ્યું હતું તે એમનો જગદીશ્વર જાણે. થોડીવાર થઇ એટલે વળી પાછાં ચસમાં નીચે ઉતારીને એમણે એ કાગળ ફરીથી વાંચ્યો. સ્ત્રીની સહિષ્ણુતા, ક્ષમા, ધૈર્ય વિગેરે સંબંધી તીવ્ર તેમ મધુર ઉપ-દેશ આપીને મૃણાલે છેવટે લખ્યું હતું કે "જો કે મોટાભાઇએ મને તમારા સંબંધી કશીએ વાત કરી નથી, તેમ જ મેં પૂછ્યું છતાંએ એમણે કશોયે જવાબ નથી દીધો, ઉલટા એ ખીજવાઇ ગયા. એ બધુંએ ખરૂં, પરંતુ હું પણ સ્ત્રી છું, હું બધુંએ સમજું છું. ઠીક, બેન, લડાઇ ટંટો તો કોને ઘેર નથી થતો ભાઇ? પણ આટલું અભિમાન ન રાખવું જોઇએ. તમારા સ્વામીએ એમના શરીર અને મનની નબળી સ્થિતિને લઇને તમારા ઉપર કદાચ ગુસ્સો કર્યો હોય,

અધીરા બનીને તમને અન્યાય આપી કદાચ એમને એમ ચાલ્યાએ આવ્યા હોય. પણ તમારે ગાંડાઇ ન કરવી જોઇએ. એમણે કહ્યું હશે કે હું તો ચાલ્યો જાઉં છું અને તમે બેદરકારીથી જવાબ દીધો હશે કે ચાલ્યા જાઓ. હશે, પણ હવે તો તમેએ તમારા વનવાસમાં આવો. મને માત્ર એક જ વિચાર આવે છે બેન, કે મહાપરાણે જેમ તેમ કરીને પ્રાણ ટકાવી રાખતો મૂરેલા જેવો તમારો પતિ, તેને તમે આ વનમાં સહેજમાં કેમ છોડી દીધો ? આજે સાત આઠ દિવસ થઈ ગયા. આમ નિશ્ચિંત મને બાપને ઘેર સાત આઠ વરસ બેસી રહેશો ? ખરૂં કહું છું, જે દિવસે એ અહીં આવ્યા તે વખતે તો હું એમને ઓળખી શકીએ નહી. તમારે શાથી ટંટો થયો, કયારે થયો, શા માટે થયો ? તમે તો એમની સાથે પશ્ચિમમાં હવા ફેરે જવાનાં હતાં, તેને બદલે એ અહીં આવના રહ્યા; આ બધાનું કારણ હું જાણતી નથી, જાણવા માગતી પણ નથી; પરંતુ હું તમને મારા સમ ઘાલીને લખું છું કે આ પત્ર પહોંચતાં વેંત જ અહીં ચાલ્યાં આવો. તમે જાણો છો કે મારાં સાસુને છોડીને મારાથી કાંઇ જવાતું નથી છતાંએ જો મોટાભાઇનું શરીર સારૂં હોત તો હું જાતે આવીને તમારૂં કાંડું પકડી તમને તેડી જાત. એકવાર અહીં આવો, તમારી નજરો નજર એમને જુવો એટલે તમને સમજાશે કે માનમાં ને માનમાં તમે એમને કેટલો ભારે અન્યાય કર્યો છે. આ ઘર પણ તમારૂં છે, હુંયે તમારી છું. એમની ખાતર અહીં આવવામાં જરાએ દ્વિધાભાવ ન રાખશો. તમારી કાગને ડોળે રાહ જોઇએ છીએ. શ્રી ચરણે શતકોટિ પ્રણામ. હવે બીજી વાત. આ કાગળની વાત મોટાભાઇ બીલકુલે જાણતા નથી. મેં છાનો માનો લખ્યો છે. એજ. " તમારી મૃણાલ. "

આટલું લખ્યા બાદ મૃણાલે તાજા કલમ લખ્યું હતું કે "તમારા સ્વામી હવે અહીં આવેલા છે એટલે તમે સુરેશ બાબુને ત્યાં નહી રહેતાં હોય એમ જાણીને આ પત્ર મેં તમારા પિતાના ઘરને સરનામે લખ્યો છે. મને આશા છે કે એ પત્ર તમને વગર વિલંબે મળી જશે."

કેદારબાબુના હાથમાંથી કાગળ હેઠળ પડી ગયો. એ વિચાર કરવા લાગ્યા "આ કાગળ ઉપરથી તો જણાય છે કે મહિમ જબલપુર ન જતાં પાછો એને ગામ ગયો છે. અચલા ત્યાં નથી. એ કયાં હશે, એનું શું થયું વિગેરે વાત મહિમ જાણતો નથી. અગર જાણતો હોય તો કહેતો નથી." વળી એમને વિચાર આવ્યો "ત્યારે સુરેશ કયાં? એ એમનો અતિથિ થઇને એમની સાથે ગયો હતો. એ પણ હજુ પાછો નહી આવ્યો હોય. આવ્યો હોય તો મને મળ્યા શિવાય ન રહે." આ વિચાર આવતાંજ કેદારબાબુના મનમાં એક શંકા ખડી થઇ ગઇ. એમણે સુરેશની ખબર કાઢવા દાસીને મોકલી પછી એકદમ એ આરામ ખુરસીમાં પડયા અને પોતાની બન્ને આંખો એમણે મીચી દીધી.

બપોરે દાસી ખબર લઇને આવી કે "સુરેશ કયાં ગયો છે અને કયારે આવશે તે ફોઇબા નથી જાણતાં. સુરેશનો કાગળ પત્ર નથી તેથી એ પણ અત્યંત ચિંતા કર્યા કરે છે."

રાત્રે શયનખંડમાં કેદારબાબુ દીવાને અજવાળે વળી એક-વાર મૃણાલનો પત્ર વાંચવા બેઠા. એના એકેક અક્ષરની એ બારી-કાઇથી આલોચના કરવા લાગ્યા. કાંઇક પુત્રી સંબંધી લાભનું નીકળી આવે છે એ જોવા લાગ્યા. જો કાંઇક વિરૂદ્ધની વાત હોય તો પોતે કયાં જઇને પોતાનું મુખ છુપાવશે તેનો કશો તોડ એ કાઢી શકયા નહી. નાન-

પણુથી એમની આટલી ઉમર થઇ ત્યાં સુધી એ કલકત્તાના જ વાસી હતા. કલકત્તાની બહાર એ નીકળ્યાજ નહોતા એટલે બહાર કેવા લોકો વસતા હશે તેનો એમણે વિચાર સરખોએ કર્યો નહોતો. કદાચ એમને આજન્મથી પરિચિત સ્થાન, સમાજ અને સ્નેહી-વર્ગને છોડીને કોઇ અજ્ઞાનવાસમાં જઈને બાકી રહેલું જીવન ગાળવું પડે તો એમના એ દિવસો કેવી રીતે ગાળવા એ વિચાર એમને સ્વપ્નેયે નહી આવેલો; તેમજ કદાચ એમની પુત્રી દુર્ભાગી નીવડે અને તેનાં કર્મની શિક્ષા ભોગવવાનું તે પોતાના વૃદ્ધ માંદા અને અશક્ત પિતાને શિરે નાખી દે, તો તે પુત્રીને કેવાં કેવા અભિ-શાપ આપવા તે પણ એમના વિચાર બહારનો વિષય હતો.

આખી રાત મધ્યે એ એક મિનિટ પણ આંખ મીચી શકયા નહી. અત્યારે એમને દુનીયામાં કોઇ પોતાનું જણાતું નહોતું. " આ દુનીઆમાં મારૂં કોણ છે ?" એ જ પ્રશ્ન મનને એ વારંવાર પૂછવા લાગ્યા. એમને શય્યામાં પડી રહેવું હવે ઠીક ન લાગ્યું. સવાર થઈ ગયું હતું એટલે એ ઉઠયા અને તૈયાર થઇ ગયા. અંતરની વેદના અંતરમાં જ છુપાવીને એમણે કપડાં પહેરી લીધાં અને સ્ટેશન ઉપર જવા માટે નોકરને ગાડી લેવા મોકલ્યો.

---

## ૩૧ સુરમા કોણ હશે ?

શીયાળાનો સૂર્ય આથમવાની તૈયારી કરતો હતો. એનાં કિર-ણથી શોન નદીની સામે પાર આવેલા રેતીના રણની રેતી તપી રહી હતી, ચળકી રહી હતી. એ સમયે એ નદી નજીક એક બંગલામાં બારીનો કઠેરો ઝાલીને અચલા તે રેતી તરફ જોતી છાનીમાની ઉભી

હતી. એના પોતાના જીવનની સાથે તપી ગયેલ રેતીના રણુને કાંઇ થનિષ્ટ સંબંધ હતો કે નહી એ વાત તો કોરાણે રહી, પણુ એનાં બન્ને નિષ્પલક ચક્ષુ પ્રતિ પળ વાર માત્ર દૃષ્ટિપાત કરવાથી જણાશે કે એની નજરે આ સંસાર એક વિચિત્ર અને વિરાટ છાયાબાજી જેવો દેખાઈ રહ્યો હતો.

"બેન !"

અચલાએ ચમકીને પાછું જોયું તો ટ્રેનમાં જે રમણી સાથે એને મુલાકાત થઇ હતી અને જેણે આરા સ્ટેશને ઉતરતી વખતે "રાક્ષસી" નામથી પોતાનો પરિચય કરાવ્યો હતો તે રાક્ષસી એને બોલાવતી હતી.

રાક્ષસી અચલાની પાસે આવી અને એના શ્રીહીન અને વિચારનિમગ્ન મુખ તરફ થોડીવાર જોઇ રહી, પછી બોલી "જુઓ બેન, હવે તો બધાએ કહે છે કે સુરેશબાબુ સારા થઇ ગયા છે. ડૉકટર પણુ કહે છે કે હવે યત્કિંચિત્ પણુ ભય નથી. છતાં તમે હજુએ વિચારનિમગ્ન રહ્યા કરો છો! તમારા વિચાર ખુટતા જ નથી! તમારા મુખ ઉપર જરાએ હસતું ફરકતું નથી! આ તે તમે કરવા શું બેઠાં છો? અમારા પણુ પતિ છેસ્તો. એ પણુ સાજા માંદા થાય છે અને અમેએ ચિંતાગ્રસ્ત થઇ જઇએ છીએ. પરંતુ તમે તો ભાઇ અવધિ જ કરો છો!"

અચલાએ માત્ર નિઃશ્વાસ જ નાખ્યો. કાંઇ જવાબ દીધો નહી.

રાક્ષસી જરા ક્રોધ દર્શાવતી બોલી "આમ નિઃશ્વાસ નાખવાથી વધારે છે?" તોપણુ અચલાએ કાંઇ જવાબ દીધો નહી એટલે એનો હાથ પોતાના હાથમાં લઇને અત્યંત કરુણુ સ્વરે એણે પૂછ્યું "જુઓ સુરમા બેન, સાચું બોલજો ભાઇ. અમારે ત્યાં તમને જરાએ ગમતું

નથી, ખરૂંને ? તમને અહીં ઠીક નથી લાગતું. મને લાગે છે તમને અહીં દુઃખ થાય છે."

અચલા નદી તરફ જોતી હતી ત્યાંને ત્યાં જ જોઇ રહી, પણ હવે એણે જવાબ આપ્યો "તમારા સસરાજીએ અમારા ઉપર જે ઉપકાર કર્યો છે તે શું આ જન્મે ભૂલી શકાય એવા છે?"

રાક્ષસી હસી પડી અને બોલી "તમે ભૂલી જશો એટલા માટે મેં આ વાત સંભારી ? મારા સસરાજીએ તમને બુમ પાડી છતાં તમે જવાબ ન દીધો તે શું એટલા માટે ? તમે જાણ્યું કે ડોસો અમથો અમથો—"

અચલા વિસ્મય પામતી બોલી "ના ભાઈ, એમણે મને ક્યારે બુમ પાડી છે ?"

"કેમ ક્યારે બુમ પાડી છે ? હું સાક્ષી ન હોત તો તો તમે બોલ્યાં પ્રમાણ હતું. એમણે તમને ચાર પાંચ વાર "સુરમા, સુરમા" કહીને બુમ પાડી તે દેવમંદિરમાંથી મેં મારા કાનોકાન સાંભળ્યું; એટલે હું પૂજાનું સાહિત્ય તૈયાર કરતી કરતી ઉઠી અને જોયું તો એ દાદરે ઉતરતા હતા. હું ખરી વાત કહું છું બેન, મશ્કરી કરતી નથી."

અચલાએ મનમાં ને મનમાં વિચાર કર્યો "મેં કેમ એમનો અવાજ નહી સાંભળ્યો હોય ?" લજ્જીત બનીને એ બોલી "ઘણું કરીને હું તે વખતે તો ઘરમાં—"

"ઘરમાં? અરે ઘરમાં શાનાં, જેની ખાતર ઘરમાં રહેવાનું તે તો બહાર એટલે તેમની પ્રતીક્ષા કરતાં તમે બારીએ આવીને ઉભાં રહ્યાં છો." બોલતી બોલતી રાક્ષસી વળી પાછી હસી પડી અને આગળ બોલી "પણ તમે હવે તમારાં ક્યારે રહ્યાં છો તે આ

વૃદ્ધની બુમ સાંભળો ? જેનો તમે વિચાર કરી રહ્યાં છો તે જો તમને બોલાવે—"

અચલા નદીની પેલી બાજુ જોઇ રહી. રાક્ષસીની વ્યંગોક્તિઓનો જવાબ દેવાની એણે ચેષ્ટા સરખી કરી નહી. અહીં અમારા વાંચકવૃંદને જણાવી દેવું જોઇએ કે રાક્ષસીમાં નામ પ્રમાણે ગુણ નહોતા, તેમ એનું ખરૂં નામ રાક્ષસી નહી પણ વીણા હતું. એના જન્મકાળ વખતે જ એની જનેતા ગુજરી જવાથી એની માની માએ રીસમાં એનું નામ રાક્ષસી પાડયું હતું. આ નામ એણે પોતાને સારૂ‌રે છાનું રાખ્યું નહોતું.

અચલાને મોંઢુ ફેરવીને છાની માની બેસી રહેલી જોઇને રાક્ષસી મનમાં ને મનમાં શરમાઇ ગઇ. પછી પસ્તાવો કરતી બોલી "સુરમા બેન, હું તો તમારી સ્હેજ મશ્કરી કરતી હતી. એમાં તમને ખોટું લાગ્યું ? તમને સસરાજી પ્રતિ કેટલો બધો ભક્તિભાવ છે તે શું હું જાણતી નથી ? એમણે મને બધીએ વાત કરી છે. સવારમાં એ ફરીને આવતા હતા અને તમે આ શહેરથી અજાણ્યાં રડતાં રડતાં ડૉકટરનું ઘર ખોળતાં હતાં. તમે ઉતર્યાં હતાં તે ધર્મશાળામાં એ તમારી સાથે આવ્યા અને તમને અને તમારા સ્વામીને અહીં તેડી લાવ્યા. આ બધું પરમેશ્વરનું જ કરવું. નહી તો અમારે ઘેર તમારાં પગલાં કયાંથી ? તે દિવસે આપણે ગાડીમાં મળ્યાં ત્યારે આપણને જરાએ ખ્યાલ હતો કે આટલો જલદીથી ફરી આપણો મેળાપ થશે ? પરંતુ મારા પ્રશ્નનો જવાબ હજુ મને મળ્યો નથી. મેં તમને એમ પૂછ્યું હતું કે તમને હવે અમારે ત્યાં ઠીક લાગતું નથી એ વાત તો જાણે હું સમજી છું; પણ તમને શાથી ઠીક લાગતું નથી ? અહીં તમને શું દુઃખ છે ? અહીં તમને શી અડચણ આડે છે ? એ મારે જાણવું છે." એમ બોલીને અચલાના ઉત્તરની એ

થોડીવાર રાહ જોઇ રહી પણ અચલા તો બીજી બાજુએ જોઇ રહી હતી. એટલે એના ઉપર વ્હાલ લાવીને "મારી સુરમા બેન, કેમ બોલતાં નથી ?" એમ કહીને જોરથી બે હાથવડે એણે અચલાનું મુખ પોતાના તરફ ફેરવ્યું. અચલાની બન્ને આંખમાંથી ગર ગર આંસુઓ ખરી રહ્યાં હતાં. વીણા તો સ્તબ્ધ જ બની ગઇ. અચલા લુગડાના છેડાથી આંસુ લુછવા લાગી.

બીજે દિવસે બપોરે એક માસિકમાંથી વીણા અચલાને એક નાની વાત વાંચી સંભળાવતી હતી. અચલા નેતરની ખુરસીમાં આડી પડી પડી કાંઇક સાંભળતી અને કાંઇક વિચાર કરતી હતી. એટલામાં વીણાના સસરા રામચરણ લાહિડી મહાશય દાદર ચઢતા ચઢતા " મા રાક્ષસી " બોલતા બોલતા ઉપર આવ્યા. બન્ને જણાં રામચરણને જોઇને ગભરાં ગભરાં પોતાની જગ્યાએથી ઉઠીને ઉભાં થયાં. વીણાએ દૂર પડેલી ખુરસી વૃદ્ધની પાસે તાણી લાવીને મુકી દીધી પછી એ બોલી " કેમ પિતાજી ?"

રામચરણબાબુ ઘણા નિષ્ઠાવાન ગૃહસ્થ હતા. ધીમે રહીને વીણાએ ખેંચી આણેલી ખુરસી ઉપર બેસીને અચલા તરફ સ્નેહભરી પ્રશાંત દૃષ્ટિએ જોતા એ બોલ્યા " તમને એક વાત કહેવાની છે મા, ભટ્ટાચાર્ય મહાશય આવ્યા છે. એ તમો પતિ પત્નીના નામથી સંકલ્પ કરીને શ્રીનારાયણને તુળસી ચઢાવે છે. કાલે તેનો છેલ્લો દિવસ છે, માટે તમારે કાલે, મા, એક કષ્ટ વેઠી લેવાનું છે. કાલે તમારે ઉપવાસ કરવાનો છે. આપણા ઘરમાં જ ભટ્ટાચાર્ય એ વિધિ કરવાના છે એટલે તમારે કાંઇ બહાર જવું પડે એવું નથી." રામચરણનું કહેવું સાંભળીને અચલાનું આખું મુખમંડળ એકદમ શ્યામ થઇ ગયું. વૃદ્ધ તો ન જોઇ શક્યા પણ વીણાની દૃષ્ટિથી એ છાનું ન રહી શક્યું. એ સનાતની આર્યની પુત્રી હતી. નાનપણથી

એ જ સંસ્કારમાં ઉછરેલી હતી અને પીડા પામતા પોતાના સ્વામીના કલ્યાણ માટે ગમે તે કરવું પડે તે પૂર્ણ ઉત્સાહ અને આનંદથી કરનારી એ હતી. એટલે અચલાના મુખ ઉપર ઉત્સાહ અને આનંદને બદલે કાલિમા પ્રસરી રહેલી જોઇને એના આશ્ચર્યનો પાર ન રહ્યો. છતાં પણ પોતાની સખીનું ઉપરાણું લઇને એ પોતાના સસરાને પૂછવા લાગી " પણ પિતાજી, નારાયણને તુળસી ચઢાવવાનાં તે તો સુરેશબાબુના આરોગ્યને માટે. તો પછી સુરેશબાબુને ઉપવાસ નહી કરવાનો અને બેનને ઉપવાસ કરવાનો એનું શું કારણ ? "

વૃદ્ધે હસીને કહ્યું " સુરેશબાબુ અને તારી બેન એ બે કાંઇ જુદાં છે મા ? એમની એવી પ્રકૃતિને લીધે સુરેશબાબુથી ઉપવાસ ન થઇ શકે તેથી જ તારી સુરમા બેનને કરવાનો છે. શાસ્ત્રમાં પણ લખ્યું છે કે પુરુષથી ન થાય તો તેની સ્ત્રીએ કરવો, એટલે એમાં કશોયે બાધ નથી."

અચલાએ હા કે ના કશોએ ઉત્તર આપ્યો નહી તેથી વૃદ્ધ એના સામું જોઇને બોલ્યા "કેમ બોલતી નથી સુરમા ? આમાં તને કાંઇ અડચણ જેવું છે ? "

અચલાએ તો હજુ પણ કશો જવાબ ન આપ્યો, એટલે વૃદ્ધ ધીરે રહીને પાછા વ્હાલભર્યા સ્વરે બોલ્યા " હશે ચાલો એમને કહીશું, એ જ કરશે. "

વૃદ્ધ એટલું કહીને નીચે ચાલ્યા ગયા. નોકર આવીને દીવા કરી ગયો. અચલા અને વીણા કાંઇ પણ બોલ્યા વિના બેસી રહ્યાં હતાં. માસિકમાંથી વાંચવા માંડેલી પેલી અધુરી રહેલી વાત પુરી કરવાનું એ બેમાંથી કોઇનેયે મન થયું નહી. આમને આમ કેટલીએ વાર

સુધી બન્ને જણુ બેસી રહ્યાં. પણુ પછીથી વીણુાને કોણુ જાણે કંઇક ઓચીંતું સાંભરી આવવાથી પોતાની ખુરસી અચલાની પાસે ખેંચી લાવીને પોતાના હાથ સખીના ખોળામાં મુકતી ધીમે ધીમે એ બોલી " નદીની પેલી પાર જોઇને મને શો વિચાર આવ્યો છે એ જાણો છો ? અરે આ શું ? કેમ ધ્રુજી ઉઠયાં ?"

અચલા અસ્ફુટ સ્વરે બોલી " મને ટાઢ વાય છે. "

વીણા એકદમ અંદરના ખંડમાં જઇને ગરમ કામળ લઇ આવી અને અચલાને શરીરે ઓઢાડી દીધી. પછી પોતાની જગ્યાએ બેસીને બોલી " તમને એક વાત પૂછવાની મને ઘણી બળવત્તર જીજ્ઞાસા થઇ આવી છે બેન. જો ખોટું ન લગાડો તો–"

વીણા શું કહેવા માગતી હશે એ આશંકાથી અચલાની છાતી ધડકવા લાગી. વધારે બોલવા જઇશ તો કદાચ મારો કંઠ થરડાઇ જશે એ ભયે એણે માત્ર "ના" એટલું જ કહ્યું.

વીણા એનો હાથ પોતાના હાથમાં લઇને બોલી "જુઓ, તમે મારાં મોટીબેન છો અને હું તમારી નાનીબેન છું. તે દિવસે ગાડીમાં આપણે એકબીજાને ઓળખતાં નહોતાં ત્યારે તમે મારાથી એક વાત છાની રાખી હતી. જે તમારા સ્વામી થાય છે, તે તમારા કોઇ સગા નથી એમ તમે મને કહેલું, અને વળી કહેલું કે મારા સ્વામી તો માંદા છે અને તે બીજા ડબ્બામાં છે. એમને લઇને હું જબ્બલપુર જાઉં છું. તમે મને છેતરવા પ્રયત્ન કર્યો હતો પરંતુ હું તમારાથી છેતરાઇ નહોતી. બોલો તે વખતે તમે કેમ જુઠું બોલ્યાં હતાં, કહો તો. "

અચલા લુખું હસતી બોલી " ના કહું તો ?"

" તો હું જ કહીશ. પણુ પહેલાં કહો, હું તમને બધી વાત કહું તો મને શું આપશો ?"

અચલાની છાતીના ધબકારા જાણે હમણાં બંધ થઈ જશે એમ થઇ ગયું. એના મુખ ઉપર મરણ સમયે જેવી પાંડુરતા આવી જાય તેવી પાંડુરતા આવી ગઇ. બત્તીના ઝાંખા પ્રકાશમાં વીણા એ જોઇ શકી કે નહી તે કહેવું કઠણ છે પરંતુ એ મોઢું મલકાવતી બોલી " વારૂં, તમારે કાંઇક આપવું હોય તો આપજો અને ન આપવું હોય તો ન આપશો; પણ બધી વાત કહું તો મને શું ખવડાવશો તે બોલો અચલા બેન ! "

વીણાના મુખમાંનો "અચલા" એ શબ્દ અચલાના કાનમાં અગ્નિની ઝાળ જેમ પેસે તેમ સોંસરો પેઠો. એ શબ્દ સાંભળીને એનું અડધું ચેતન ચાલ્યું ગયું.

વીણા બોલવા લાગી " આમાં આપણો બે બેનોનો કશોયે દોષ નથી. દોષ જોઇએ તો આપણા બન્ને સ્વામીનો છે. તમારા સ્વામી તાવના જોરમાં લવરી કરતા હતા અને તે લવરીમાં એમના મોઢામાંથી તમારૂં ખરૂં નામ નીકળી ગયું એટલે મારા પતિએ તે ઉપરથી વિચાર કરી કરીને તમારા સંબંધી સત્ય હકીકત ખોળી કાઢી છે. "

અચલા મહા પરાણે પોતાના મનને વારી રાખતી બોલી " તમે મારી શી સત્ય હકીકત સાંભળી ?"

" એ હકીકત સત્ય હોયે ખરી કે ન પણ હોય. એ તો એમણે શોધી કાઢી છે અને એ સત્ય માને છે. એક વાર એ રાત્રે ઓચીંતા મારી પાસે આવ્યા અને મને કહેવા લાગ્યા " તારી અચલા બેનનો વૃત્તાંત તું કાંઇ જાણે છે ? એ તો ઘેરથી નાસી આવેલાં છે." હું તો આ સાંભળીને એમના ઉપર ચીઢાઇ ગઇ અને ગુસ્સો કરીને

બોલી "જાવ, જાવ, એવી ખોટી હોંશીઆરી ન કરો. કદાચ આ વાત એમને કાને જશે તો જન્મારા સુધી એ તમારૂં મોઢું નહી જુવે."

અચલા ખુરસીના બન્ને હાથા મજબુત રીતે પકડી રાખીને બેસી રહી.

વીણા આગળ બોલવા લાગી "મેં એવું કહ્યું ત્યારે એ બોલ્યા કે 'ભલે એ મારૂં મોઢું ન જુએ, પણ હું સોગનપૂર્વક કહું છું કે મારી વાત ખરી છે. કાં તો એમને એમની નણંદ સાથે કજીયો થયો હોય, કે પછી સાસુ–સસરા સાથે કદાચ ન બન્યું હોય, એટલે સ્વામીને લઈને એ ઘરની બહાર ચાલી નીકળેલાં છે. સુરેશબાબુ તો બીચારા એટલા બધા એમને વશ છે કે તારી મોટીબેન એમને જો દરીઆમાં ડુબકી મારવાનું કહે તોયે "ના" એવો શબ્દ એમના મોઢામાંથી ન નીકળે. એ લોકો પોતાનાં નામ છુપાવીને અજ્ઞાત વાસમાં રહે છે એટલે એમનાં માતાપિતા આખી પૃથ્વી ખોળી વળે તોયે એમના વહુબેટાનો પત્તો ન લાગે. જો આ વાત ખરી ન હોય તો તું મને–'મેં કહ્યું કે ચાલો એમ હશે; પણ ગાડીમાં મારા જેવી અપરિચિત સ્રીને જુઠું કહેવાની એમની શી મતલબ હશે? મારા પતિએ મને હસતાં હસતાં જવાબ દીધો કે, તારી બેન જો તારા જેટલી જ બુદ્ધિવાળી હોત તો એમ કરવાની એમને કાંઈ જ મતલબ રહેત નહી. પણ એ બોટ નહોતી. એણે તારે મોઢે સાંભળ્યું કે તારૂં ઘર ડિહરીમાં છે અને બે દિવસ પછી તું ડિહરી જવાની છું એટલે એણે અચલા બદલીને સુરમા નામ રાખ્યું, ડિહરીને બદલે જબલપુર નામ આપ્યું અને સનાતનીને બદલે બ્રહ્મો બની ગઈ. તને એટલો વિચાર ન આવ્યો કે એમણે જબલપુર જવાની ટીકીટ લીધી છતાં ઓચીંતી

ગાડી બદલીને એ પાછાં આ દિશામાં કેમ આવ્યાં? વળી એમના માંદા પતિને લઇને કોઇ બંગાળીનું ઘર ન ખોળતાં એટલે બધે દૂર ભાગી-તુટી ગયેલી ધર્મશાળામાં જઇને એ શું કામ રહે?" એમ બોલતી બોલતી વીણા સ્નેહભાવે અચલાને બાઝી પડી અને ધીમે રહીને પૂછવા લાગી "બોલોને બેન, એ બધું શું છે? હું તમારી કથની કોઇનેયે કહીશ નહી. તમારા કસમ ખાઇને કહું છું."

વીણાને મોઢે પોતાના સંબંધી સત્ય વૃત્તાંતને ઉલટા જ રૂપમાં સાંભળીને અચલાનો દેહ અચેતન પદાર્થની માફક એકાએક પોતાની સખીના ખોળામાં ઢળી પડયો. પોતાના જીવનમાં લજ્જાને એક એક ડગલું પાછળ મુકતી મુકતી એ કેટલી બધી આગળ વધી ગઇ હશે તે તરફ એ નજર ફેંકવા લાગી તો એને જણાયું કે બે-માલુમ રીતે એ બીજે જ રસ્તે ચઢી ગઇ હતી. હવે પોતાના સૌભાગ્યને વહન કરવા જેટલી એનામાં શક્તિ નહોતી રહી, અને હવે એના જીવનમાં અવિશ્રાન્તપણે રડવા શીવાય કાંઇ પણ બાકી રહ્યું હશે કે કેમ તેનો એ કેશો થાગ કાઢી શકી નહી.

આ પ્રમાણે કેટલોક સમય વીતી ગયો. વીણા પોતાના વસ્ત્રને છેડે વારંવાર અચલાની આંખોનાં આંસુ લુછયા કરતી હતી. એણે સ્નેહભાવે કરુણ સ્વરે કહ્યું "સુરમાબેન, તમે વયમાં મારા કરતાં મોટાં છો છતાં હું તમને કહું છું કે આ તમારી નાનીબેનનું કહ્યું તમે માનો અને તમારે ગામ પાછાં જાવ. તમને આ પ્રયાણ સુખરૂપ નથી નીવડયું. તમારાં વડીલોને હવે વિશેષ ચિંતા ન કરાવો. તમારૂં અભિમાન મુકી દઇને તેમને સુખી કરો અને એમને ન ટટળાવો. રીસાઇને આવ્યાં હોઇએ તોયે ફરીથી સાસરે જતાં કશી શરમ રાખવી ન જોઇએ. એથી આપણે નાના માબાપનાં નથી થઇ જતાં,

આપણું ગૌરવ ઘટી નથી જતું." વળી થોડીવારે એ બોલી "કેમ કાંઇ બોલતાં નથી? પાછું નથી જવું? માતાપિતા ઉપર રીસ ચઢાવીને ઘરનો ત્યાગ કર્યા પછી સુરેશબાબુ સુખી નથી. ઘેર પાછાં જવાની વાત એ જો તમારે મોઢે સાંભળશે તો જરૂર ખુશી થશે એમ હું તમને ખાતરીપૂર્વક કહું છું."

અચલા હવે રડવાથી નિવૃત્ત થઇને ટટાર બની ગઇ. વીણા ઉત્સુક વદને એના સામું જોઇ રહી હતી. પ્રથમ તો વીણાને જવાબ આપતાં અચલાને ઘણી જ લજ્જા આવી ગઇ, પરંતુ એમ છાનામાનાં બેસી રહે સખીના સવાલથી એ મુક્ત થઇ શકે એમ નહોતું. વીણા એની પાસે વાત કઢાવ્યા શીવાય રહે તેમ હતું જ નહી એટલે નિરુપાયે સંકોચનો ત્યાગ કરીને એણે ધીમે રહીને કહ્યું "ઘેર પાછા જવાનો હવે અમારે કોઇ માર્ગ રહ્યો નથી વીણા બેન."

વીણાને એનું કહેવું સાચું ન લાગ્યું એટલે એણે પૂછ્યું "કેમ કોઇ માર્ગ રહ્યો નથી? જો કે મારે ને તમારે ઝાઝા દિવસોનું ઓળખાણ નથી છતાંએ મને તમારો જે યત્કિંચિત્ પણ પરિચય થયો છે તે ઉપરથી હું સર્વ સંસાર સમક્ષ પ્રતિજ્ઞા લઇને એટલું તો કહી શકું છું કે તમે એવું કોઇ કર્મ કર્યું નથી કે જેથી કોઇ પણ દિશામાં કોઇ તમારો માર્ગ બંધ કરી શકે. ચાલો, તમારા સાસરાનું મને ઠેકાણું આપો. હું પરમ દિવસે સવારની ગાડીએ મારે ગામ જવાની છું એટલે સસરાજીને લઇને હું પોતે તમારે ઘેર જઇને હાજર થઇ જઇશ. જોઉં છું તમારાં ડોસો ડોસી મને શું જવાબ આપે છે તે તમારાં એ જેવાં સાસુ સસરો છે તેવાંજ તે મારાંયે છે, એટલે તેમની પાસે જતાં મને કશીએ સંકોચ કે શરમ આવવાની નથી."

અચલા ચકિત થતી બોલી "તમે પરમ દિવસે તમારે ગામ જાવ છો એ વાત તો તમે મને અત્યાર સુધી કરીજ નહોતી. અહીં કોણ કોણ રહેવાનું છે?"

"કોઇએ નહી. ઘર સાચવવા એક ચાકર અને એક દરવાન એટલાજ રહેવાના છે. મારાં સાસુ ઘણા દિવસથી માંદાં છે, મરણ પથારીએ છે એમ કહું તો ચાલે; કારણ કે હવે એમની બચવાની જરાએ આશા રહી નથી. મરતા પહેલાં અમને બધાંને જોવાની એમની ઇચ્છા છે."

"ત્યારે તમારૂં સાસરૂં ક્યે ગામ?"

"કલકત્તામાં પટલ ડાંગામાં."

પટલડાંગાનું નામ સાંભળીને અચલાનું મુખ શુષ્ક બની ગયું. થોડીવાર છાની માની બેસી રહ્યા પછી એ બોલી "ત્યારે તો વીણા બેન અહીંથી કાલેજ ચાલ્યા જવું પડશે. હવે અહીં રહે નહી ચાલે."

વીણા હસી પડી. એ બોલી "તમારે આ ઘર છોડીને સત્વર ચાલ્યા જવું એમ કહેવાના આશયથી શું હું આ બધી ભાંજ-ગઢ કરી રહી છું? અત્યાર સુધી મેં તમારી સાથે જે વાતચીત કરી તેનો તમે આવો અર્થ લીધો? ના બેન, તમે કોઇ બીજે ઠેકાણે ચાલ્યાં જાવ એમ મારૂં કહેવું નથી. તમારી ઇચ્છા હોય ત્યાં સુધી ભલે તમે અમારા આ ઘરમાં રહો, અમને કશીએ અડચણ નથી."

અચલાએ કશો જવાબ આપ્યો નહી. થોડીવાર મૌન ધારણ કરીને પછી વિવર્ણ મુખે એણે પૂછ્યું "તમારૂં જવાનું શું ખરેખર નક્કી થઇ ગયું છે?"

"અરે નક્કી તે કેવું, અમારે જવાને ટ્રેનનો ડબ્બો પણ રીઝર્વ કરાવી દીધો છે. હમણાં તમે જો સસરાજીને બુમ મારશો તો તુરત જણાશે કે એ ઘણું કરીને પોટલાંની બાંધ છોડ કરતા હશે."

એટલામાં બારણા બહારથી આવીને દાસીએ વીણાને કહ્યું "વહૂમા, તમને રસોડામાં બોલાવે છે."

"આવી" એમ બોલીને હસતી હસતી એ અચલાના ગળે પોતાના બન્ને હાથ વીંટાળી દઇને એના કાનમાં કહેવા લાગી "અત્યાર સુધી આ ઘરમાં માણસોની વસ્તી હોવાથી તમે અહીં ઘણી મુસીબતમાં તમારા દહાડા કાઢ્યા છે. હવે આ ઘર ખાલી પડશે. અહીં કોઇ હશે નહી. તમારા માર્ગમાં અંતરાયરૂપ અમે પણ ચાલ્યાં જઇશું એટલે પછી સમજ્યાંને ભાઇ મોટાં બેન ?" એમ બોલતી સખીના કપાળ ઉપર સસ્નેહ અંગુલિપ્રહાર કરતી હસતી હસતી એ ત્યાંથી દાસીની પાછળ ઉતાવળે પગલે ચાલી ગઇ.

આમ આનંદ માણતી સૌભાગ્યવતી વીણા ત્યાંથી ચાલી ગઇ, પરંતુ એણે અચલાના કાનમાં છેવટની જે બે વાતો ધીમે રહીને કહી, એ સાંભળીને તો અચલા પાષાણની પ્રતિમા સમી સ્તબ્ધ બની ગઇ. આજની રાત્રિ અને કાલનો દિવસ એટલોજ સમય બાકી. ત્યાર પછી કશી બાધા, કશું વિઘ્ન નથી. આ નિર્જન શાંત ગામમાં પાસે તેમજ જેટલી દૂર એની દૃષ્ટિ જાય ત્યાં સુધી એ આંખો મીચીને પોતાનું ભવિષ્ય વિચારવા લાગી. કેવળ સુરેશજ એની દૃષ્ટિ આગળ ખડો થઇ ગયો. એના શીવાય એને કોઇ દૃષ્ટિગોચર થયું નહી.

## ૩૨. અદૃષ્ટની વિડંબના

આ જનહીન ગામમાં એકલા સુરેશની સંગતમાંજ જીવન-ગાળો કરવો પડશે એજ વિચાર પ્રત્યેક પળે આવી આવીને અચલાના અંતરમાં અથડાતો હતો. બાધા નથી, અંતરાય નથી, લજ્જા નથી. આજે નહી તો કાલે, પણ હવે એ યોગને શી રીતે ઠેલાશે ?

વીણા બોલી ગઇ હતી "સુરમા બેન, સસરાનું ઘર તે આપણુંજ ઘર. ત્યાં પાછાં જવામાં સ્ત્રી જાતિને કશીએ શરમ ન હોવી જોઇએ."

હાયરે હાય, એને શું થાય છે કે શું નહી તેના જમા ખર્ચનો હીસાબ એના અંતર્યામી શીવાય બીજું કોણ રાખી શકે ? આજે પણ એનો સ્વામી છે, તેમજ એનું બળેલું ઘર પણ હજુ પૃથ્વીમાં સમાઇ નહોતું ગયું. આજ પણ એ ત્યાં જઇને ઉભી રહી શકે એમ છે.

બાંધી રાખેલા પશુના મોઢા ઉપરની જાળ જ્યાં સુધી નીકળતી નથી ત્યાં સુધી એ જાળ કાઢી નાખવા માટે બીચારૂં પશુ જેમ એકજ સ્થળે માથું પટકી પટકીને મરી જાય છે, તેમ અચલાના મનની પ્રચંડ કામના એની છાતીમાંથી બહાર નીકળવાને માટે હાહાકાર કરી રહી હતી અને માથાં પટકી મરી જતી હતી. જોડેના ખંડમાં સુરેશ ઉંઘતો હતો અને એ ખંડનું વચલું બારણું થોડું અધખોલું રહ્યું હતું. એની જોડેની ગેલેરીમાં એક દાસી મોઢે માથે કામળ ઓઢીને નીરાંતે ઉંઘતી હતી. આખા ઘરમાં કોઇ જાગતું જણાતું નહોતું. માત્ર અચલાજ જાણે અગ્નિશય્યામાં પડી પડી બળી જતી હોય એમ અનુભવ કરવા લાગી. કેટલાએ દિવસથી

અચલા જે પલંગ ઉપર અત્યારે સુતી હતી તેના ઉપર એ અને વીણા બન્ને જોડે જોડે સુઇ રહેતાં હતાં. પરંતુ આજ 'વીણાનો' પતિ આવેલો હતો એટલે વીણા પતિના ખંડમાં સુવા ગઇ હતી. આ ઓરડામાં અત્યારે એ એકલી પડી ગઇ હતી અને વિચારમાળાના મણુકા એકલી એકલી ફેરવી રહી હતી. એનું વિક્ષિપ્ત, પીડિત ચિત્ત પાસેના બારણામાંથી પલંગ ઉપર સુતેલા સુરેશને જોતું હતું, અને અપમાન અને લજ્જાથી વિદીર્ણ થઇ કોઠતું હતું. એણે પોતાની સર્વ શક્તિનો સંચય કરી મનને વિરૂદ્ધ કરવા માંડયું, પણ તેમ કરતાં વિજળીના કાટકાથી વૃક્ષ જેમ કંપી ઉઠે તેમ એ કંપી ઉઠી. એનું આખું શરીર ધ્રુજી ઉઠયું.

પાસેના ખંડમાં ઘડીઆળમાં ટન ટન કરતા બે ટકોર થયા. રાતના બે વાગ્યા. આ ટાઢના દિવસોમાં પણ અત્યારે અચલાના મુખ ઉપર પરસેવાનાં બિંદુ બાઝી રહ્યાં હતાં. એ પથારીમાંથી ઉઠીને બેઠી થઇ. ગરમ ઓઢેલું એણે કાઢી નાખ્યું અને પાસેની બારી ઉઘાડીને એ બહાર જોવા લાગી. કૃષ્ણ પક્ષની અષ્ટમીનો ખંડ ચંદ્ર સામેજ ઉગેલો દેખાતો હતો અને એનાં મૃદુ કિરણો પડવાથી શોન નદીનું પાણી ઝગારા મારી રહ્યું હતું. મધ્યરાત્રિનો ઠંડો પવન એના તપ્ત લલાટ ઉપર જાણે સ્નેહભર્યો હાથ ફેરવતો હોય તેમ વાવા લાગ્યો.

• •

એટલી વાત તો અચલા ચોક્કસ રીતે સમજતી હતી કે એના આ અભિશાપ પામેલા હતભાગ્ય જીવનની અદ્ભૂત કહાણી લોકોમાં એક નાની સરખી આખ્યાયિકા થઇ પડશે. જે દિવસથી આ કહાણીનું પ્રથમ સૂત્ર શરૂ થયું તે દિવસથી એના મિથ્યા જીવને જે જે

પલટા લેવા માંડયા હતા, તે તમામ એક પછી એક ક્ષોભથી, અભિ-માનથી સંભારતાં સંભારતાં એની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. જે ભાગ્યવિધાતાને પરમેશ્વર તરીકે માનવાનું એને બાળપણથી શિક્ષણ મળ્યું હતું, તેજ ભાગ્યવિધાતાએ એના યૌવનના મુખ્ય આનંદને વિકૃત કરી નાખ્યો, મિથ્યા કરી દીધો અને એના યૌવનને ઉપહાસપાત્ર બનાવી દીધું. એટલે હવે એ શિક્ષણ એને વ્યર્થ જણાયું, નિરર્થક જણાયું. આંસુ લુછતી લુછતી એ વારંવાર બોલવા લાગી "અરે ઇશ્વર ! તમારા આનંદને માટે–તમારી રમત માટે આ અખિલ વિશ્વ બ્રહ્માંડમાં આ દુર્ભાગિનીના જીવન વિના તમને બીજું કોઈ સ્થાન જડયું નહી ? મારાજ જીવનની મશ્કરી કરવામાં તમે આનંદ માન્યો ?"

વળી પોતાની જાતને ઉદ્દેશીને એ કહેવા લાગી "ક્યાં હું હતી ? ક્યાં સુરેશ હતા ? બ્રહ્મોના તો એ પડછાયે પણ ઉભા નહોતા રહેતા. બ્રહ્મો પ્રતિની એમના ઘૃણા અને વિદ્વેષની અવધિ નહોતી. ભાગ્યની મશ્કરીથી આજ એમની આસક્તિ એટલી બધી વધી ગઇ છે કે હવે એનો આદિ અને અંત પણ શોધવો મુશ્કેલ છે. જેની સામું એ કદી પણ પ્રેમની નજરે ન જુએ, તે આજ એમની પ્રાણાધિક બની રહી છે. આ વાત ક્યાં સુધી છાની રહી શકશે ? શું કોઇ દિવસ પણ સત્ય હકિકત બહાર નહી આવે ? અદૃષ્ટની આવી વિડંબના શું કોઈ વખતે કોઇનાયે ભાગ્યમાં લખાઇ હશે ? અનેક દુઃખે પતિ મળ્યા, પણ તેનેયે હું સાચવી શકી નહી. મારી દુર્દશાનો ભાર વહન કરતા સુરેશ ઓચિંતા પતિને ઘેર આવી પહોંચ્યા. પતિનું સુખ અને સાથે સાથે એમનું ભાગ્ય પણ બળીને ભસ્મસાત્ થઇ ગયું."

વળી એ હાથ જોડતી રૂદ્ધ સ્વરે એ બોલવા લાગી "જગદીશ્વર, તમે મને એકવાર સ્ફુરણા કરી હતી કે તારા રોગમુક્ત સ્વામીના સ્નેહાશીર્વાદથી તારા અપરાધો નહીવત્ થઇ જશે; છતાં આવી મોટી દુર્ગતિમાં તમે મને કેમ હડસેલી દીધી ? મેં કદાચ તમારી સ્ફુરણા ન માનીને ભૂલ કરી અને મને એટલું એટલું વીત્યા છતાં સુરેશને મેં અમારી સાથે આવવાનું નિમંત્રણ કર્યું, એટલે હવે મારા અપરાધોનું પ્રક્ષાલન નહી થઈ શકે,—મને ચોંટેલા કલંકના ડાઘ નહી ભુસાઇ શકે એવું હતું તો અંતર્યામી! મારૂં અદૃષ્ટ ઘડતી વખતે તમે એ ભૂલ કેમ ન જોઇ? મારા અંતરમાં જે ભરાઇ રહ્યું હતું તે શું તમારી આંખે તમને નહોતું જણાયું ?"

પિતાના વિચાર અને સ્વામીના વિચાર આવતા તે મહા મુશ્કેલીએ એણે બે હાથે ઠેલી મુકયા, પરંતુ મૃણાલ અને ફોઇબાને એ ન ભુલી શકી. નીકળતી વખતે ફોઇબાએ એને આશીર્વાદ આપ્યો હતો કે "સતી સાધ્વી થજે બેટા !" એ આશીર્વાદનું એને સ્મરણ થઇ આવ્યું એટલે એની છાતી ઉપર જાણે એકાએક વજ્ર તુટી પડયું હોય તેમ એ શક્તિહીન બની ગઇ. આવી અવસ્થામાં બારીના કઠેરા ઉપર માથું મુકીને એ અશ્રુ સારી રહી હતી એટલામાં પાછળ કોઈનાં ધીમાં પગલાંનો અવાજ સંભળાયો. ચમકીને એણે એકદમ પાછું વાળીને જોયું તો ઉઘાડે દીલે અને ઉઘાડે પગે સુરેશ આવીને ઉભો રહ્યો હતો. એને જોઇને અચલા ઉશ્કેરાઇ ગઇ. કાંઇક બોલવા જતી હતી પણ એના કંઠનું રૂંધન થઈ ગયું. રૂંધન દબાવીને એની બોલવાની ઇચ્છા ન થઇ એટલે પાછી એ કઠેરા ઉપર માથું મુકીને નીચું જોઇ રહી; પરંતુ હવે એની આંખમાંથી કાંઇક અંતરે ટપકતાં આંસુ ચોધારાં વહેવા લાગ્યાં.

સર્વત્ર રાત્રિની ગંભીર શાંતિ પ્રસરી રહી હતી. ઘરમાં તેમજ બહાર કોઇનોયે અવાજ આવતો નહોતો. પાછળ ઉભેલો સુરેશ પાષાણની મૂર્તિની માફક સ્તબ્ધ ઉભો રહ્યો હતો. એનું આખું શરીર પવનથી જેમ વાંસ-પત્ર ખડખડાટ કરી ઉઠે તેમ ખડખડી ઉઠયું, ધ્રુજી ઉઠયું-અને આંખ મીચીને ઉઘાડીએ એટલામાં તો એણે પોતાના બન્ને હાથ લાંબા કરીને અચલાનું વદનમંડળ પોતાની છાતી ઉપર ખેંચી લીધું.

અચલા સુરેશના હાથમાંથી છુટી થઇને આંસુ લુછવા લાગી. પરંતુ મહાવિસ્મયની વાત તો એ હતી કે એના દુઃખનું મૂળ રૂપ સુરેશ અત્યારે એની સમક્ષ આવીને ઉભો હતો છતાં એના તરફ એને બીલકુલ ધૃણા ન થઇ. ઉલટું મૃદુ કંઠે એણે સુરેશને કહ્યું "તમે કેવી રીતે અહીં આવ્યા ?"

સુરેશ કાંઇ બોલ્યો નહી. એનાથી બોલીજ શકાયું નહી.

અચલા ધીમે રહીને બારી બંધ કરી દઇને બોલી "ટાઢમાં તમારા હાથ ધ્રુજે છે, માટે જાઓ, ઉઘાડે દીલે અહીં ઉભા રહેશો નહી. તમારા ખંડમાં જઇને સુઇ જાવ."

સુરેશની આંખો બળતી હતી. એના ગળામાં કંપ હતો. અચલાનો હાથ પોતાના હાથમાં લેતો ધ્રુજતો ધ્રુજતો એ બોલ્યો "ત્યારે તમે પણ મારા ખંડમાં ચાલોને."

અચલા વિસ્મય પામતી થોડીવાર એના મુખ સામું જોઇ રહી પછી "ના, આજે નહી" એમ બોલીને એણે સુરેશના હાથમાંથી પોતાનો હાથ ધીરે રહીને લઇ લીધો. પછી પૂછયું "હું હજી જાગું છું એમ જાણીને તમે અહીં આવ્યા ?"

સુરેશે કહ્યું "ત્યારે તમે શું એવી આશા રાખી હતી કે તમને ઉંઘતાં જાણીને હું અહીં આવીશ?"

"આશા?" બોલીને અચલા મોઢું ફેરવી જરા હસી. દીપકના અત્યંત ઝાંખા અજવાળામાં પણ અચલાનું આ સ્મિત સુરેશનાં નયનથી છાનું ન રહી શક્યું. એ સ્મિત એવું સુચવતું હતું કે "અરે કાપુરુષ, ચોરની પેઠે ઉંઘી ગયેલી રમણીના ખંડમાં પુરૂષ નથી પ્રવેશ કરતો એ મહત્ત્વનો તું અત્યારે પણ દાવો રાખી શકે છે?" પરંતુ અચલાના મુખમાંથી એક અક્ષર પણ બહાર નીકળ્યો નહી. થોડીવારે બારી આગળથી એ જરા દૂર ઉભી રહીને બોલી "તમારૂં શરીર સારૂં નથી માટે ઉજાગરો ન કરો, જાઓ સુઇ જાવ." એમ બોલીને એ ધીરે ધીરે પોતાની પથારીમાં જઇ મોઢે માથે ગોદડું ઓઢીને સુઇ ગઇ.

---

## ૩૩ સ્પૃશ્યાસ્પૃશ્ય

વીણા વિગેરે બધાં કલકત્તે ચાલ્યાં ગયાં હતાં. બે નોકર અને રામબાબુ અહીં રહ્યા હતા. રામબાબુને જરૂરી કામ હતું એટલે એ નહોતા ગયા. આખો દિવસ કામનું રોકાણ પહોંચતું હોવાથી રામચરણ બાબુને અચલા કે સુરેશ સાથે વાત કરવાનોયે સમય નહોતો મળતો. આજે એ સવારમાં વહેલા ઉઠયા હતા એટલે અચલાના ખંડ આગળ આવીને "સુરમા, સુરમા" કહીને બુમ પાડવા લાગ્યા. ટાઢના દિવસોમાં રામબાબુના શીવાય કોઇ વહેલું ઉઠયું નહોતું. અચલા બુમ સાંભળીને એકદમ હાંફતી હાંફતી પથારીમાંથી ઉઠીને બહાર આવી. થોડીવારમાં સુરેશ પણ બીજા ખંડમાંથી આંખો ચોળતો ચોળતો

બહાર આવ્યો. નિદ્રામાંથી હમણાંજ ઉઠેલાં આ દંપતીને જુદા જુદા ખંડમાંથી બહાર નીકળતાં જોઇને વૃદ્ધની પ્રસન્નતા એકદમ વિસ્મયતામાં પલટાઇ ગઇ. સુરેશ એ ન જોઇ શક્યો પણ અચલા સમજી ગઇ.

રામબાબુ સુરેશ સામું જોઇને બોલ્યા " સુરેશબાબુ, ધાંટાધાંટ કરીને મેં તમને વહેલા જગાડી દીધા, અને તમારી ઉંઘમાં ખલેલ પડ્યું એ મારાથી મોટો અન્યાય થઇ ગયો છે."સુરેશે હસતાં હસતાં કહ્યું"કશોએ અન્યાય થયો નથી. હું તો જાગતોજ પડી રહ્યો હતો. બાકી હું તો એવો ઉંઘણસી છું કે ભલેને તમે મારા માથા ઉપર નગારાં વગાડો તોયે હું જાગું નહી."

વૃદ્ધ અચલા સામું જોઇને બોલ્યા "આજે મારે મારી સુરમા બેટીને તકલીફ આપવાની જરૂર પડી છે. મારી પાલખી તૈયાર થઇ ગઇ છે. ઘણું કરીને બે ત્રણ વાગ્યા પહેલાં હું પાછો આવી શકીશ નહી, માટે આ બુઢ્ઢાને માટે ચારેક વાગ્યાને આશરે દાળ ભાત કરી મુકજે મા. "

રામચરણ બાબુ પરમનિષ્ઠાવાન અને નિરામિષાહારી બ્રાહ્મણ હતા. પોતાની સ્ત્રી અને પુત્રવધૂ શીવાય કોઇના પણ હાથનું એ ખાતા નહોતા. એમનું રસોડું તદ્દન અલગ હતું એટલુંજ નહી પરંતુ એ રસોડામાં કોઇનેયે જવાનો અધિકાર નહોતો. કોઇ ન હોય ત્યારે એ જાતે પોતાને હાથે રસોઇ કરી લેતા હતા તેથી વીણા કલકત્તા જઇ શકી હતી; અને એમા ગયા પછી રામબાબુ પોતાને હાથેજ રસોઇ કરીને જમતા હતા. આજે એ ભાર અચલા ઉપર નાખવાનો એમણે પ્રસ્તાવ કરેલો જોઇને અચલા વિસ્મય, વેદના અને લજ્જાથી અભિભૂત બની ગઇ.

રામબાબુ અચલાના મ્લાન મુખ સામું જોતા સ્નેહવડે બોલ્યા "તને એવો વિચાર આવતો હશે બેટા, કે આજે આ બુઢ્ઢો બોલે છે શું ? કોઇના હાથની રસોઇ ન જમવી એ એમનો વિચાર આજે ક્યાં છુપાઈ ગયો ? બેટા, હું રાક્ષસીના હાથનું જમું છું એટલે તારા હાથનાં દાળભાત જમતાં મને કશોયે બાધ નથી, વળી ચાર વાગે પાછા આવીને ચૂલો સળગાવવાની મને ઇચ્છા થવાની નથી. માટે જેવું થાય તેવું કરજોજ." એટલું કહીને એ અચલાના મુખ સામું જોઈ રહ્યા. વળી પાછા હસીને બોલ્યા "તને એવો વિચાર આવ્યો છે કે આ બુઢ્ઢો એવો ઉદાર થઈ ગયો છે તો મને શું કામ તસ્દી આપે છે ? કોઇ હિંદુસ્થાની બ્રાહ્મણને બોલાવીને રંધાવી લે તો શું ખોટું ? પણ ના બેટા, એમ ન બની શકે. હું મરી જાઉં તોયે સંધ્યાગાયત્રી-રહિત એવા હિંદુસ્થાની મહારાજોના હાથનું રાંધેલું તો ખાઉંજ નહી ! બેટા, મને અત્યારે વધુ વાત કરવાનો સમય નથી. જમતાં જમતાં હું તને બધી સમજ પાડીશ." એમ બોલતા બોલતા વૃદ્ધ ત્યાંથી જવાનો ઉપક્રમ કરવા લાગ્યા પરંતુ અચલા ગભરાતી ગભરાતી બોલી ઉઠી "પણ મને બરોબર રાંધતાં આવડતું નથી. મારૂં રાંધેલું તમને પસંદ નહી આવે."

વૃદ્ધ જતા જતા ઉભા રહ્યા અને હસીને બોલ્યા "તારી આ વાત હું ખરી માનીશ એમ તું જાણે છે ?"

"ત્યારે શું બધાંનેયે રાંધતાં આવડતું હશે ?"

"બધાંનેયે રાંધતાં આવડતું હશે એવું હું ક્યારે કહું છું ?"

અચલા કશો પ્રત્યુત્તર આપી શકી નહી. મૌનજ રહી. પરંતુ હવે સુરેશને અહીં ઉભું રહેવું અશક્ય લાગ્યું. અચલાના વિવર્ણ મુખ

સામું જોતાં એની વેદના એ કળી ગયો. આ વૃદ્ધના સંસ્કાર, એની ધર્મભાવના, આચાર-વિચાર ઉંચા હો કે નીચા હો, ખરા હો કે ખોટા હો, પરંતુ એને પોતાને હાથે રસોઇ કરી જમાડવામાં પોતે એને છેતરતી હતી એમ અચલાને લાગતું હતું; એટલે આ ભદ્ર નારીના હૃદયનો વિવેક સત્ય હકીકત બહાર આણ્યા શીવાય શી રીતે સચવાશે, તેનો વિચાર કરતો એ દાતણ કરવાનું બાનું કાઢીને દાદર નીચે ઉતરી પડયો.

"ચાલો હું પણ જાઉં" બોલતા રામચરણ બાબુ પણ સુરેશની પેઠ્વાડેજ ઉતરવા લાગ્યા. અચલા તો થાંભલા જેવી ઉભીજ રહી હતી. મહાપરાણે ચેતના આણતી એ બોલી ઉઠી "આટલું સાંભળતા—" વૃધ્ધે પાછા ફરીને જોયું તો અચલા નેત્ર નીચાં ઢાળીને ઉભીજ રહી હતી. વૃદ્ધ એક પગથીયું ઉપર ચઢીને આવ્યા અને બોલ્યા, "બેટા, મારે તને એક વાત જણાવી દેવી જોઇએ. મને શું કહીને બોલાવવો તેની તને મુઝવણ થયા કરે છે. હું તારા પિતાથી ઉંમરમાં નાનો નહી હોઉં માટે તું મને મોટા કાકા કહીને બોલાવજે. કેમ ખરૂંને?" "ઠીક."

વળી અચલા થોડીવાર ભૂમિ સામું જોઇ રહી. પછી પોતાની તમામ શક્તિ એકત્ર કરીને અસ્ફુટ સ્વરે બોલી "મારા પિતાજી બ્રાહ્મો છે."

રામચરણ બાબુ એ સાંભળીને ચમકી ઉઠયા અને બોલ્યા "અરે ખરી રીતે? ના, એ તો કમયા બ્રાહ્મોમાં જઇને બેસતા હશે. વળી સમા-જમાં જતા હશે એમાં શું થઇ ગયું બેટા? મને તો એમાં કાંઇ જણાતો નથી."

અચલાનું મુખ શરમથી લાલ લાલ થઇ ગયું. એણે મા
એટલુંજ કહ્યું "ના, એ તો ચુસ્ત બ્રહ્મો છે."

"હશે, તોયે શું થઇ ગયું ? બાપ બ્રહ્મો છે પણ દીકરી તો નથીને
એટલે ભય શો છે ? વળી તારો ધર્મ તો આમનો જે ધર્મ હો
તેજ. એ તો શુદ્ધ સનાતની છે. એમના ગળામાં યજ્ઞોપવીત શો
રહ્યું છે. તને તો આમનાં કર્મ સ્પર્શ કરે, તારા પિતાનાં કર્મો ત
સ્પર્શ કરી શકતાં નથી." વળી હસતા હસતા બોલ્યા "ચાલો મ
વાર થઇ જાય છે. આજે તું તારા આ વૃદ્ધ મોટા કાકા
છેતરી શકવાની નથી. આજે તારે રાંધવુંજ પડશે. મને લાગે છે
તે દિવસે તું ઉપવાસ કરવાની ના પાડતી હતી તે આટલાજ કાર
ણથી ખરૂંને ? આજે એનો ખંગ વાળું ત્યારેજ છોડું."

હવે અચલાએ પૂછ્યું "વારૂ મોટા કાકા, જો હું પોતેજ બ્રહ્મ
મહિલા હોઉં તો તમે મારા હાથનું ખાવ ખરા કે નહી?"

વૃદ્ધે કહ્યું "નહી. પરંતુ તમે પોતે બ્રહ્મ-મહિલા નથી. ત
થઇ શકો એમ પણ નથી."

અચલાએ પૂછ્યું "પણ એમ ધારો કે હું બ્રહ્મ-મહિલા છું. ત
એ ધર્મભેદને લીધે હું તમારી સમક્ષ અસ્પૃશ્ય લેખાઉં ?"

વૃદ્ધ બોલ્યા "અસ્પૃશ્ય તો નહી, પરંતુ તમારા હાથનું અ
ખાઇ શકીએ નહી."

આ વિષયમાં અચલાને ઘણું જાણવાની ઇચ્છા હતી તે
એટલેથી સંતોષ ન પામતાં એણે આગળ પૂછ્યું "શાથી ન ખાઓ
તમને ઘૃણા ઉપજે છે તેથી ?"

વૃદ્ધ કાંઇ ઉત્તર દઇ શક્યા નહી. કેવળ તાજી હકિકત એ

સામા મુખ સામું જોઇ રહ્યા. અચલા હવે વિના સંકોચે બોલી "મોટા કાકા, તમે કેટલી બધી દયાવાળા છો તે જાણનારા તો આ પૃથ્વીમાં ઘણાયે હશે, પરંતુ હું તે બધાથીએ તમારૂં દયાળુ હૃદય વધારે સારી રીતે પીછાણવાનો દાવો રાખું છું. મનુષ્યનું મન શાથી આટલું બધું અન–ઉદાર બની જતું હશે તેજ મારાથી સમજી શકાતું નથી. મનુષ્ય મનુષ્યની શાથી ઘૃણા કરતો હશે?"

વૃદ્ધ વ્યાકુળ બનીને બોલી ઉઠયા "હું ઘૃણા કરૂં છું? કોની મા? ક્યારે બેટા?"

"જેના હાથનું અડકેલું તમે અસ્પૃશ્ય માનો છો તેજ તમારી ઘૃણાને પાત્ર. તેનીજ તમે મનમાંને મનમાં ઘૃણા કરો છો. હમણાંજ તમે હિંદુસ્થાની બ્રાહ્મણની વાત કરી. તમે તમારે મુખેજ કબુલ કર્યું કે એવાના હાથે રાંધેલું તો મારે ગળે કદાપિએ ન ઉતરે. આથી દેશની કેટલી બધી ક્ષતિ, કેટલી બધી અવનતિ થાય છે તેનો—"

વૃદ્ધ અચલાનું બોલવું લક્ષપૂર્વક સાંભળી રહ્યા હતા. એ વાક્ય પુરૂં કરી રહી નહોતી એટલામાં તો વૃધ્ધે હસીને જવાબ દીધો "બેટા, હું કોઇનીએ ઘૃણા કરતો નથી. જે આક્ષેપ તું મારા ઉપર મુકે છે તે આક્ષેપ સાહેબ લોકો કરે છે. તેમની પાસેથી તારા પિતા શીખ્યા અને તારા પિતા પાસે તું શીખી. બાકી દરેક મનુષ્યમાં ભગવાન વસી રહેલા છે એ જ્ઞાન કાંઇ એમનામાંજ છે એવું નથી. એ જ્ઞાન અમારૂંજ હતું અને આજે પણ છે." એટલામાં હેઠળ કાંઇ કોલાહલ મચી ગયો તે તરફ વૃદ્ધ કાન માંડતા બોલ્યા "સુરમા, મારે માટે કાંઇ મિષ્ટાન્ન ભોજન બનાવવાનું નથી. માત્ર ભાતદાળજ બનાવવાનાં છે તે બનાવી રાખજે. મોઢામાં કોળીઆ મુકતાં મુકતાં હું તારી સાથે

બાકીની આલોચના કરીશ. તે વખતે મેં ક્યારે કોની ઘૃણા કરી અને એથી દેશની કેટલી અવનતિ થઈ, વિગેરે—અરે પણ હું જરા રોકાઈ ગયો. હવે તો હું જાઉં છું." બોલતાં બોલતાં વૃદ્ધ ઉતાવળે પગે દાદર ઉતરી પડ્યા.

---

## ૩૪ બિચારો ભારત દેશ

રાજાબાબુ કામથી પરવારીને બપોરે પાછા આવ્યા અને ભોજન વિગેરેથી પરવારીને જરા આડા પડયા. અચલા એમની પાસે જ બેઠી હતી. એ જરા હસીને બોલી "પરંતુ મોટા કાકા, જ્યારે તમને ખબર પડે કે આજે તમે વટલાયા છો, તે વખતે તમે મારા ઉપર ક્રોધ ન કરશો, આટલું હું તમને કહી મુકું છું."

વૃદ્ધ મધુરૂં હસતા બોલ્યા 'ઠીક, ઠીક બેટા" એમ કહીને એમને કામ હતું એટલે એ નીચે ઉતર્યા અને ગાડીમાં બેઠા! એમની ગાડીનો ખડખડ અવાજ જ્યાં સુધી અચલાના કાને સંભળાયા કર્યો ત્યાં સુધી એની નજર એ અવાજની પાછળને પાછળ જવા લાગી. ત્યાર પછી એ અવાજ ક્યારે બંધ પડયો અને બહારની ઉપાધિ એને પાષાણવત્ સ્તબ્ધ બનાવી દઈને એના ચિત્તમાંથી કઈ વખતે ખસી ગઈ તેનું એને ભાન રહ્યું નહી.

હિંદુસ્થાની દાસી ઘણા દિવસના પરિચયથી થોડું ઘણું બંગાળી બોલતાં શીખી ગઈ હતી. આજે અચલા ઘણા ગાઢ વિચારમાં એમને એમ બેસી રહી હતી તેને વિચારમાંથી જાગૃત કરવા એ બોલી "આજે ખાવું કરવું નથી એટલે આમ ચુપચાપ બેસી રહ્યાં છો ?"

અચલા વિચાર નિદ્રામાંથી જાગૃત થઈ સંધ્યા સંભ્રમ આડ ગયો તો. એકદમ ઉઠીને એ ઉભી થઇ ગઇ. અને જરા હસીને એણે હસીને જવાબ દીધો "હું તો સંધ્યાકાળ વીતી ગયા પછીથી જમું છું લાલુની મા."

લાલુની મા વિસ્મિત થતી બોલી "કેમ, તમે તો કહેતાં હતાં કે મોટા બાબુ જમીને જશે એટલે હું જમીશ."

"ના, હું તો રાતેજ જમીશ." એમ બોલતી દાસીને વધારે વાદવિવાદનો અવસર ન આપતાં એ ત્વરિત ગતિથી ત્યાંથી ચાલી ગઇ.

ઉપર જઇને એ બારીના કઠેરા પાસે ખુરસી તાણી લાવીને બેઠી અને નદી તરફ જોવા લાગી. રાત પડી ગઇ હતી છતાં એ ત્યાંજ બેસી રહી. થોડીવારે રામબાબુના પગના સીપાટનો અવાજ સંભળ્યો. અચલાએ મુખ ફેરવીને પાછું જોયું. એણે વૃદ્ધને ઉભેલા દીઠા; એ કાંઇ બોલવા જતી હતી એટલામાં વૃદ્ધજ પોતાના હાથમાંનો હુકો હડસેલી મેલી દૂર પડેલી ખુરસી નજીક ખેંચી લાવીને બેઠા, અને પછી હસતા હસતા બોલ્યા "પેલી વાતનું વિવેચન કરવા આવ્યો છું સુરમા. આજે તારા બહાદુરાની પિતાની તેમજ તારા આ વૃદ્ધ મોટા કાકાની દલીલોનો તારે તર્ક કરવાનો છે અને તારે જ તેનો ન્યાય કરવાનો છે. તારે મુખેથી એનો ન્યાય સાંભળ્યા વિના અત્યારે અહીંથી ખસવાનો નથી."

અચલા થાકી ગયેલાની પેઠે બોલી "હું તર્ક શાસ્ત્ર ક્યારે શીખેલી છું મોટા કાકા?"

રામબાબુ ડોકું હલાવતા બોલ્યા "અરે બસ કરરે તું તો

સદ્ગૃહસ્થની બેટી છે. હાં તો તું મને ખોટો પ્રૂફ કે હું તને ખોટી પ્રૂફું. આપણા બેમાંથી કોણ હારે છે તે જોઇએ."

અચલાના મનની સ્થિતિ અત્યારે કોઇપણ વિષયની આલોચના કરી શકે એવી નહોતી. આ તર્કયુદ્ધમાંથી પોતાની જાતને બચાવી લેવા માટે અચલાએ ટુંકામાંજ પતાવવા ધાર્યું. એણે કહ્યું "તમારી જોડે તે હું શો તર્ક કરી શકું મોટા કાકા. તમેજ જીતી ગયા છો. જે એકવાર હાર્યું તેને બીજીવાર હરાવવામાં તમને શો લાભ છે?"

રામબાબુએ તરત તો કાંઇ જવાબ આપ્યો નહી. અચલા ઉપર પ્રમાણે બોલી પરંતુ એના કંઠસ્વરમાં રહેલી ઉદ્વિગ્નતા એમનાથી છાની ન રહી શકી. આ છોકરી સુખી નથી, એના અંતરમાં ભયંકર વેદનાની આગ પ્રજળી રહેલી છે એમ એ સ્પષ્ટપણે સમજી શકયા હતા. થોડીવાર મૌન સેવ્યા પછી હસવાની ચેષ્ટા કરતા અત્યંત સ્નેહભાવે એ બોલ્યા "બેટા રીસ ન ચઢાવીશ. હું તો બુઢ્ઢો છું. મને વાતો કરવી બહુ ગમે છે. અત્યારે મને કાંઇ ગમ્યું નહી એટલે મેં વિચાર કર્યો કે લાવ, સુરમા પાસે જાઇ એને જરા ખેઢાવું; પણ તેં તો વાતને વચમાંથીજ કાપી નાખી." એમ બોલીને એમણે દૂર પડેલો હુક્કો લેવા નીચા નમીને હાથ લંબાવ્યો.

અચલાએ જાણ્યું કે ડોસા નીચે ચાલ્યા જશે અને બીચારા દુઃખે પાપે સમય વીતાવશે; એટલે એ એકદમ પોતાની ખુરસીમાંથી ઉઠી અને પોતે હુકકો ખેંચી લાવીને વૃદ્ધના હાથમાં આપતી બોલી "તમે અહીંજ બેસીને નીરાંતે હુકકો પીઓ. અહીંથી હમણાં હું તમને ઉઠવા દેવાની નથી."

વૃદ્ધ હુકકો પકડતા હસતા હસતા બોલ્યા "ઓ બાપરે."

"ચાલો, હુક્કો પીતા જાવ અને મારી સાથે વાત કરતા જાવ."

રામબાબુ મોઢામાંથી ધુમાડો કાઢતા કાઢતા ઊંચું જોવા લાગ્યા.

"જુવો ત્યારે મોટા કાકા, કોઈ દિવસ તમને ખબર પડે કે એના હાથનું રાંધેલું તમે આજે ખાધું છે તેના કરતાં વધારે નીચ અને ઘૃણાપાત્ર આ પૃથ્વીમાં બીજું કોઇ નથી, તો તમે શું કરો? પ્રાયશ્ચિત્ત? એમ સમજો કે શાસ્ત્રમાં એ પાપનું પ્રાયશ્ચિત્તજ ન લખ્યું હોય તો શું કરો?

"તો શું કરે? ચુક થઇ ગઇ તે થઇ ગઇ. બીજું શું પ્રાયશ્ચિત્ત કરવાનું રહે?"

"પણ તમને મારા ઉપર ઘૃણાએ ન થાય?"

"ક્યારે મા?"

"જ્યારે તમને ખબર પડે કે હું તો જાતમાં નથી રહી ત્યારે."

રામબાબુ હુક્કાને મુખ આગળથી બાજુએ ખસેડીને થોડીવાર અચલાના સામું જોઇ રહ્યા પછી ધીરે ધીરે બોલવા લાગ્યા "તારી આ વાતમાં મને કશીએ સમજણ પડતી નથી. પણ એટલું ખરૂં સુરમા, કે આવા આક્ષેપ મારા પુત્રને મુખેથી પણ મેં સાંભળ્યા છે. એ ચોખ્ખું કહેતો કે આ ખાવાપીવાની આભડછેટથી આપણો દેશ ધીમે ધીમે પૃથ્વીના પટમાંથી નેસ્તે નાબુદ થઈ જશે. કારણ કે એના મૂળમાં ઘૃણા રહેલી છે અને ઘૃણામાંથી સારૂં પરિણામ કોઇ દિવસ આવ્યું નથી."

અચલાને આ સાંભળીને મનમાં ને મનમાં ઘણું આશ્ચર્ય થયું. આ ઘરમાં આવી આલોચનાને કોઇ દિવસ પણ અવકાશ મળશે

એવી એને ધારણા સરખી નહોતી. એણે વૃદ્ધને પૂછ્યું " એ વાત શું કાંઇ ખોટી છે ?"

રામબાબુ હસતા હસતા બોલ્યા "ખોટી કે ખરી એનો જવાબ મેં એને આપ્યો નથી, પરંતુ એ વાત સત્ય નથી. શાસ્ત્રનાં વિધિ નિષેધને માનવાં પડે છે. મારા ગુરુદેવ હતા તે તો પોતાનાં હાથનુંજ રાંધેલું ખાતા હતા. પોતાની પુત્રીનેયે અડકવા દેતા નહોતા. તેથી શું એમ માની લેવું કે એ પોતાની પુત્રીની ઘૃણા કરતા હતા ?"

અચલાને જવાબ આપવો ન સુઝયો એટલે એ મૌન રહી. વૃદ્ધ વળી હુક્કો ગગડાવતા બોલવા લાગ્યા "મા, જુવાનીમાં હું ઘણા દેશોમાં ફર્યો છું. કેટલાંએ વન, જંગલ, પહાડ, પર્વત વિગેરે ઘણું જોઇ નાખ્યું. વિવિધ જાતના લોકોના સંસર્ગમાં પણ આવ્યો છું. એ બધાના આચાર વિચારની તો તમને જરાએ ખબર નથી. કેટલાક ખાવાપીવામાં આભડછેટનો બાધ રાખે છે, અને કેટલેક ઠેકાણે તો એવી આભડછેટનો આભાસ સરખોએ જણાતો નથી. વળી કેટલાક એક બીજાને અડકવામાં પણ આભડછેટ માને છે." બોલતાં બોલતાં વળી એ હુક્કાની નળી મોંઢામાં ઘાલીને ગુડગુડ બોલાવવા લાગ્યા. ધુમાડાના ગોટા કાઢીને વળી એ બોલવા લાગ્યા.

" સુરમા બેટા, તમે અસલ હકીકતથી કયાં વાકેફ છો ? તમે તો સાહેબ લોકો પાસે શીખ્યાં છો એટલે એજ ઉંચા, એજ રાજા અને એજ ધણી. કદાચ એ લોકો પગ ઉંચા રાખીને હાથે ચાલવાનું કાઢે, તોયે તમે કહેશો કે ના એ બરોબર છે. એવી રીતે ચાલવાનું ન શીખીએ તો આપણી ઉન્નતિ થવાની આશા નથી."

અચલાએ આ સાંભળીને માત્ર હસ્યાજ કર્યું. વૃદ્ધે આગળ

ચલાવ્યું "શ્રીધામ શ્રીક્ષેત્રમાં જઈએ ત્યારે માલૂમ પડે છે કે ત્યાં આભડછેટનો કાંઈ પણ વિચાર નથી, અને એવો વિચાર કરવાનો કોઈને ખ્યાલ પણ આવતો નથી."

એ આમ વાત કરતા હતા એટલામાં દાદરે કોઈ ચઢતું જણાયું એટલે વૃધ્ધે ડોકું ફેરવીને જોયું તો સુરેશ ઉપર આવતો હતો. એમણે એને પૂછ્યું. "આવો સુરેશબાબુ, તમે તો સનાતની છો એટલે જાતિભેદને માનો છો ને?"

સુરેશ આવો ઓચીંતો પ્રશ્ન સાંભળીને જરા ખચકાયો. શા વિષે વાત ચાલતી હશે, શી શી વાત ઉકલી ગઈ હશે તે વિગેરે એ નહી જાણતો હોવાથી કદાચ ભળતોજ જવાબ દેવાઈ જશે તો એવા ભયે કાંઈક સુચન મેળવવા એ અચલા સામું જોઈ રહ્યો. પણ એને તેવું કશું સુચન મળ્યું નહી એટલે હસતો હસતો એ મેં ભાવવાળું બોલ્યો કે "એ બાબતમાં આપ મારા કરતાં ઘણું સારૂં જાણો છો રામબાબુ."

રામબાબુએ કહ્યું "હું ઘણું સારૂં જાણું છું એમ તમે માનો છો, પણ તમારાં ગૃહિણી તો એ બધું એકદમ ઉલટ પાલટ કરી નાખવા માગે છે. એ તો કહે છે કે આ જાતિભેદે ઘણો અન્યાય કરી મુકયો છે અને એ સર્વના નાશનું મૂળ થઈ પડયો છે. એમને તો ગમે તેનું અન્ન ખાવામાંયે બાધ નથી નડતો. આવું શિક્ષણ એમને નાનપણથી એ કહે છે કે એમના બ્રહ્મો પિતા પાસેથી મળ્યું છે એટલે આજે એમના હાથનું રાંધેલું ખાવાથી હું વટલાઈ ગયો છું, અને મારે હવે પ્રાયશ્ચિત્ત કરવું જોઈએ. આ બાબતમાં તમારો શો અભિપ્રાય છે?"

સુરેશ નિર્વાક્ બની ગયો. અચલાના મીજાજથી એ અજાણ્યો નહોતો. એના અંતરમાં વિદ્રોહનો અગ્નિ પ્રજળી રહેલો છે તે હકીકત પણ એને નવી નહોતી. પરંતુ એ અગ્નિની જ્વાળા આજ ઓચીંતી ક્યાં સુધી વ્યાપી ગઇ હશે તેનું એ માપ ન કાઢી શક્યો તેથી એ ઉદ્વિગ્ન અને શુષ્ક બની ગયો હતો. બોલી તો ન શક્યો પણ કાંઇક હસવાનો એણે પ્રયત્ન કર્યો. પરંતુ હસવામાંયે એ નિષ્ફળ નીવડ્યો. હસવાથી તો એનું મોઢું વધારે વિકૃત બની ગયું. આખરે એ બોલ્યો "એ તો જરાક ગમ્મતની ખાતર એવું કહેતાં હશે."

રામબાબુ ગંભીર બનીને ડોકું ધુણાવતા બોલ્યા "ના, હું એમ નથી માની શકતો. સ્વામીના કલ્યાણને માટે આર્ય રમણી પોતાના કર્તવ્યનું પાલન કરવાની પણ ઇચ્છા ન કરે? તુળસી ચઢાવવાના છેલ્લે દિવસે પણ જેણે ઉપવાસ ન કર્યો તે જો ગમ્મતની ખાતરજ આમ કરતી હોય તો એની ગમ્મત ઘણી ભારે થઇ પડે. વારૂ સુરેશબાબુ, તમારાં લગ્ન થયાં તે તો હિંદુ ધર્મની વિધિ પ્રમાણે થયાંને ?"

સુરેશે કહ્યું "હા."

વૃદ્ધ મધુરૂં મધુરૂં હસતા બોલ્યા "ત્યારે મારૂં ધારવું ખરૂં છે." પછી અચલા તરફ જોતા એ બોલ્યા "જો કે મારે તને બીજું કેટલુંક હજુ ઘણું કહેવાનું છે, પરંતુ આટલું તો કહું છું કે તારા પિતા બ્રહ્મો છે તેથી કાંઇ વાંધો નથી. એવા મેં ઘણાએ બ્રહ્મો જોયા છે કે જે સમાજમાં જાય, કાંઇક અનાચાર પણ કરે, છતાંયે પુત્રીનાં લગ્ન આવે ત્યારે તો રીતસરજ ચાલે."

સુરેશ વૃદ્ધના સુરમાંજ સુર મીલાવતો બોલી ઉઠયો "આપે બરાબરે કહ્યું સામબાણુ. આજકાલ એવા લોકની સંખ્યા ઘણી વધી ગઇ છે. એમના—"

અચલા અને વૃદ્ધ બન્ને ચમકી ઉઠયાં. સુરેશ આગળ બોલે તેટલામાં તો અચલાજ તીક્ષ્ણ કંઠસ્વરે ગાજી ઉઠી. એ સુરેશના મુખ ઉપર પોતાનાં બન્ને નયન તીવ્રપણે તાકતી બોલી "આટલા આટલા અપરાધ કર્યા છતાં હજુએ એમાં ઉમેરો કરતાં લજાતા નથી ? અને તે પણ મારા મોઢા ઉપર ? એ બધીએ જુદી વાત છે. તમે એમ કહો છો કે મારા પિતા ઢોંગી છે ? એમણે કોઇનેયે છેતર્યા નથી. એ તો મનથી અને જ્ઞાનથી પુરેપુરા બ્રહ્મો છે. તમે જાણો છો એમણે—" બોલતી બોલતી એ ખુરશીમાંથી ઉઠીને ઉભી થઇ ગઇ.

સુરેશ પ્રથમ તો શીઆળીઆ થઇ ગયો, પરંતુ વૃદ્ધની વિસ્મયથી ફાટી રહેલી આંખ તરફ એણે જોયું ત્યારે તો એ પણ પ્રજળી ગયો. એ બોલ્યો "કેમ જુઠી વાત છે ? તમારા પિતા તમને હિંદુને ઘેર દેવા રાજી નહોતા ? સાચું બોલજો."

અચલા કાંઇ બોલી નહીં. એણે સાંભળ્યાજ કર્યું. પછી ધીમે રહીને બોલી "એ વાત તમે આજે શું કામ મને પૂછો છો ? એમનો શો હેતુ હતો એ શું તમે નથી જાણતા ? તમે મનેયે ઓળખી છે, મારા પિતાનેપણ ઓળખ્યા છે. આ બાબતની તમારી સાથે હું વિશેષ વાદ-વાટ કરી શકવા સમર્થ નથી એમ ન સમજશો; પરંતુ મને તેમ કરતાં લજ્જા આવે છે. તમારે જે કહેવું હોય તે નીરાંતે એમને કહો. મારે કાંઇ સાંભળવાની ઇચ્છા નથી. બોલ્યા કરો, હું મારે આ ચાલી." એમ બોલતી બોલતી એ પાસેના ખંડમાં ચાલી ગઇ.

એના ગયા પછી આ બન્ને જણા પથ્થરની માફક હતા ત્યાંને ત્યાંજ જડાઈ રહ્યા. થોડીવારે હુક્કો લેવા વૃદ્ધે ભૂલમાં હાથ લાંબો કર્યો પરંતુ તરતજ પાછો ખેંચી લીધો. બોલવા માટે જાણે ગળું સાફ કરતા હોય તેમ બે ચાર ખુંખારા કરીને એમણે સુરેશને પૂછ્યું " આજકાલ તબીઅત કેમ રહે છે સુરેશ બાબુ ? "

સુરેશ વિચારમાં પડી ગયો હતો. ઝબકીને જાગ્યો હોય તેમ એણે જવાબ દઈ દીધો " સારી રહે છે જી. " પણ વળી સત્ય હકીકત સાંભરી આવવાથી એ બોલ્યો " પણ છાતીમાં કોઈ કોઈવાર જરા દરદ થઈ આવે છે, અને કાલનું તો કોણ જાણે કેમ, દરદ વધી ગયું છે. "

રામ બાબુએ કહ્યું " ત્યારે આવી ઠંડીમાં તમે શું કામ છેક રાત પડતાં સુધી બહાર ફરો છો ? "

"હવે તેમ નહી કરૂં. આ તો પેલો બંગલો મેં રાખ્યોને, તેના બાનાંના બે હજાર રૂપીઆ આપવા ગયો હતો. "

"બંગલો નદી ઉપર આવેલો છે એટલે છે તો સારો, પણ મને જો પહેલેથી ખબર હોત તો હું તમને ન રાખવા દેત. " વળી હસીને બોલ્યા " તે દિવસે વાતમાંને વાતમાં મેં જાણી લીધું છે કે સુરમાને એવા એકાન્ત સ્થાનમાં રહેવાનું પસંદ નથી. તમે આ બંગલો રાખતી વખતે એમને પૂછ્યું હતું કે પછી તમે તમારી મરજીથી રાખી પાડયો ? "

સુરેશે વૃદ્ધના પ્રશ્નનો જવાબ ન આપ્યો પણ એટલું કહ્યું કે " ના-પસંદનો કાંઈ ખાસ હેતુ જણાયો નથી. વળી એ તો કલકત્તેથી ફર્નીચર પણ મગાવ્યું છે. " તે હાલે કે પરમદિવસ આવી

આવી પહોંચશે." રામબાબુને કાંઇક સાંભરી આવ્યું. એટલે એમણે અચલાને બુમ પાડી "મા સુરમા !"

અચલાએ કશો જવાબ આપ્યો નહી પરંતુ વૃદ્ધની બુમ સાંભળીને પાસેના ખંડમાંથી આવીને છાની માની એ પોતાની ખુરસી ઉપર બેઠી. વૃદ્ધ ખુશીથી બોલ્યા "બેટા, તારા સ્વામીએ અમારા ગામમાં એક મોટો બંગલો વેચાતો લીધો છે એટલે હવે તો તું તારા આ મોટા કાકાને છોડીને ચાલી જવાની." અચલા કાંઇ બોલી નહી.

વૃદ્ધ ફરી બોલ્યા "બંગલામાં ઘોડા ગાડી પણ છે. તમામ જાતનું નવું ફરનીચર છે. વળી એથીએ વિશેષ વ્યવસ્થા કરી છે, આ બધુંએ બેટા તારે માટે છે." એમ કહીને એ હસતા હસતા ઘડીમાં સુરેશ સામું અને ઘડીમાં અચલા સામું જોવા લાગ્યા. ડોસા અચલાને રીઝવવા આ બધું બોલતા હતા પણ એના વિષણ્ણ મુખ ઉપર તો આનંદની રેખા સરખી ફુટી નહી. ફરી રામ બાબુએ અચલાને પૂછ્યું "પણ બેટા, આ બાબતમાં તારો અભિપ્રાય—"

"એમાં મારા અભિપ્રાયની કશી આવશ્યકતા નથી મોટાકાકા."

"એ શું બોલી બેટા? તારે માટે તો આ બધું થાય છે. તારી ઇચ્છા પ્રમાણેજ—"

"ના મોટા કાકા ના. મારી ઇચ્છા પ્રમાણે કશુંયે થતું નથી. તમે બધી હકીકત જાણતા નથી, તેમ તમને અમે બધું જણાવી શકતાં નથી. પણ હવે અહીં મારી જરૂર ન હોય તો હું અંદર જતી રહું." એમ બોલીને અચલા ખુરસીમાંથી ઉભી થઇ.

હવે બિચારા રામબાબુ કાંઇ બોલી શકયા નહીં. બોલવાનું કશું રહ્યું એ નહોતું. થોડી વારે હિંદુસ્થાની દાસી શગડીમાં દેવતા ભરી

લાવી. રામબાબુ આશ્ચર્ય પામતા બોલ્યા "તને કોણે બોલાવી હતી ?" સુરેશે જવાબ દીધો "એ તો હું નોકરને કહીને આવ્યો હતો તે એણે આ દાસીને મોકલી હશે. આપણે બીજી વાતોમાં પડયા અને નોકર કદાચ ભુલી ગયો હશે, એટલે સાંભર્યું ત્યારે દાસીને મોકલી." એટલામાં "મને તો ઉંઘ આવે છે મોટા કાકા. હું તો જાઉં છું." એમ બોલીને અચલા જવાબની રાહ જોયા શિવાય ચાલી ગઇ અને એણે અંદર જઇને બારણું બંધ કરી દીધું.

રામબાબુ પણ હવે ખુરસીમાંથી ઉઠીને ઉભા થયા અને દાસીના હાથમાંથી શગડી લેતા બોલ્યા "ચાલો સુરેશબાબુ."

"તમે ?"

"હા, હુંયે આવું છું. મને આ નવું નથી. મારા જીવનમાં આવું ઘણુંયે બન્યું છે." એમ બોલતા રામબાબુ સુરેશને એના ખંડમાં હાથ ઝાલીને લઇ ગયા. પછી શગડીને નીચે મુકીને સુરેશના મ્લાન અને ઉતરી ગયેલા મુખ સામું જોઇ રહ્યા પછી ઓચીંતો સુરેશનો હાથ દબાવતા આર્દ્ર કંઠે એ બોલ્યા " ના, સુરેશબાબુ ના, એવું કદાપિ ન ચાલે. કદાપિ નહી. શું બન્યું છે તે હું ચોક્કસ જાણું છું. હું તમારો છું. હશે, પણ એ વાત જવા દો. જો જરૂર પડે તો આ વૃદ્ધ હજુએ—" બોલતાં બોલતાં એ ઓચીંતા અટકી પડયા.

સુરેશથી કાંઇ બોલી શકાયું નહી. બાળકની માફક એના હોઠ કંપી રહ્યા હતા, આંખમાંનાં આંસુ છુપાવવા એણે પોતાનું મુખ બીજી બાજુએ ફેરવી નાખ્યું.

---

## ૩૫ વિકારવશ

કોચ ઉપર આંખો મીચીને સુરેશ સુતેલો હતો. રામ બાબુ એની દુઃખતી છાતીને શેક કરતા હતા. એટલામાં બારણું ઉઘાડીને અચલાએ અંદર પ્રવેશ કર્યો. કાંઇ પણ આડંબર વિના એ બોલી "રાત ઘણી ગઇ છે મોટા કાકા, જાવ તમે હવે સુઇ જાવ."

"હું ઉઠવાની તૈયારીજ કરતો હતો બેટા." એમ બોલતા રામ બાબુ ચંડપ લઇને ઉભા થઇ ગયા અને સુરેશ સામું જોઇને બોલ્યા "અત્યાર સુધી આપણે બન્ને જણને અગવડ ભોગવવી પડી. આ બધું શું આપણાથી થઇ શકે ?" પછી અચલા સામું જોતાં બોલ્યા "જેનાં કામ તે જે કરે બેટા. હવે તું અહીં બેસ. સારૂં થયું કે શેક કરતાં મારો હાથ કે પગ બળ્યો નથી." એમ બોલતા એ હાથમાં હુક્કો લઇને ખંડમાંથી બહાર જવા લાગ્યા. જતા જતા હસતા હસતા એ બોલ્યા "શેક કરતાં મારો હાથ કે પગ દાઝ્યો નહી એ ભાગ્ય, કેમ સુરેશ બાબુ ! "

સુરેશે કાંઇ જવાબ આપ્યો નહી. મીંચેલે નેત્રે બે હાથ જોડીને માત્ર નમસ્કારજ કર્યા.

રામબાબુ જે ખુરશીમાં બેઠા હતા ત્યાં હવે અચલાએ પોતાનો અધિકાર જમાવ્યો અને શેક કરવાનું ફલેનલનું કપડું ઉંચું નીચું કરતી ધીરે ધીરે એ સુરેશને પૂછવા લાગી "હવે દરદ કેમ છે ? કઇ બાજુએ વધારે દુઃખે છે ?"

સુરેશે ન આંખ ઉઘાડી કે ન કાંઇ જવાબ આપ્યો. છાતીમાં જે બાજુએ દુઃખાવો થતો હતો તે બાજુ માત્ર હાથથી બતાવી. સર્વ શાંત હતું. બન્નેને લાગ્યું કે આ નિર્વાક અભિનયનો અંક

બોલ્યા ચાલ્યા વિનાજ સમાપ્ત થશે. પરંતુ એમ ન બન્યું. સુરેશની છાતી ઉપર શેક કરવા માટે વરાળથી ઉનું થયેલું ફ્લેનલનું કપડું અચલાએ જેવું મુકયું કે તરતજ સુરેશે એ હાથને પોતાની છાતી સાથે દબાવી દીધો. અચલાના મુખ ઉપર ઉદ્વેગનું કાંઇ ચિહ્ન જણાયું નહી. એણે કહ્યું “ મારો હાથ દબાવ્યો છે તે છોડી દો, હું તમને શેક કરૂં. ”

સુરેશે એનો હાથ તો છોડી દીધો પરંતુ આંખના પલકારમાં જોત-જોતામાં એ ઉઠીને બેઠો થઇ ગયો અને પોતાના બન્ને હાથ લાંબા કરીને અચલાને બેઠી હતી ત્યાંથી પોતાની પાસે ખેંચી લઇને પોતાની છાતી ઉપર આડી પાડી નાખી એને જોરથી દબાવી, એના ગાલ ઉપર ચુંબનોનો અજસ્ર વરસાદ વરસાવવા લાગ્યો;—ચુંબનોથી એને બાવરી બાવરી બનાવી દીધી.

એક મુહૂર્ત પહેલાં તો એમ લાગતું હતું કે આ આવેગ—ઉચ્છવા-સહીન નાટક મૌન ભાવેજ પુરૂં થશે, પરંતુ પુરી એક મિનીટ પણ નહી થઇ હોય એટલામાં તો આ નાટકનો ભાવ ભજવાયો, ઉન્મત્ત નિર્લજ્જતાની સીમા રહી નહી, એનો અંત હશે કે નહી તે પણ ન સમજાયું, એમજ લાગવા માંડયું કે આ ઉન્મત્તપણું સર્વ દિશામાં વ્યાપી રહેશે, અનંત અને અક્ષય બની જશે, કોઇ યુગમાં પણ એને વિરામ નહી મળે, એનો વિચ્છેદ નહી થાય.

અચલાએ મુકત થવા જરાએ પ્રયત્ન કર્યો નહી, જરાએ અંત-રાય નાંખ્યો નહી. જાણે એટલા માટેજ એ અહીં આવી હતી. એનું શાંત મુખ શીતલ અને કઠોર બની ગયું હતું. સુરેશમાં તો ચૈતન્ય જ રહ્યું નહોતું. એનાં બન્ને ચક્ષુ પૃથ્વીના કઠોર અંધારામાં જાણે

અંધ બની ગયાં હતાં. નહી તો આ ચુંબન-પ્રકારથી એને શરમાઇ જવું પડત. એની ઉન્માદાવસ્થા હજુએ કાયમ રહેત, પરંતુ અચલા ધીરે ધીરે પોતાની જાતને સુરેશના હાથમાંથી મુક્ત કરતી ઉઠી ગઇ અને પોતાની જગ્યાએ જઇને બેઠી.

થોડીવાર બન્ને જણાં મૌન રહ્યાં પછી સુરેશ દીર્ઘ નિઃશ્વાસ નાખતો બોલ્યો "અચલા, હજુ આમને આમ કયાં સુધી રાખવું છે?" વળી જવાબની રાહ જોયા શીવાય એ આગળ બોલ્યો "તમારૂં દુઃખ હું જાણું છું, પરંતુ મારા દુઃખનોયે એકવાર વિચાર કરી જુઓ."

સુરેશની પ્રશ્નનો ઉત્તર ન આપતાં અચલાએ સામો પ્રશ્ન કર્યો "તમે અહીં બંગલો લીધો ?"

સુરેશ બોલ્યો "તમારી ખાતરજ અચલા."

અચલાએ સુરેશના બોલવા તરફ લક્ષ ન આપતાં બીજો પ્રશ્ન પૂછયો "ગાડી ઘોડા ફરનીચર બધુંએ વેચાતું લઇને ત્યાં મોકલ્યું ?"

" એ બધુંએ તમારી ખાતર અચલા. "

અચલા પાછી માન રહી. થોડીવારે એણે પૂછયું "રામબાબુને તમે મારા પિતાનું નામ કહ્યું છે ? અમારા ઘરનું ઠેકાણું આપ્યું છે?"

" ના. "

" હવે તમારે શેક કરવો છે ? " " ના. "

" ત્યારે હવે હું જાઉં છું. મને ઉંઘ આવે છે. "

એમ બોલીને અચલા ખુરશીમાંથી ઉઠીને ઉભી થઇ અને દેવતાની શગડીને બાજુએ મુકી દઇને બારણું બંધ કરતી બહાર જતી હતી, પરંતુ સુરેશ એકદમ બેઠો થઇ જઇને એને જતાં અટકાવતો બોલ્યો " આટલું હું પૂછું છું તે કહેતાં જાવ અચલા. તમે અહીંથી કયાં જવા વિચાર રાખો છો ? સાચું કહેજો. "

"ક્યાં જવાનું હોય ?"

"જ્યાં આપણને કોઇ ઓળખે નહીં, કોઇ જાણે નહી, એવા કોઇ દેશમાં."

"આ દેશમાંયે આપણને કોણ ઓળખે છે ? કોણ જાણે છે ?"

સુરેશ ઉત્સાહ પામતો બોલ્યો "પણ ધીમે ધીમે—"

"ધીમે ધીમે બધા ઓળખતા થાય, એ સંભવ છે, પણ એવો સંભવ તો જ્યાં જઇશું ત્યાં છે જ."

સુરેશ ઉલ્લાસમાં આવી જઇને બોલવા લાગ્યો "ત્યારે તો અહીંજ રહીએ. અહીં રહેવામાં તમારી સંમતિ છે ને અચલા ? એકવાર ચોખ્ખે ચોખ્ખું કહી દો." એમ બોલતો બોલતો એ જેવો પલંગ ઉપરથી નીચે ઉતરવા જતો હતો તેટલામાંજ અચલા બારણું બંધ કરીને ત્યાંથી વીદાય થઇ ગઇ.

* * * *

આકાશમાં વાદળાં દોડા દોડી કરી રહ્યાં હતાં, અને વરસાદ વરસશે એવું સૂચન કરતાં હતાં. સુરેશના નવા બંગલામાં ગોઠવવાનો ફરનીચર કલકત્તેથી આવી પડયો હતો પરંતુ એ બધો સામાન બંગલામાં ગોઠવવાની કોઇનીએ ઇચ્છા થતી નહોતી. એક કદાવર મજબુત ઘોડો પણ આવ્યો હતો. બે ઘડી દીલ ખુશ કરી દે એવી ગાડી પણ પરમ દિવસે આવી ગઇ હતી. હવે કોચમેન જ શોધવાનો બાકી રહ્યો હતો. બીજા બે દિવસ પણ રામાટામા કરવામાં વ્યતીત થઇ ગયા. આજે બપોરે બારીના કઠેરા પાસે પડેલી સોફા ઉપર અચલા જરા આડી પડી એક બંગાળી માસિક પત્ર વાંચી રહી હતી એવામાં વૃદ્ધ રામ બાબુ એક હાથમાં હુક્કો અને એક હાથમાં કાગળ લઇને અચલા પાસે આવી પહોંચ્યા. એમને દેખીને એ એકદમ ઉઠીને બેઠી

થઈ, ગઈ. રામ બાબુ કાગળ બતાવતા બોલ્યા "લે બેટા સુરમા, આ તારી રાક્ષસીનો પત્ર આવ્યો છે. આટલા દિવસ એનાથી તને પત્ર નથી લખાયો તેથી એણે મારા આ કાગળમાં તારી ક્ષમા માગી છે અને તને પ્રણામ કહાવ્યા છે." એમ બોલતાં બોલતાં એમણે એ કાગળ અચલાના હાથમાં આપ્યો અને પછી પાસે પડેલી ખુરસીમાં બેસીને એ હુક્કો પીવા લાગ્યા.

અચલા બે વાર એ પત્ર આદિથી તે અંત સુધી વાંચી ગઈ. પછી પત્રમાંથી મુખ ઉંચું કરતી એ બોલી "એ બધાં પરમ દિવસે સવારની ગાડીએ અહીં આવી પહોંચવાનાં છે? ફોઇ કોણ મોટા કાકા? અને એમનાં રાજપુત્ર રાજપુત્રવધૂ એ બધી શી હકીકત છે?"

રામ બાબુ હસતા હસતા બોલ્યા "મારી રાક્ષસીને વિનોદ કરવાનો સુયોગ પ્રાપ્ત થાય તો તે સુયોગને એ અફળ જવા દે તેમ નથી. એ બડી વિનોદી સ્વભાવની છે. ફોઇ તે મારી નાની વિધવા બેન; રાજપુત્રવધૂ એની છોકરી–ભાંડારપુરના ભવાની ચોધરીની સ્ત્રી–એને એ એવા નામથી બોલાવે છે. એમનું ઘર રાજાનું ઘર કહેવાય છે. રાજપુત્ર તે એનો દશ વર્ષનો છોકરો. અને બીજાં બધાં તો કોણ છે તે હું તેમને નજરે જોયા શીવાય કહી શકું નહી. હું ધારૂં છું કે બીજા તો એમના નોકર ચાકર હશે. મોટા લોકોનાં કામ રહ્યાં એટલે એમનો રસાલોએ મોટો. આપણે તો એમનાં મન રાખી રાખીને વ્યાજ કમાવવાનું. વળી અમારૂં આ ઘર રહ્યું નાનું. રાજા રજવાડાના લાયકની અહીં કશી મેં તૈયારી પણ કરી રાખી નથી. વળી અહીં એમની સગવડ માટે બે ચાર રૂમ ખાલી કરી આપવા પડશે તેથી મને એમ વિચાર થાય છે કે તમારે બંગલે જો—"

અચલા વ્યગ્ર બનીને બોલી "પણ હવે ત્યાં ગોઠવણ કરવા

જેટલો સમય ક્યાં છે? વળી એમને એટલે દૂર રહેવું ગમશે ? "

રામ બાબુએ કહ્યું "વખત તો હજુ છે, જો આપણે અત્યારથી બધી વ્યવસ્થા કરવા માંડીએ તો. જગ્યા વિશાળ છે એટલે એમને ફાવશે પણ ખરૂં. સુરેશ બાબુ મારી આ વાત સાંભળીને તરતજ ભાડાની ટમટમ કરીને બંગલે ગયાએ ખરા, અને કહેતા ગયા છે કે ગાડી જોડાવીને તમે બધાંયે આવી પહોંચો. તું જો બેટા, વહેલી વહેલી કપડાં પહેરીને તૈયાર થઇ જાય તો હું પણ તારી સાથે ત્યાં આવું."

અચલા થોડી વાર મૌન રહ્યા પછી ઉઠીને ઉભી થઇ, અને "ઠીક હું લુગડું બદલી લઉં" એમ બોલતી એ ધીરે ધીરે અંદરના ખંડમાં ચાલી ગઈ.

રામ બાબુનો ઉપલો પ્રસ્તાવ અસંગત કે અસ્પષ્ટ નહોતો. રાજકુમાર અને રાજમાતાને સવડ કરી આપવા બંગલે જવું જોઇએ એમ અચલાને મન વસી ગયું ખરૂં, પરંતુ એથી એના મનનો ભાર કાંઇ હલકો થયો નહી. એ ગુરુભાર તો સ્ટીમ રોલરની માફક એને દબાવીજ નાખતો હતો.

એ જ્યારથી રામ બાબુને ઘેર આવી હતી ત્યારથી અત્યાર સુધીમાં એ ઘરની બહાર પગ મુકવાને માટે પણ કોઇ એને સમજાવી શક્યું નહોતું, અને એ ઘરની બહારજ નહોતી નીકળી. પંદરેક મિનીટ પછી તૈયાર થઇને એ નીચે ઉતરી. આટલા દિવસથી એણે ઘરની બહાર પગ સરખો નહોતો મુકયો એટલે એને નીચે ઉતરતાંજ બધું નવું નવું લાગવા માંડયું. બહાર જવાનો પોષાખ ઘણે દિવસે એણે ધારણ કર્યો હતો એટલે પોતાનો દેહ પણ એને નવો લાગ્યો. દરવાજા બહાર કોચમેને ગાડી તૈયાર કરીને ઉભી રાખી હતી. એણે પણ અચ્છો પોષાક પહેરેલો હતો. અચલાને જોઇને એણે સલામ

કરી, અને પછી ગાડીનું બારણું ઉઘાડીને સન્માનભેર એણે એને અંદર બેસાડી. એના બેઠા પછી રામબાબુ પણ સામી બેઠક ઉપર જઇને બેઠા અને ગાડી ચાલવા લાગી.

પથ્થરના રસ્તા ઉપર ઘોડાની ખરીઓનો પ્રતિધ્વનિ સ્પષ્ટ રીતે સંભળાયા કરતો હતો, પરંતુ અચલાના કાન બે'ર મારી ગયા હતા. અત્યારે એનું મન ઠેકાણે નહોતું, કારણ કે એ વિચારવમળમાં ગોથાં ખાયા કરતી હતી. અને બંગલે પહોંચતા સુધી એ એવીને એવીજ સ્થિતિમાં રહેત, પરંતુ એટલામાં રામબાબુ બોલી ઉઠયા એટલે વિચારનાં મોજાં આવતાં બંધ થયાં. વૃદ્ધ સામેની બાજુએ નજર કરીને તે તરફ આંગળી લાંબી કરતા અચલાને કહેવા લાગ્યા "જુઓ મા, પેલો તમારો બંગલો દેખાય. નોકરચાકર પણ બંગલામાં રાખી દીધેલા છે. અત્યાર સુધીમાં તો એમણે બધો સરસામાન ગોઠવીએ દીધો હશે. તમારા શયન ખંડને તો એવો શણગારી દીધો છે કે ન પૂછો વાત. તે ખંડમાં કોઇએ હાથ લગાડવો નહી એવો મેં સખત હુકમ આપી દીધેલો છે. એ ગયા તે વખતેજ મેં એમને કહી દીધું હતું કે સુરેશબાબુ, બીજા બધા ખંડમાં તમે તમારી ખુશી પડે તે પ્રમાણેની વ્યવસ્થા કરાવજો, પણ મારી દીકરીના ખંડની વ્યવસ્થા કરવામાં તમે માથું ન મારશો."

એટલામાં ગાડી નવા રાખેલા બંગલાના દરવાજામાં આવી પહોંચી અને અચલા બહાર જોવા લાગી.

ગાડીનો અવાજ સાંભળીને સુરેશ બહાર આવ્યો અને નોકર-ચાકર અંદર રહ્યા રહ્યાજ પોતાની શેઠાણી ગાડીમાંથી ઉતરતી હતી તેને જોવા લાગ્યા. શેઠાણીનું મુખ એ લોકો વારંવાર જોવા લાગ્યા પણ કોઇનાયે અંતરમાં ઉત્સાહ પ્રકટયો નહી.

અચલા અને રામબાબુ ગાડીમાંથી નીચે ઉતર્યાં. અચલાએ એક પળવાર પણ સુરેશ સામું ન જોયું. ત્રણે જણાં બંગલામાં પેઠાં. બંગલામાં એ બધે ફરી વળ્યાં, પરંતુ અંદર, બહાર, ઉપર, નીચે, કોઇ સ્થળે એમને આનંદનો લેશ માત્ર આભાસ ન જણાયો.

---

## ૩૬ એક ભવમાં બે ભવ

નવા ઘરમાં હજુ ઘણે ભાગે બધી ચીજો અસ્ત વ્યસ્ત પડી રહી હતી. બંગલાના શણગારને માટે જે મૂલ્યવાન અને સુંદર ફરનીચર આણેલું હતું તે રીતસરનું ગોઠવાઇ રહેલું નહોતું, તેમ હજુ બંગલો પુરેપુરો ધોળાઇ રહ્યો પણ નહોતો; એટલે એમાં તાત્કાલિક નિવાસ થઇ શકે તેમ નહોતું. હજુ એકાદ દિવસનું કામ બાકી હતું. ત્રણે જણાં નોકરો પાસે કામ લેવા લાગ્યાં અને બધું રીતસરનું ગોઠવવા લાગ્યાં.

રાતે ઘેર જતી વખતે ત્રણે જણાં ઘણાં શ્રમિત થઇ ગયાં. ગાડી જોડાવીને ત્રણે જણાં બેઠાં. શુકલ પક્ષની સપ્તમીના વક્ર ચંદ્રની જ્યોત્સ્ના ધીમે ધીમે પ્રસરી રહી હતી. વૃદ્ધ રામબાબુ ગાડીની બારીની બહાર વિસ્ફારિત નયને જોઇ રહ્યા હતા અને નેત્રો ભરી ભરીને રાત્રિના સૌન્દર્યનું પાન કરતા હતા; પરંતુ પ્રકૃતિનો સમસ્ત રસ ઝીલવા જેવી, સમસ્ત માધુર્યનો ઉપભોગ કરવા જેવી જેની ઉંમર હતી તે તો ગાડીના એક ખુણામાં આંખો મીચીને પડી જ રહી હતી. પહેલાંની સ્મૃતિ આજે એને તાજી થઇ આવી. આગલા દિવસ એને સાંભરી આવ્યા: "હું એકવાર કલકત્તામાં સુરેશને ઘેરથી એમનીજ ગાડીમાં સંધ્યાકાળે પાછી ફરતી હતી તે વખતે સુરેશની સંપત્તિ, વૈભવ અને એમનાં વિપુલ સાધનોએ મારા અતૃપ્ત મનને જોઇ મહિ-

મુથી કેટલેએ દૂર આકર્ષી લીધું હતું; છતાં એ તો અસંભવનીય–અસંગત એમ કરીને સુરેશને આત્મસમર્પણ કરવાનું મને જરાએ મન થયું નહોતું. આજે એમનીજ ગાડી, એમનોજ બંગલો અને એમનાંજ વિપુલ સાધનો મારાં ગણાયાં, અને આ બધું એના સ્વામી સુરેશે એના માનની ખાતર એના આનંદને માટે વસાવ્યું એમ બધાએ ધારી લીધું. ”

“ એક દિવસ વળી પાછો એવોયે આવશે કે જે વખતે સર્વ જાણશે કે આમાંનું કાંઇ અચલાનું નથી, એક ફુટી કોડી ઉપર પણ અચલાનો અધિકાર રહ્યો નથી. હાય દુર્ભાગ્ય ! ત્યારે એ લજ્જાનો આરો ક્યાં જઇને અટકશે ? આજે આ વાત બધાએ સત્ય માને છે. મારી સેવા કરવા અને મારાં મન રાખવા સર્વ પ્રયાસ કરી રહ્યા છે. મારો પડતો બોલ ઝીલી લેવાને અગણિત દાસદાસીઓ આતુર નયને મારા બોલવાની રાહ જોઇ રહે છે. ”

આ પ્રમાણે એના મનમાં લોભ અને ત્યાગ, લજ્જા અને ગૌરવ ગંગા–યમુનાની પેઠે જોડે જોડે વહી રહ્યાં હતાં અને ક્ષણવાર એ એમાંથી કોઇનોયે એ અસ્વીકાર ન કરી શકી. રામબાબુનું ઘર આવી પહોંચ્યું અને ગાડીમાંથી ઉતરી અચલા લાગલી જ પોતાના ખંડમાં જઇને ભરાઇ ગઈ. લજ્જામાં એ તરબોળ થઇ ગઇ હતી. પિતાની લજ્જા, સ્વામીની લજ્જા, પોતાનાં સગાંવહાલાંની લજ્જા, આ તમામ લજ્જાનું દળ એની આંખો ઉપર ચઢી આવ્યું અને એનાં સમસ્ત દુઃખોને ઢાંકી નાખ્યાં. એક જ વાત વારંવાર એના મનને ડખોળી રહી હતીઃ “ એક વાર મારો આ ભેદ ખુલ્લો થઇ જશે ત્યારે મારૂં આ મુખ હું ક્યાં જઇને છુપાવીશ ?”

શય્યામાં પડી પડી એણે આંખ મીચી દીધી છતાં સુરેશે એને

માટે ઉભું કરેલું ઐશ્વર્ય એની દૃષ્ટિસમીપ ખડું થઇ ગયું હતું. એ ઐશ્વર્યને એ તુચ્છકારી શકી નહી,–તેમ કરવાની એણે ઇચ્છા પણ કરી નહી,–તેમ કરવાનું કશું પ્રયોજન પણ એને જણાયું નહી,–તેમ કરવામાં એનું મન પણ સંમત થયું નહી. એના આજન્મના સંસ્કાર અને આજન્મનું એનું શિક્ષણ આ ઐશ્વર્યનો તુચ્છકાર કરવાને અનુકુળ ન બન્યું તેથી એનું હૃદય ગ્લાનિમય બની ગયું. સુરેશની સંપત્તિ અને એનાં સાધન, એને સર્વ પ્રકારે સુખી કરવાને આજ વીણમાગ્યાં એના પગ આગળ ઠોકરાય છે. અનિવાર્ય મોહ એ સંપત્તિનો સ્વીકાર કરવાનો એને આગ્રહ કરી રહ્યો છે, અને એ સંપત્તિ ઠેલવાનો એ પરિશ્રમ કરી રહી છે.

સ્વપ્નમાંથી મનુષ્ય જેમ ધીમે ધીમે ચેતનતામાં આવતો જાય છે તેમ અચલાના અંતરમાં ધીમે ધીમે અત્યારે એવું જ્ઞાન થવા માંડયું કે, જે ઘટના એક દિવસ વિના અંતરાયે બની જવાની તૈયારીમાં હતી તે જ ઘટના અદૃષ્ટની વિડંબનાથી આજે ઘડાઇ ગઇ. જે સુરેશ ક્યારનોયે વિધિપૂર્વક એનો સ્વામી થઇ ચુકયો હોત, તે જ સુરેશ નસીબનાં નખરાંથી આજે એનો આવી રીતે સ્વામી ગણાઇ ચુકયો.

સમાજોમાં વિધવાવિવાહ થઈ શકે છે. આર્ય સ્ત્રીની પેઠે કેવળ એકને જ પોતાનો પતિ ગણીને, તેના જ બંધનની ઝુંસરી વહન કરતાં આ લોકમાં તેમ જ પરલોકમાં ફર્યાં કરવું એવો ન પલટાઇ શકે તેવો આર્યશાસ્ત્રનો નિયમ એને માન્ય નહોતો. જીવન અને મરણનો સાથી પતિ, તેની જે ગતિ તે જ ગતિ પત્નીની–શિવાય પત્નીની અન્ય ગતિ છે જ નહી એવી આર્યરમણીની ભાવના સ્વીકારવાનું એનું મન ના પાડતું હતું, એ મન જીવતા સ્વામીએ બીજાને સ્વામી કહે-

વાના અપરાધના ભારે ભલે પીડા પામતું હોય, લજ્જા અને અપમાનની જ્વાળાઓથી ભલે બળ્યું બળ્યું થઇ જતું હોય, છતાંએ તે મન " તેં આ અયોગ્ય કર્યું છે, ધર્મની અને કાળની ગદા તને ધરાશાયી કરી દેશે. " એવો ડર તો ન બતાવી શક્યું.

એટલામાં રામબાબુએ અચલાના ખંડનું બારણું બહારથી ખખડાવ્યું અને બહાર રહ્યા રહ્યા જ એ બોલ્યા " બેટા વહેલી વહેલી સુઇ ગઇ ? શરીર બગડી આવ્યું છે કે શું ?"

અચલાનું વિચારસૂત્ર તુટી ગયું. એને કાને રામબાબુનો સ્વર અથડાયો. વૃદ્ધ ફરી બોલ્યા " આમ રીસાઇને વહેલું વહેલું સુઇ જવાતું હશે કે ?"

અચલાથી વૃદ્ધના સ્નેહને ન તરછોડી શકાયો. નિમિષ માત્રમાં એનાં બન્ને નેત્રો અશ્રુપૂર્ણ બની ગયાં. આંસુ લુછતી એ ઉઠીને ઉભી થઇ અને બારણું ઉઘાડી વૃદ્ધના સામી ગઇ.

અચલાની સાથે વૃદ્ધને ઘણો ઘાડો સંબંધ થઇ ગયો હતો છતાં એમણે કોઈ દિવસ આવી રીતે બારણું ઉઘડાવ્યું નહોતું; પરંતુ આ ઘરમાં હવે અચલા કાલનો જ દિવસ રહેવાની હતી એટલે આજે એમણે પોતાના નિયમનો અતિક્રમ કર્યો હતો. એક હાથ અચલાના ખભા ઉપર રાખીને બીજે હાથે અચલાના કપાળ ઉપર સ્પર્શ કરતા હસીને એ બોલ્યા " તારા વૃદ્ધ મોટા કાકા જોડે રીસાઇ છું બેટા ? કાંઇ ખાસ કામ નથી. આવ બેસ." એમ કહીને એમણે અચલાને એક ખુરસી ખેંચી લાવીને તેના ઉપર બેસાડી.

દૂર પડેલી એક ખુરસી ઉપર સુરેશ બેસી રહ્યો હતો. એ બેઠો બેઠો આખા દિવસનો હીસાબ કાઢી રહ્યો હતો. આજનાં કામની એ મનમાં ને મનમાં આલોચના કરી રહ્યો હતો અને રામબાબુના

આવવાની રાહ જોતો હતો. એના સામું જોતા વૃદ્ધ હસતા હસતા બોલ્યા "સુરેશબાબુ, તમારી ગૃહલક્ષ્મી તો વિલાયતી બાપની છોકરી છે, એટલે સારા નઠારા યોગને નથી માનતી. શુભ અશુભ મુહૂર્ત કે જ્યોતિષમાં એને વિશ્વાસ નથી. તમે પણ કદાચ નહી માનતા હોય, પરંતુ આજ સાઠ વર્ષથી મારામાં જે કુસંસ્કાર પડેલા છેં તે કાંઇ જવાના છે ? કાલે દોઢ પ્રહરની અંદર જ શુભ મુહૂર્ત આવે છે. ચોઘડીઉં પણ સારૂં છે, માટે–" સુરેશ વૃદ્ધની કહેવાની મતલબ ન સમજ્યો એટલે એણે પૂછયું "શાનું શુભ મુહૂર્ત ?"

રામબાબુએ સીધો જવાબ ન આપ્યો પણ ગોળ ગોળ કહ્યું કે "ત્યાર પછી એક અઠવાડીઆ સુધી પાછું સારૂં મુહૂર્ત આવતું નથી તેથી કહું છું–"

હવે સુરેશ સમજી ગયો, પરંતુ એણે કશો જવાબ આપ્યો નહી. બી'તો બી'તો છાનોમાનો એ અચલાના મુખ સામું જોવા લાગ્યો, અચલા પણ એના સામું સ્થિર દૃષ્ટિએ જોતી બેસી રહી હતી. થોડી-વારે મૃદુ કંઠે એ બોલી "ત્યારે કાલે સવારે જ અમારે એ બંગલે જવાનું છે ?"

આ સીધા સવાલનો સુરેશ સીધો જવાબ ન આપી શક્યો. "હજુ એ બંગલો રહેવા જેવો થયો નથી" એવું કહેવા એ ઇચ્છતો હતો પરંતુ ભયનો માર્યો એ ત્રુટક ત્રુટક બોલવા લાગ્યો "હજુ તો લીંપેલું સુકાયુંએ નહી હોય. દીવાલો પણ હજુ લીલી હશે. અચલાને કદાચ શરદી થઇ જાય. ના હોય તો એમને–"

અચલા હસતી હસતી વચમાં જ બોલી ઉઠી "બરોબર છે. આવા ઠંડીના દિવસોમાં તો શીયાળ કુકડાં પણ ઘર છોડીને બહાર

જતાં નથી. એવે દિવસે મને અજાણી જગ્યામાં લઇ જઇને કોઇ એક સગે બેસાડી રાખો, કે જલદી લાગી જાય એવી દીવાલવાળા ઘરમાં લઇ જાવ, તો કાલનું મરણ આજે આવી લાગેને." પછી રામબાબુ તરફ જોઇને એ બોલી "તમે કશી પણ ચિંતા ન કરશો મોટા કાકા. અમે કાલે સવારે જ અહીંથી જઇશું. તમારૂં ઋણ અમે જન્મજન્માંતરમાં પણ વાળી શકવાનાં નથી; માટે હવે તમારા ઋણનો વધુ બોજો અમારા ઉપર ન લાદશો." આમ બોલતી બોલતી એ તરત જ ઉઠીને પોતાના ખંડમાં ચાલી ગઇ અને અંદરથી બારણું વાસી દીધું.

વૃદ્ધ રામબાબુ ઉપર જાણે વજ્ર પડયું હોય તેમ એ તો બીચારા અચલાના આવા વર્તનથી સડક જ થઇ ગયા. ઘડીમાં સુરેશ સામું જોતા અને ઘડીમાં અચલાએ બંધ કરી દીધેલા દ્વાર તરફ જોતા એ બોલવા લાગ્યા "આ શું થયું ! શાથી થયું ?" પરંતુ પરમાત્મા શીવાય એમના પ્રશ્નનો કોણ ઉત્તર આપી શકે ?

---

## ૩૭ શુભ મુહુર્ત

બીજે દિવસે સવારથીજ આકાશમાં વાદળાં છવાઇ ગયાં હતાં. એ આકાશ નીચે રહેલું જગત્ એક પ્રકારે મ્લાન અને ઉદાસીન દેખાતું હતું. ગાડી તૈયાર થઇને રામબાબુના દ્વાર આગળ આવીને ઉભી રહી હતી, કેટલોક રહ્યો સહ્યો સરસામાન એમાં મુકાતો હતો. નક્કી કરેલા શુભ મુહૂર્તમાં અચલા નીચે ઉતરી અને ગાડીમાં બેસતા પહેલાં રામબાબુની પાસે જઇને તેમના ચરણની રજ એણે માથે ચડાવી.

સ્નેહાર્દ્ર કંઠે વૃદ્ધ ગળગળા થઇ જતા બોલ્યા. "બેટા, તું સ્વામીની સંગે તારે ઘેર જાય છે તેમાં મારી આંખમાં શાનાં આંસુ આવવાં જોઇએ ? છતાં મારાં આંસુને કોણ જાણે કેમ હું રોકી શકતો નથી." એમ બોલતા વૃદ્ધ આંસુ લુછી નાખીને જરા હસીને બોલ્યા "બેટા, અહીં મેં તમને રાતને દિવસ ઘણો ત્રાસ આપ્યો છે. જરાએ ઠરીને બેસવા દીધાં નથી. હવે તમે નીરાંતે એ બંગલે રહેજો."

સુરેશ પાછળ હતો. એણે આગળ આવીને ભક્તિભાવથી વૃદ્ધની પદરજ માથે ચઢાવી એમને પ્રણામ કર્યા. વૃદ્ધે સુરેશને કહ્યું "તમને અમારે ત્યાં કશુંયે સુખ પડયું નથી એ હું જાણું છું સુરેશબાબુ. તમે તમારે ઘેર સુખે સીધાવો અને સુખ ભોગવો એજ મારો આશીર્વાદ છે."

સુરેશ કાંઇ બોલ્યો નહી. વૃદ્ધને ફરીથી પ્રણામ કરીને એ ગાડીમાં જઇને બેઠો.

રામબાબુએ ફરીથી આશીર્વાદ આપ્યો અને બોલ્યા "મેં એક્કો મંગાવ્યો છે. તે આવશે એટલે હું તેમાં બેસીને આવી પહોંચીશ. જરા મોડું થાય તો ગુસ્સો ન કરશો." આવો પરિહાસ કરીને એ મૌન રહ્યા.

ગાડી ચાલી ગઇ એટલે એ મનમાંને મનમાં બોલવા લાગ્યા "ચાલો, એમણે શુભ મુહૂર્ત સાચવી લીધું એ ઠીક થયું." જગાનો સંકોચ હતો એવું નહોતું, પરંતુ વૃદ્ધ પોતાની વિધવા બેનનો સ્વભાવ સારી રીતે જાણતા હતા. પારકાની હકીકત જાણી લેવાના કુતુહલનો એનામાં પાર નહોતો. એટલે જેવી એ આવશે તેવીજ સુરમાની કદાચ સખત પરીક્ષા લઇ નાખશે તો, એવો એમને ભય રહેલો

હતો. અચલાને એ પુરેપુરી નહોતા ઓળખતા, છતાં એ જાણતા હતા કે એ ખરેખર એક ભદ્રમહિલા છે. કોઈપણ કારણસર એ જરાએ જુઠું બોલી શકતી નહોતી. પોતે બ્રહ્મો પિતાની પુત્રી છે અને સ્પર્શાસ્પર્શમાં નથી માનતી એ હકીકત એણે જરાએ ગુપ્ત રાખી નહોતી. આ વાત જો એમની બેનના જાણવામાં આવે તો એ કેટલું જુદ્ધ મચાવી મુકે તેની કલ્પના પણ થઈ શકે એવી નહોતી, અને એમના પોતાના જીવને નાહકનો પરિતાપ થાય. બીજી વાત એવી હતી કે એમને પુત્રી નહોતી. હતી તે ગુજરી ગઈ હતી એટલે પુત્રી વિષેનો એમના અભિલાષ અધુરાજ રહી ગયા હતા. એટલામાં એકવાર અચલા માર્ગમાં રડતી રડતી ડૉકટરની શોધ કરતી એમની નજરે પડી. એને જોતાંજ વૃદ્ધને પોતાની પુત્રી સાંભરી આવી અને ઇશ્વરેજ જાણે અચલાના રૂપમાં એને મોકલી આપી હોય તેમ રામબાબુને થયું. ખોવાઇ ગયેલી પુત્રી જડી આવવાથી જેટલો આનંદ થાય તેટલો આનંદ અચલાને જોઇને રામબાબુને થયો. તેજ દિવસથી દિનપ્રતિદિન અચલા ઉપર એમની મમતા વધતીજ ચાલી જતી હતી. જો કે મનમાં તો એ સમજીજ ગયા હતા કે અચલાના જીવનમાં કોઇ ગંભીર રહસ્ય સમાયલું છે; પરંતુ એમની આંખ ઉપર પડેલો પડદો એ રહસ્ય જોઇ શકતો નહોતો; તેમ એના જીવનને વીંટળાયલું રહસ્ય જાણવા ખાતર એ પડદાને પોતાની આંખ આગળથી ખસેડવા એ ઇચ્છા પણ કરતા નહોતા. એ રહસ્યને અચલાનાં જીવનમાંથી બહાર ખેંચી કાઢવા એમનું અંતર નાજ પાડતું હતું.

એકવાર રાક્ષસીએ અચલાના જીવન સંબંધી એમને કાંઇક ઇસારો કર્યો હતો કે ઘણું કરીને સુરેશબાબુ કુટુંબ કલહને લીધે

ગૃહનો ત્યાગ કરી પત્નીને લઈને દેશાવર નીકળી પડેલા છે. ત્યાર બાદ અચલા સાથેની વાતચીતમાં એમણે જાણ્યું કે એ બ્રાહ્મોમહિલા છે. પછી સુરેશના કંઠમાં એમણે યજ્ઞોપવીત દીઠું એટલે એ જરા ચમકી ઉઠયા, એમના દીલને આઘાત લાગ્યો અને મનમાંને મનમાં આ ગુપ્ત રહસ્ય શું હશે તે શોધવા લાગ્યા. આખરે એ એવા નિશ્ચય ઉપર આવ્યા કે સુરેશ સનાતની છે અને એણે બ્રાહ્મો કન્યા સાથે લગ્ન કર્યું છે તેથીજ કુટુંબ કલહ થવા પામેલો છે અને આ માન્યતા એમના અંતરમાં જડ ઘાલીને રહી હતી.

વૃદ્ધ રામબાબુ ચુસ્ત સનાતની હિંદુ હતા; હિંદુ ધર્મમાં પુરેપુરા નિષ્ઠાવાન હતા; પરંતુ એમનામાં નિષ્ઠુરતાનો છાંટોયે નહોતો. બ્રાહ્મણનું સંતાન સુરેશ, એની જો આવી દુર્ગતિ ન થઈ હોત તો તો એ ખુશી ખુશી થઈ જાત. પરંતુ એમણે વિચાર કર્યો કે "સુરેશનો બીચારાનો શો વાંક ? આના સૌન્દર્યે, આના માધુર્યે એના અંતરને મુગ્ધ કરી દીધું હશે અને બન્નેનાં હૃદય પરસ્પર પ્રેમથી સંધાઈ ગયાં હશે એટલે એમનાં સ્નેહ–લગ્ન થયેલાં. બ્રાહ્મો કન્યા સાથે સનાતની લગ્ન કરે એ સુરેશનાં સગાં વહાલાંને નહી રૂચેલું એટલે સગાંમાં વિચ્છેદ પડ્યો; અને આ બન્ને પ્રણયી–પ્રેમી ગૃહનો ત્યાગ કરી નાસી છુટયાં. અહીં પણ આ બન્ને પ્રણયીનાં પ્રણય–અભિમાન વચ્ચે વચ્ચે ઉછળી આવે છે અને ક્રોધ–વારિને આકારે બહાર પડે છે. આ ઘર એમનું પોતાનું નહી એટલે એમની વરાળો કાઢતાં એમને સંકોચ થાય છે, એમનાં હૃદય ઠાલવતાં એમને આશંકા આવે છે, મન મુકીને એમની સ્થિતિની વાટાઘાટ કરવાનો એમને અહીં જોઈએ તેવો અને તેટલો સમય મળતો નથી. જો એ પોતાની માલકીનાજ ઘરમાં હોય તો એમને આવી આવી અગવડો

નં ભોગવવી પડે, એમની હૃદયે જે દૂરનાં દૂર રહે છે તે એક બીજાની પાસે આવતાં થાય અને બન્ને એક બીજાના વિચારોમાં ભાગ લેતાં થાય. ”

એમને સ્નાન કરવાનો સમય થયો હતો એટલે ખભે ધોતીયું નાખીને એ નદી તરફ જવા નીકળ્યા. રસ્તામાં મનમાંને મનમાં એ હસવા લાગ્યા અને આત્મગત કહેવા લાગ્યા “ જતી વેળા દીકરી અચલા આ બુઢ્ઢા ઉપર અભિમાન દાખવતી ચાલી ગઈ. એણે એવો વિચાર કર્યો કે પોતાનાં સગાં વહાલાંની ખાતર મોટા કાકાએ અમને ઘેરથી વિદાય કરી દીધાં. કાંઇ વાંધો નહી. હમણાં એનો એ વિચાર ભલે કાયમ રહ્યો. બે ચાર દિવસ પછી હું એને કહીશ કે બેટા, આ બુઢ્ઢાના સમ ખાઇને સત્ય કહેજે. તને મારા ઉપર હજુ કેટલી રીસ બાકી છે ? પછી જોઉં એ શું જવાબ દે છે. ” એમ બોલતા બોલતા એ ખડખડાટ હસી પડયા. વળી એ તરંગોની સૃષ્ટિમાં વિહર્યા: “ બીજે શો જવાબ દેવાની હતી ? ભલેને એ મારે ત્યાંથી અભિમાનપૂર્વક ચાલી ગઈ, પરંતુ હું એને ત્યાં જઇશ એટલે તો થાળી ભરીને સંદેશ લાવી એ મારા મોઢા આગળ મુકી દેશે અને હસતી હસતી કહેશે કે “ લો મોટા કાકા, આ સંદેશ મેં જાતે તૈયાર કરેલા છે માટે તમારે ખાવાજ પડશે. જો નહી ખાવ તો મારે ને તમારે મોટો ઝઘડો થઇ જશે. ”

વૃદ્ધ નદીમાં સ્નાન કરવા પડયા. સ્નાન કરી રહીને જળમાં ઉભા ઉભાજ ગંગાસ્તોત્રનો પાઠ કરવા લાગ્યા. પાઠ કરતાં કરતાં એમની કલ્પનાએ એમની દૃષ્ટિ સમક્ષ અચલાને ખડી કરી દીધી; એને છાનું છાનું હસતી જોઇને વૃદ્ધ પણ હસવા લાગ્યા. કલ્પના પુરી થઇ અને અચલા દૃષ્ટિથી વિલુપ્ત થઇ. વૃદ્ધનું સંધ્યાવંદન સમાપ્ત થયું

એ ઘેર પહોંચ્યા એટલે તારવાળાએ તાર આપ્યો, એમાં લખ્યું હતું કે બધાં કાલે સવારે અહીં આવી પહોંચશે. રામબાબુને આજના દિવસનું કામ કાંઇ એવું નહોતું, પરંતુ આજે આકાશનું ઠેકાણું નહોતું. ઘડીમાં વરસાદ પડે તો સુરેશને બંગલે જવામાં વિઘ્ન આવીને નડે એ ભયે રામબાબુએ વહેલો વહેલો ભાડાનો એક્કો મંગાવી લીધો અને એક્કાવાળાને ભાડા ઉપરાંત જો વહેલો લઇ જઇશ તો બક્ષિસ મળશે એવી આશા આપીને એમણે એક્કો જલદીથી હંકાવી મુક્યો. એટલી ઉતાવળ કરી છતાં રસ્તામાંજ વાદળ ઘમઘોર થઇ ગયું, વરસાદ પડુ પડુ કરી રહ્યો અને એ સુરેશને બંગલે જેવા પહોંચ્યા તેવુંજ વરસાદે પડવું શરૂ કરી દીધું.

અચલા એમને જોઇને બહાર આવી. એ કહેવા લાગી "આવા વરસતામાં કેમ આવ્યા મોટા કાકા? જરાક વાર લાગી હોત તો તમે પલળી જાત."

અચલાના મુખ ઉપર કે એના સ્વરમાં રામબાબુને લેશ માત્ર આનંદ જણાયો નહી એથી વૃદ્ધને ખોટું લાગ્યું; કારણકે એમણે આવી આશા નહોતી રાખી. મુખ ઉપર પરાણે ઉત્સાહ લાવતા એ બોલ્યા "પલળી જાત તો પલળત, પણ પુત્રીની ગેરહાજરીમાં મારાથી શી રીતે ત્યાં એકલું રહી શકાય?"

વૃદ્ધ અચલાને પુરેપુરી તો હજુ ઓળખી શક્યાજ નહોતા. તેમાં વળી ગઇ કાલે રાતના એના આચરણથી તો એ હતબુદ્ધજ બની ગયા હતા. અત્યારના એના આચરણથી વૃદ્ધ દિશાનુંયે ભાન ભુલી ગયા, આત્મભાન પણ ભુલી ગયા. અચલા જાણે ગાંડી બની ગઇ. એકદમ દોડતી દોડતી એ વૃદ્ધને બાઝી પડી અને એમની છાતી ઉપર માથું

મુકીને હું હું કરતી રડી પડી. ઓચીંતું આમ કરશે એવો વૃદ્ધને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. રડતી રડતી એ બોલવા લાગી "મોટા કાકા, તમે તે શું કામ મારા ઉપર આટલું બધું વ્હાલ રાખ્યું? મને એટલી બધી શરમ આવે છે કે જાણે હું પૃથ્વીમાં સમાઇ જાઉં."

કેટલીએ વાર સુધી વૃદ્ધ કાંઇ બોલી શક્યા નહી. માત્ર એક હાથે અચલાને પોતાની છાતી સરસી ચાંપી રાખી અને બીજે હાથ એ ધીમે ધીમે એને માથે ફેરવવા લાગ્યા. એમના સ્નેહાર્દ્ર ચિત્તમાં સમાજ વિરૂદ્ધ અચલાના સ્નેહલગ્નની વાત, એનાં સગાંવહાલાં અને માબાપ સાથે એનો થયેલો વિદ્રોહ, કલહ કરીને આ દંપતીએ કરેલો ગૃહત્યાગ, વિગેરેના એમણે ભૂત કાળમાં કરેલા વિચાર અત્યારે એક પછી એક એમની નજર આગળ ખડા થતા એમણે જોયા. ધીમે રહીને એ બોલવા લાગ્યા "એમાં તે બેટા શું શરમાવાનું? તું મારી પુત્રી છું, તું મારી એજ સતી લક્ષ્મી બેટી છું કે જે બે દિવસ મારા ખોળામાં રમીને આ લોકનો ત્યાગ કરીને ચાલી ગઇ હતી. એજ સ્નેહનું બંધન તને આજે ફરીથી તારા આ પિતા પાસે ઘસડી લાવ્યું છે. તને મેં પ્રથમવાર જોઇ ત્યારથીજ તારા ઉપર મારો વાત્સલ્ય પ્રેમ ઢળેલો છે સુરમા." એમ બોલીને ધીમે રહીને વૃધ્ધે અચલાને પાસેની ખુરસી ઉપર બેસાડી દીધી, અને ફરી ફરીને એને સમજાવવા લાગ્યા કે "બેટા, એમાં કશુંએ શરમાવા જેવું નથી. યુગે યુગે આવુંને આવુંજ બનતું આવ્યું છે. સતી પાર્વતીનુંજ દૃષ્ટાંત જો. એ સ્વયં મહામાયા આદ્ય શક્તિ કહેવાય. એ પણ સ્વામીની ખાતર માબાપ અને આત્મીય સ્વજન જોડે કલહ કરીને ચાલી નીકળ્યાં હતાં. બધુંએ થશે, બધુંએ પાછું આવી મળશે. અત્યારે જે તમારાથી વિમુખ છે, તે કાલે તમને સાનુકુળ થઇ જશે. પોતાના પુત્ર અને પુત્રવધૂને

હસી ખુશીથી ઘેર તેડી જશે. જોજે બેટા, મારા વૃદ્ધનો આશીર્વાદ કદાપિ નિષ્ફળ જવાનો નથી."

રામબાબુ આવેશમાંને આવેશમાં બોલ્યા જતા હતા એટલામાં સુરેશ બહાર ગયો હતો ત્યાંથી આવી પહોંચ્યો. વરસાદમાં એ પલળી ગયો હતો, એથી એના માથેથી પાણી નીતરતું હતું. જેવો એને આવતો દીઠો તેવીજ અચલા ઉઠીને ઉભી થઇ ગઇ અને નેવાં તરફ હાથ લાંબો કરીને ખોબામાં વરસાદનું પાણી લઇ મોઢું ધોઇ નાખીને એ પાછી ખુરસીમાં આવીને બેઠી. રામબાબુ સમજી ગયા કે સુરેશ ન જાણી જાય એટલા માટેજ એણે મુખ ધોઇ નાખ્યું.

સુરેશ રામબાબુને આવેલા જોઇને વિસ્મિત થઇ ગયો. એ કાંઈક બોલવા જતો હતો એટલે રામબાબુજ બોલી ઉઠયા "એકવાર કપડાં બદલી આવો સુરેશ, પછી નીરાતે વાતો કર્યા કરીશું. હું કાંઇ નાસી જવાનો નથી." સુરેશે હસતાં હસતાં કહ્યું "નારે, એવું કશુંયે નથી." એમ કહીને જરા દૂર પડેલી ખુરસી પાસે તાણી લાવીને એ બેસવા જતો હતો એટલામાંજ અચલા બોલી ઉઠી "મોટા કાકા શું ખોટું કહે છે? મંદવાડ ભોગવીને ઉઠે હજુ તો એક મહીનો પણ પુરો થયો નથી. વારંવાર મને કેટલી શિક્ષા કરવી ધારી છે?"

અચલાનાં ઘણે દિવસે આવાં સ્નેહભર્યા વચન સાંભળીને બન્ને જણા અજાયબ થઇ ગયા. સુરેશ કાંઇપણ જવાબ દીધા શીવાય અચલાની આજ્ઞાનું પાલન કરતો ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો.

બહાર મિનીટના પણ વિરામ શીવાય ધોધમાર વરસાદ પડી રહ્યો હતો. જેમ જેમ રાત્રિ વધવા લાગી તેમ તેમ વૃષ્ટિનું ભીષણ સ્વરૂપ પણ વધવા લાગ્યું. ઘણા દિવસથી પાણી વિના સોસાઇ જતી તરસી પૃથ્વીની તરસ જાણે આજેતે આજેજ છીપાવી નાખી તેની

દીનતા દૂર કરી નાખવાનો અને વરસોનું ઋણ એકજ રાતમાં વાળી દેવાનો વિધાતાનો વિચાર હોય, તેમ કટિબદ્ધ થઇને આજે એ જળનું ચોધારૂં વર્ષણ કરી રહ્યો હતો.

અચલાએ રામબાબુને કહ્યું "અત્યારે કયાં ઘેર પાછા જશો મોટાકાકા? બહુ તકલીફ પડશે માટે આજે અહીંજ સુઈ રહેજો"

રામબાબુએ કહ્યું "મારી તકલીફનો તો કશોયે સવાલ નથી; પણ આવી કઠણ ઋતુમાં તમને આ અજાણી જગ્યામાં એકલાં મુકીને જવાને મારૂં મન કહ્યું નથી કરતું. પરંતુ કાલે સવારમાં પેલાં બધાં આવવાનાં છે" એટલે અત્યારે મારે ગયા વગર નહી ચાલે. હું ધારૂં છું કે એકાદ કલાકમાં વરસાદ બંધ રહી જશે. હું એના બંધ રહેવાનીજ રાહ જોતો બેઠો છું."

બન્ને જણાં પાછાં વાતોમાં મશગુલ થઈ ગયાં. સંસાર, સમાજ, ધર્મ્માધર્મ્મ, પાપ-પુણ્ય, આલોક-પરલોક વિગેરે એમણે કેટલાએ વિષય છેડયા. વાતોમાંને વાતોમાં કેટલા વાગ્યા છે, રાત્રિ કેટલી ગઇ છે, તેનુંયે એમને ભાન ન રહ્યું. વરસાદ વરસે છે કે બંધ પડયો છે, બહાર ગાઢ અંધકાર છે કે ઉઘાડ નીકળ્યો છે એ કશા તરફ એમનું લક્ષ ગયું નહી. આ વૃદ્ધમાં જે જ્ઞાન હતું, જે અનુભવ હતો, જે ભક્તિ હતી તે તમામ પૂર્ણ સ્નેહથી એમની આ માની લીધેલી પુત્રીમાં તેઓ અસ્ખલિત ધારાથી રેડી રહ્યા હતા. અચલાને પણ વૃદ્ધની વાતોમાં પૂર્ણ રસ પડયો હતો, અને આ નિષ્પાપ અને નિર્મળ મનના વૃદ્ધનો સ્નેહ એ પામી રહી હતી તેથી એનું મન માધુર્યથી ભરાઇ ગયું હતું.

એટલામાં કોઇના પગનો અવાજ આવવાથી બન્ને જણે ચમકીને પાછું જોયું. નોકર આવીને ઉભો રહ્યો. એણે કહ્યું "માઇજી,

રાતે ઘણી ગઇ છે. લગભગં બાર વાગવા આવ્યા. તમારા બાબુને માટે હું ઉપર લઇ આવું ?"

અચલા આશ્ચર્ય પામતી બોલી "શું બાર વાગવા આવ્યા ? તારા બાબુ કયાં ?"

"એ હમણાંજ વાળુ કરીને સુવા ગયા."

અચલાને સ્હારતું હવે યાદ આવે છે કે સુરેશ ગયો ત્યાર પછી અહીં આવ્યોજ નથી. એણે શયનખંડ તરફ નજર કરી તો અંદર દીવો બળતો દેખાયો. રામબાબુ ક્ષુબ્ધ અને લજ્જીત બનીને બોલવા લાગ્યા "મારાથી ભારે અન્યાય થઇ ગયો છે બેટા. ઘણો ભારે અન્યાય. મેં તને અહીં વાતોમાં બેસાડી રાખી એટલે એમણે ખાધું કે નહી તેની તારાથી તપાસ ન થઈ શકી. જા બેટા, તું પણ જમી લે."

અચલાએ એમના કહેવા તરફ લક્ષ ન આપ્યું. એણે નોકરને કહ્યું "કોચમેને કેમ અત્યાર સુધી ગાડી જોડીને આણી નહી ?"

નોકરે કહ્યું "ઘોડો નવો છે એટલે આવા અંધકારમાં અને વરસતામાં એને બ્હાર કાઢવાનું સાહસ એ ન કરી શકયો.

"ત્યારે ભાડાની ગાડી કેમ ન આણી ?"

નોકરે કશો જવાબ દીધો નહી, પરંતુ એની આંખો જવાબ આપતી હતી કે "એવો હુકમ મળેલો નહોતો એટલે."

રામબાબુ બોલી ઉઠયા "ના ના, ગાડીની હવે કાંઇ જરૂર નથી. નહી જાઉં તો કાંઇ નુકસાન થઇ જવાનું નથી. અહીંથી સવારમાં વહેલો ઉઠીને બા'રો બા'ર સ્ટેશન ઉપર જઇશ એટલે ચાલશે. વળી હું રાતે ખાતોયે નથી તેમ મને આજે રૂચિએ નથી. હવે તું જમી લે અને પછી સુઇ જા. વાતમાં ને વાતમાં રાત વીતી

ગઈ, બહુ ભારે અન્યાય થઈ ગયો છે." એમ કહીને એમણે આગ્રહ-પૂર્વક અચલાને વાળુ કરવા મોકલી.

પંદરેક મિનીટમાં અચલા વાળુ કરીને ઉપર આવી. એને જોઈને રામ બાબુ વ્યગ્ર કંઠે બોલ્યા "હવે બેટા એક મિનીટનીએ વાર ન લગાડીશ. જા, જઈને સુઈ જા. હું આ પ્રધાન ખંડમાંજ સોફા ઉપર સુઈ રહીશ. મને અહીં જરાએ અતડું લાગવાનું નથી. તું હવે સીધી તારા શયનખંડમાંજ જા સુરમા."

વૃદ્ધનો વારંવારનો આગ્રહ અને એમનું ઉત્તેજન અચલાને હાંકી દેવા લાગ્યું. પોતાના પિતા જેવા આ શુભાકાંક્ષી વૃદ્ધ પાસે એ આટલું સન્માન, પ્રીતિ અને શ્રદ્ધા મેળવી રહી હતી તેનું કારણ વૃદ્ધ ખરી હકીકત નહોતા જાણતા તેજ હતું; એટલે વૃદ્ધને છેતરી-નેજ એ આ માન મેળવી રહી હતી. વૃદ્ધ પાસેથી એવું સન્માન મેળવવાનો લોભ અચલાને અપ્રતિહત બળથી સુરેશના શયનખંડ તરફ ધસડી જવા લાગ્યો. એને યાદ આવ્યું કે તે દિવસે રાત્રે પણ સખત વરસાદ વરસી રહ્યો હતો, અને તેજ રાત્રે એવા વરસતામાં સુરેશે મને સ્વામી વિહોણી બનાવી દીધી. આજે તે દિવસનો અ-ભિશાપ મને સીમા વિનાના અંધકારમાં ડુબાવી દેવા ઉદ્યત થઈ ગયો છે. આજની રાતની લજ્જા અને અપમાન કાલે મને કેવું અસહ્ય થઈ પડશે? એની દૃષ્ટિ સમક્ષ એ અધમતાનું પરિણામ સ્પષ્ટ દેખાતું હતું, તોપણ સુરેશ ઉપર જય મેળવવાના મિથ્યા અભિમાને એ આંધળી બની. એજ અભિમાન અને મોહ એના જીવનની ઉ-ત્તમ અને ધન્ય પળમાં પણ એના ઉપર વિજય મેળવી રહ્યાં હતાં. એજ અભિમાન અને મોહે અચલાને આવી કઢંગી સ્થિતિમાં મુકી દીધી હતી. એ સીધી સીધી આગળ પાછળ જોયા શીવાયજ સુરે-શના શયનખંડમાં પહોંચી ગઈ.

બહાર પ્રકૃતિ દેવી પણ મત્ત બની ગઇ હતી. પ્રગાઢ અંધ-કારમાં વારંવાર વિદ્યુતના ઝબકારા થયા કરતા હતા.

સ્થળ નવીન હતું એટલે રામબાબુને બરાબર નિદ્રા ન આવી. એ ઘણા વહેલા જાગી ઉઠયા. એમણે બહાર નજર કરીને જોયું તો વરસાદ રહી ગયો હતો, પરંતુ આકાશમાં જે ઘેરાવો ઘાલેલો હતો તે જરાએ દુર થયો નહોતો. નોકર ચાકર કોઇ ઉઠયા છે કે નહી તે તપાસ કરવા એ ગેલેરીમાં જતા હતા પણ એટલામાંજ એક ખુણા તરફ એમની નજર ગઇ અને એ ઓચીંતા ચમકી ઉઠયા. અરે આ કોણ ટેબલ ઉપર ઉંધું ઘાલીને ખુરસી ઉપર બેસી રહ્યું છે? એ પાસે ગયા અને વિસ્મય પામતા બોલ્યા " સુરમા તું છે? આટલી બધી વહેલી કેમ ઉઠી બેટા?"

સુરમાએ જરા ઉંચું જોઇને ફરી પાછું નીચું ઘાલી દીધું. એનું મુખ શબના મુખ જેવું જણાતું હતું. એનાં બન્ને નેત્રોમાં ગાઢ કાલિમા વ્યાપી રહી હતી અને કાળા પથ્થરદ્વારા જેમ પાણીના ઝરણાની ધારા વહી રહે તેમ એની બન્ને આંખો દ્વારા અશ્રુની ધારા વહી રહી હતી.

વૃદ્ધ કાંઇ પણ બોલ્યા શીવાય એક નજરે આ અર્ધમૃત નારીના દેહ સામું જોઇ જ રહ્યા. એમના કંઠની બહાર એક સ્વર પણ નીકળી શકયો નહી.

---

## ૩૯ સેવા ધર્મ

સવારમાં ચા અને નાસ્તાથી પરવારી કેદારબાબુ ઓઠયાં કરીને ઓડકાર ખાતા હતા. ખાધેલાં વાસણ લેવાને મૃણાલ એ ખંડમાં આવી એટલે એ બોલ્યા "બેટા, તારા ઘરનો આ નાસ્તો અને ચા એમાં કોણ જાણે શુંયે અમૃત ભર્યું છે કે આજ એક મહિનો થવા આવ્યો તોયે મને અહીંથી જવાનું મન થતું નથી."

અચલાને લીધે મૃણાલ પણ એમને પિતાજી કહીને બોલાવતી હતી. એણે જવાબ આપ્યો "અહીંથી ક્યાં ચાલ્યા જવાની એટલી બધી ઉતાવળ કરો છો પિતાજી? શું મારાથી તમારી બરોબર સેવા નથી થઇ શકતી? તમારી આ પુત્રી શું—" મૃણાલથી અસાવધ-પણે આ છેલ્લા શબ્દો બોલાઈ ગયા એટલે બોલતાં બોલતાં એ અટકી પડી. કેદારબાબુ એ ન સમજી શક્યા. એમણે જવાબ આપ્યો "બીજે તે ક્યાં ચાલ્યા જવાનું હોય મા. તારી તૈયાર ચા, તારા હાથની ઉત્તમ રસોઇ અને તારૂં આ ઘર એ બધું છોડીને સ્વર્ગમાં પણ જવાની હું ઇચ્છા કરૂં નહી. પેલી બારીના ઘાર ઉપર બેસીને કેટલાએ દિવસથી હું એક જ વિચાર કરી રહ્યો છું મૃણાલ, કે બે-એક વર્ષ ભગવાનની કૃપાથી જો હું જીવતો રહું, તો કલકત્તામાં જ આખું જીવન ગાળીને મેં મારી જે ક્ષતિ કરી નાખી છે તે સુધારી લેવા મારૂં બાકીનું જીવન હું અહીં જ વ્યતીત કરૂં, અને પછીથી પ્રભુના ધામમાં નિશ્ચિંત જીવે પહોંચી જાઉં."

શાથી આવી ઉંડી વેદનાભર્યાં એ બોલી રહ્યા હતા, આખું જીવન જેણે કલકત્તામાં ગાળ્યું, તે કલકત્તાનો ત્યાગ કરીને, એમના પ્રિય સમાજનો ત્યાગ કરીને આવા વનમાં અને તે પણ આ પર્ણકુટી

જેવા ઘરમાં પોતાના જીવનના શેષ રહેલા દિવસો પુરા કરવા માટે કેમ અભિલાષ દર્શાવે છે, તેનું કારણ મૃણાલ સમજી ગઈ હતી એટલે કશોયે ઉત્તર ન આપતાં વાસણુ લઇને એ ત્યાંથી ચાલી ગઇ.

અહીં એક વાતનો પ્રકાશ કરવાનું આવશ્યક લાગે છે. એક મહિનાથી કેદારબાબુ અહીં આવ્યા હતા અને મૃણાલને ત્યાં રહેતા હતા. જ્યારે મહિમ માંદો થઇને કલકત્તામાં સુરેશને ઘેર આવ્યો ત્યારે મૃણાલની સાથે એમને પ્રથમ પરિચય થયો હતો, પરંતુ એમના અહીં આવ્યા પછી તો મૃણાલ સાથેનો એમનો પરિચય એટલો બધો વધી ગયો હતો કે મૃણાલના સ્નેહે એમના દેહ અને મનને સોનાની સાંકળથી જકડી લીધું હતું. આ બંધનમાંથી કેદાર-બાબુ પોતાને મુક્ત નહોતા કરી શકતા; તેમ કોઇ બીજે ઠેકાણે એમને કાંઇ ખાસ કરવાપણું પણુ બાકી રહેલું નહોતું એટલે એ અહીં જ રહી પડયા હતા.

સુરેશની ફોઇબાએ પોતાના ભત્રીજા માટે ઘણાં વ્યાકુળ બની જઇને મૃણાલને એક પત્ર લખ્યો હતો. એ પત્ર કેદારબાબુના હાથમાં આવ્યો. એ પત્ર વારંવાર એમણે વાંચ્યો પરંતુ એમાં પોતાની પુત્રી સંબંધી કશોયે ઉલ્લેખ જણાયો નહી.

અચલા એમની એકની એક પુત્રી હતી એટલું જ નહી, પરંતુ નાનપણુમાં એની મા મરી ગઇ ત્યારથી વૃદ્ધે પોતે એની માતાનું સ્થાન સાચવ્યું હતું અને લાડકોડથી એને ઉછેરી હતી. એ પુત્રીનું શું થયું? એણે શું કર્યું? મને કાંઇ લાંછન લગાડયું હશે? આવી આવી કાંઇ કાંઇ શંકાઓ એમને રાત ને દિવસ ઉઠયા કરતી હતી. ચિંતામાં એમનું શરીર કૃશ થતું જતું હતું અને તપી ગયેલું સુવર્ણ જેમ કાળું પડી જાય તેમ એ કાળા પડી ગયા હતા.

ગામમાં કોઇ કોઇ વાર બેચાર જણ કેદારબાબુ જોડે વાતો કરવા આવતા હતા, પરંતુ એ પોતે તો કોઇને પણ ઘેર જતા નહી. મૃણાલ એમને કેટલીક વખત કહેતી પણ ખરી કે જે તમને બોલાવે તેને ત્યાં તો તમે જાવ. ત્યારે એ કહેતા કે "શું કામ છે બેટા, મારા જેવો મ્લેચ્છ કોઇને ઘેર પગ ન મુકે એ જ ઉત્તમ"

"ત્યારે એ લોકો કેમ તમને મળવા આવે છે?"

કેદારબાબુ કશોયે જવાબ દેતા નહી. બહાર ફરવા ચાલ્યા જતા અને ખેડુતો સાથે વાર્તાલાપ કરતા હતા. એમના સુખદુઃખની વાતો સાંભળતા, એમના ન્યાય અન્યાય અને પાપ પુણ્યના વિચાર સાંભળતા તે છેક ભોજન વેળા આવતા.

એ કલકત્તામાંજ જન્મેલા અને જીંદગી પણ એમણે કલકત્તામાંજ ગાળેલી; એટલે કલકત્તાની બહાર જે અસંખ્ય પલ્લિગ્રામ આવેલાં છે, તેની સાથેનો સંબંધ પેઢીઓથી એમને બંધ થઇ ગયેલો હતો. એમનાં સગાવહાલાં પણ એમણે ધર્માન્તર કર્યો હોવાથી ધીમે ધીમે એમને ભૂલી ગયાં હતાં; એટલે વસ્તુતઃ એમને પલ્લિગ્રામનો કશોયે અનુભવ રહેલો નહી તેથી એ સંબંધમાં એમની કાંઇ ભળતીજ માન્યતા હોય તો એમાં અજબ થવા જેવું કશું નથી. અગણિત અશિક્ષિત ખેડુતો પલ્લિગ્રામમાંજ પોતાનું જીવન ગાળતા અને ભાગ્યેજ શહેરનું મુખ જોતા, તેથી એમને એ પશુ જેવાજ ગણતા હતા; એમના સમાજને જંગલી સમાજના નામથી ઓળખતા હતા. પરંતુ એમનું દુર્ભાગ્ય એમને આજ એજ જંગલી સમાજમાં, એજ પશુઓમાં ઘસડી લાવ્યું હતું અને એમના મર્મ સ્થળમાં તેના વિષદંત ભરવી એમને વીંધી રહ્યું હતું. જેમ જેમ આ નિરક્ષર પલ્લીવાસી દરિદ્ર ખેડુતો સાથે એમનો સંબંધ ઘનિષ્ઠ

થતો ગયો તેમ તેમ એમને તેમના પ્રતિ પ્રીતિ અને શ્રદ્ધા થતી ગઇ; અને પોતાના સમાજ, આચાર, આચરણ, શિક્ષણ, સંસ્કાર, ધર્મ, સભ્યતા, વિધિ–વિધાન એ તમામ પ્રતિ એમને અંતરથી વિદ્વેષ આવી ગયો.

અનુભવથી એમને જણાયું કે આ લોકોને વાંચતાં લખતાં નથી આવડતું એ વાત ખરી પરંતુ એ લોકો અશિક્ષિત તો નથી જ. પ્રાચીન સભ્યતા હજુએ એમના સમાજમાં જેવી ને તેવી જીવતી જ રહી છે. તેમ એ લોકો નીતિવાળા પણ છે. એમને કોઇ ધર્મ પ્રતિ વિદ્વેષ નથી, કારણ કે એ જાણતા હતા કે જગતના બધાએ ધર્મોનું મૂળ એક જ છે. એમને તેત્રીસ કોટિ દેવદેવતાઓ અમાન્ય નહોતાં, છતાં એ જાણતા હતા કે ઇશ્વર એક જ છે. હિંદુઓના ભગવાન અને મુસલમાનોના અલ્લા એ બે એક જ છે એ સત્ય એમનાથી અજાણ્યું નહોતું.

વારંવાર મનમાં ને મનમાં કેદારબાબુ શરમાવા લાગ્યા. તેઓ વિચાર કરવા લાગ્યા “ અમારાથી એ લોકો શાના હલકા ? એમના કરતાં હું શુ વિશેષ જાણું છું ? શા માટે અમે આમનો સમાજ અને સંસર્ગ છોડીને એમનાથી દૂર વસવા ચાલ્યા ગયા ? અરે, હવે તો અમારી વચ્ચે એટલું બધું અંતર પડી ગયું કે અમે અમારા પોતાનાં જ જનોમાં મ્લેચ્છ મનાયા. ”

કેદારબાબુ આવા આવા વિચાર કરતા ઘેર આવ્યા તે વખતે દસ વાગ્યા હતા. મૃણાલે આવીને કહ્યું કે “ પિતાજી, કાલનું તમારૂં શરીર સારૂં નથી માટે આજે સરોવરમાં સ્નાન કરવા ન જશો. તમારે માટે મેં ગરમ પાણી મુકી રાખ્યું છે. ”

"ગરમ પાણી મુકી રાખ્યું છે?" બોલતા કેદારબાબુ એના મુખ સામું જોઇ રહ્યા. પછી બોલ્યા "એટલું બધું કષ્ટ તું શું કામ વેઠે છે? મને ગરમ પાણીની કશીએ જરૂર નથી. અમે તો કલકત્તાના વાસી. ચકલીને પાણીએ નહાવાનો અમને અભ્યાસ પડી ગયો છે. તેં મને આશ્રય આપ્યો મૃણાલ, તો મને સરોવરમાં નહાવાયે નહી જવા દે. એ પાણીથી મારૂં શરીર જરાએ બગડવાનું નથી. હું તો ત્યાં જ નહાવા જઇશ."

મૃણાલ ડોકું ધુણાવતી બોલી "ના પિતાજી, હું નહી જવા દઉં. કાલે તમારી તબીયત બગડી આવી હતી. ચાલો હું પાણી લઇ આવું છું." એમ કહીને મૃણાલ પાણી લેવા જતી હતી ત્યાં વૃદ્ધ વચમાં જ બોલી ઉઠયા "ઉભી રહે બેટા, પહેલું મને એ કહે કે પારકાની સેવા કરવાની વિદ્યા આટલી નાની વયમાં તું કોની પાસે અને કેવી રીતે શીખી? તારા જેવી સેવાવૃત્તિ મેં કોઇ ઠેકાણે જોઇ નહી."

મૃણાલ શરમાઇ ગઈ. એનું મુખ લજ્જાથી લાલ થઇ ગયું. મહાપરાણે હસતી હસતી એ બોલી "પણ તમે કાંઇ મારે પરાયા છો પિતાજી?"

કેદાર બાબુ બોલ્યા "ના પરાયા નહી. હું તારો બાળક; પરંતુ એમ ઉડાવી દીધે નહી ચાલે. મારા સવાલનો જવાબ તું આપીશ ત્યારેજ છાલ છોડીશ."

મૃણાલ વળી શરમાઇ ગઇ. જરા હસીને એણે જવાબ દીધો "એ કાંઇ એટલું બધું અઘરૂં નથી કે એ શીખવા ખાસ પ્રયત્ન કરવો પડે. એ તો હું નાનપણથીજ શીખેલી છું. પણ હવે તમારૂં પાણી પાછું ટાઢું થઇ જશે."

કેદારબાબુ ગંભીર બનીને બોલ્યા "થવા દે. મને કેટલાએ દિવસથી આ એકજ વિચાર આવ્યા કરે છે મૃણાલ. મનુષ્ય તો તરતાં શીખે ત્યારે એને તરતાં આવડે, પરંતુ જળચર પ્રાણીને પ્રથમથી જ તરતાં આવડે છે. તરવાનું એ ક્યાંથી શીખે છે તે કોઇ જોઇ શકતું નથી. પરંતુ કાંઈ પણ કર્યા શીવાય તેનું ફળ આવતું નથી મા. ભગવાનનો એવો નિયમ નથી. કોઇને કોઇ પ્રકારે પણ શીખવાનો પ્રયાસ કરવોજ પડે છે અને તેને માટે દુઃખ પણ વેઠવું પડે છે. તું પેલા જળચર પ્રાણીની માફક આ જંગલમાં જન્મથી આવી મહાન વિદ્યા શીખી છું અને એ જંગલના વિરાટ સમાજનુંજ હું રાતને દિવસ ચિંતન કર્યા કરૂં છું. મને એ વિચાર આવે છે કે—"

"પણ તમારૂં પાણી—"

"રહેવા દે એ પાણીની વાત. સરોવર તો સુકાઇ જવાનું નથીને. મને એ વિચાર થાય છે મૃણાલ કે હું તારી પાસેથી કેટલું બધું શીખ્યો છું. મને દેવ, દેવતા, મંત્ર, તંત્ર, કશામાં આસ્થા હતી નહી. જ્યારથી મેં તને પૂર્ણ ભક્તિભાવવડે તારૂં નિત્ય-નૈમિત્તિક કર્મ કરતાં જોઇ છે, ત્યારથી મને પણ એવી ઇચ્છા પ્રકટી આવી છે કે મારે પણ આવા નિત્ય-નૈમિત્તિક કર્મમાંથી ન ચુકવું જોઇએ. મારે પણ તમારાં કર્મ આદરવાં."

"પણ પિતાજી, તમારો ધર્મ, તમારો સમાજ અને તમારો આચાર છોડીને તમારે બીજાનો ધર્મ શામાટે આદરવો જોઇએ ? તમારા ધર્મને કોણ દોષ દે છે ?"

"કોઇ દોષ દે કે ન દે તે જુદી વાત છે. એ ધર્મ સારો હોય કે ખોટો, પણ આટલી ઉંમરે તેનો ત્યાગ કરવાનું મારામાં સામર્થ્ય

નહોતું. તેવો પ્રયાસ પણ મેં કર્યો નથી અને એજ ધર્મમાં મારૂં શેષ રહેલું જીવન પુરૂં થઇ જાત. પરંતુ મેં તને જ્યારથી દીઠી છે, ત્યારથી મેં જોયું કે આટલી નાની ઉમરમાં તેં કેટલું બધું આત્મ-વિસર્જન કરેલું છે. તારા પતિ સ્વર્ગે ચાલ્યા ગયા છતાં હજુએ તેનામાં તારી તેટલીજ નિષ્ઠા. તેની માતાને તારીજ જનેતા ગણીને-બેઠા હશે, હું વધુ કાંઇ બોલતો નથી પરંતુ મને તો હવે મારા ધર્મ પ્રતિ, મારા સમાજ પ્રતિ કાંઇ આસ્થા રહી નથી."

મૃણાલ મનમાં ને મનમાં જરા ખેદ પામી. આ વૃદ્ધના દુર્ભાગ્યે એમનું જીવન કલુષિત કરી નાખેલું છે, પરંતુ અત્યારે તેનો દોષ પોતાના સમાજ ઉપર, પોતાના શિક્ષણ ઉપર ઢોળી પાડતા એમને જોઇને મૃણાલ બોલી "પિતાજી, તમે અમારા સમાજનું પણ જો બારીકાઇથી અવલોકન કરશો તો એમાં પણ તમને અનેક ત્રુટીઓ, અનેક દોષ દેખાશે. જુઓ, અમે પણ અમારા વ્યક્તિગત દોષો અમારે બદલે અમારા સમાજને ખભે ઓરાઢી દેવા તૈયાર થઇએ છીએ."

કેદારબાબુએ કહ્યું "પણ હું તેમ કરવા તૈયાર નથી. ભલે તમારા સમાજમાં દોષ હોય, તમારા સમાજમાં ત્રુટિ હોય પણ એ સમાજમાં તું છે અને તેં એમાંથી કેટલું બધું શોધી કાઢયું છે?"

મૃણાલ શરમાઇ ગઇ. એ બોલી "પિતાજી, તમે આમ બોલી બોલીને મને શું કામ વારંવાર શરમાવો છો? મેં તો કશુયે શોધી કાઢયું નથી. મને તમે આમ ન શરમાવશો એ હું તમને કહી રાખું છું."

વૃદ્ધ હવે કશું બોલ્યા નહી. મ્લાન મુખે મૃણાલ સામું થોડીવાર જોઉ રહ્યા અને પછી પાછા ધીમે ધીમે બોલવા લાગ્યા "હું પણ

તને આજે કહી રાખું છું કે તારે આજથી મારે માટે કશીયે તક-લીફ ઉઠાવવી નહી. તું મારી આંખની કીકી છું, તું મારી માતા છું, તુંજ મારો એક પુરો આશ્રય છું. આ અનાથ, કામ વગરના વૃદ્ધથી તારો જલદીથી છુટકારો થઇ જશે. એ દિવસ બહુ દૂર પણ નથી. પરંતુ એ દિવસ હું મારી આંખે દેખી શકતો નથી એ હું સારી રીતે જાણું છું." એમ બોલતાં બોલતાં એમની આંખમાં આંસુ આવી ગયાં. પછી વસ્ત્રના છેડાથી આંસુ લુછતા એ બોલ્યા ." મારે હવે એકજ કાર્ય કરવાનું બાકી રહ્યું છે અને તે મહિમને મળવાનું. કેમ એ ઘેર પાછા ચાલ્યા આવ્યા તેનું મારે એમને એકવાર કારણ પૂછી લેવું છે. મને એવો ભય રહે છે કે કદાચ એ ગુજરી ગઈ હોય ?"

"તમને એવો ભય શાથી થયો ?

વૃદ્ધ દીર્ઘ નિ:શ્વાસ નાખતા બોલ્યા "સંતાનનું મરણ બાપને કાંઇ ઓછું સાલે ?"

---

## ૩૯ વિધર્મી વિભીષણ

કન્યાના મરણ કરતાં તેની દુર્ગતિ પિતાને વધારે પીડાકારી થઇ પડી હતી.

બપોરે વામકુક્ષિ કરીને કેદારબાબુ પશ્ચિમ તરફની બારી ખોલી નાખીને બહાર જોઈ રહ્યા હતા. સામેજ એક સુગંધીવાળાં પુષ્પોનું વૃક્ષ પુષ્પોથી ભરચક બની ગયું હતું અને પુષ્પોની આસપાસ મધ-માખીઓ ગુંજારવ કરી રહી હતી. મૃણાલે પાળેલી હૃષ્ટપુષ્ટ ગાય ખીલે બાંધેલી હતી અને તે એને બાંધેલું દોરડું પહોંચે તેટલા અંત-રમાં ચર્યા કરતી હતી. વૃદ્ધ એથી પણ દૂર દૃષ્ટિ નાખીને જોયા કરતા હતા.

"પિતાજી, તમારે માટે ચા લાવું?"

કેદારબાબુએ પાછા ફરીને જોયું. એમણે મૃણાલને કહ્યું "એટલામાં ચા?"

"વાહ, કેમ હજુ વાર છે?"

વૃદ્ધ ઓશીકા તળે મુકેલું ઘડીઆળ બહાર કાઢીને તેમાં જોતા બોલ્યા "હજુ તો ત્રણ પણ વાગ્યા નથી."

"ત્રણ તો વાગ્યા પિતાજી, તમારો વખત થયો છે."

મૃણાલને ના કહેવી એ નિષ્ફળ હતું એટલે એ બોલ્યા "ઠીક લાવો."

"તમને ગરમ ચેવડો બહુ ભાવે છે, તેમે થોડો લેતી આવું?"

"લાવજે." એમ બોલીને કેદારબાબુ હસી પડયા. મૃણાલના ગયા પછી વળી પાછા એ બારી બહાર જોવા લાગ્યા. એમની આંખમાંથી પાંચ છ તપ્ત અશ્રુ સરી પડયાં. વસ્ત્રથી એમણે આંસુ લુછી નાંખ્યાં અને જાણે કાંઇજ બન્યું ન હોય તેમ પાસે પડેલી ચોપડી ઉઘાડીને વાંચવાનો ડોળ કરવા લાગ્યા.

બારણા આગળ પગરવ સંભળાયો એટલે વૃધ્ધે ઉંચું જોયું. મૃણાલ પ્યાલામાં ચાહ અને રકાબીમાં ચેવડો લઇને અંદર આવી. એના હાથમાંથી પ્યાલો અને રકાબી લેતા કેદારબાબુ બોલ્યા "આજે ખાવાનું મને સારૂં નથી લાગતું, પણ જો બેટા—"

"ના પિતાજી, એ તો બધુંયે સારૂં લાગશે."

કેદારબાબુ ચા પીવા લાગ્યા. થોડી બાકી રહી એટલે નિઃશ્વાસ નાખતા બોલ્યા "હવેને જન્મે તું મારી પુત્રી થઇને અવતરે એવી મારી મનોકામના છે."

મૃણાલ હસતી હસતી બોલી "બરોબર છે પિતાજી. તમારાં

અનેક છોકરાંમાં હું પણ તમને આનંદ આપીશ." વૃદ્ધ ડોકું ધુણાવતા બોલ્યા "ના ના, મારે અનેક નથી જોઇતાં બેટા. મારે તો તું એકજ પુત્રી જોઇએ છીએ."

મૃણાલ બોલી "પિતાજી, એવું તે હું શું જાણું છું કે તમે મારીજ ઝંખના કરી રહ્યા છો?"

"બેટા, મારે ખાવું છે કે નહીં તે હું જાણી શકતો નથી તેટલું તું જાણે છે."

"એ મેં જબરૂ જાણ્યું. જેને આંખ છે તે એ જોઇ શકે છે."

"પણ એવી આંખ બધાની હોતી નથી મૃણાલ. હું તો દેખી દેખીને એજ આશ્ચર્ય દેખી રહ્યો છું કે પ્રભુની આ કેવી કળા છે! કેવે સમયે, કેવે સ્થળે, કેવી રીતે એ અમુક અમુક માણસનો યોગ કરાવી દે છે તે કોઇ જાણી શકતું નથી."

"એ તો આપે બરોબર કહ્યું. નહીં તો આ તમારી પુત્રી આ જંગલમાં પડીજ રહી હતી તો. તમે આટલા દિવસ એની ક્યારે સંભાળ લીધી?"

"બેટા, હું શું સંભાળ લઉં? એની આજ્ઞા વિના હું શું કરી શકું? જ્યારે એણે આજ્ઞા કરી ત્યારે કશોયે અંતરાય નડયો નહીં. એણેજ મને અહીં ખેંચી આણ્યો. અહીંના લોકો સાથે મારે માત્ર એક માસનોજ પરિચય છતાં મને એમ થાય છે કે હું તમારી છાયામાં યુગ થયાં વસી રહ્યો છું. દિવસ માસ કે વરસની અહીં શી ગણના?"

મૃણાલ કાંઇક બોલવા જતી હતી પણ ન બોલી. એણે વિચાર કર્યો ' આ વૃદ્ધના અંતરમાં દુઃખની ચિતા ભડભડ બળી રહી છે તે શી રીતે ઓલવાય અને શાંત પડે."

કેટલીકવાર સુધી એમાંથી કોઈ બોલ્યું નહીં. મૃણાલ ભૂમિ સામું

જ જોઇ રહી હતી. શાંતિનો ભંગ કરીને કેદારબાબુજ બોલ્યા " મૃણાલ, જ્યારથી મેં એક ધર્મપંથનો ત્યાગ કરીને બીજા ધર્મની દીક્ષા સ્વીકારેલી છે, ત્યારથી મારૂં અંતર મને વારંવાર એકજ પ્રશ્ન પૂછ્યા કરે છે. ધર્મ સંબંધી હું તને એમ પૂછું છું—"

એ આમ બોલતા હતા એટલે મૃણાલે ઉંચું જોયું તેથી અધુરૂં રહેલું વાક્ય અધુરૂંજ રહેવા દઇને એ બોલ્યા " બેટા ગભરાઇશ નહી. જરાએ ગભરાઇશ નહી. હવે હું વારેવારે તારા નામનો ઉલ્લેખ કરીને તારા મનને સંકોચ વેઠવો પડે એવું નહી કરૂં. પરંતુ એટલું તો હું નિશ્ચયપૂર્વક કહું છું કે લડાઇ ટંટો કે વાદ વિવાદ કરીને ધર્મ સમજી શકાતો નથી. "

મૃણાલ એમના બોલવાનું રહસ્ય સમજી ગઇ હતી. એણે કહ્યું " આપની વાત સત્ય હશે પિતાજી, પરંતુ આપણે ધર્મને સત્ય માનીને ગ્રહણ કર્યા પછીથી વાદવિવાદ કે ઝઘડાને અવસર જ નથી રહેતો. તેનું પ્રયોજન રહેતું નથી. "

" બેટા, તારો તો એજ અભિપ્રાય છે કે જન્મથી આપણે જે ધર્મપંથ સ્વીકાર્યો તે સારો હોય કે નઠારો હોય તો પણ ઠેઠ સુધી તેનો આશ્રય ધારીને રહેજ છુટકો. "

મૃણાલને પ્રતિ ઉત્તર ન જડ્યો એટલે એ થોડીવાર મૌન ધારણ કરી રહી. કેદારબાબુ જ પાછા કહેવા લાગ્યા " બેટા, આજે મને ઘણા ઘણા દિવસની ભુલાઇ ગયેલી વાતો સ્મરણમાં તાજી થઇ આવે છે. હું અજાયબ થાઉં છું કે એ બધી વાતો અત્યાર સુધી ક્યાં છુપાઇ ગઇ હશે. "

મૃણાલે ઉંચું જોઇને પૂછ્યું " કઇ વાતો પિતાજી ? "

' અમારીજ વાતો તો. મોટા થવાની ભમવાને બુદ્ધિએ ન

આપી. કોઇ દિવસ મોટા થવાનાયે નથી. અમે તો સાધારણ મનુષ્ય. સાધારણ મનુષ્યની જોડે જ અમે તો હળીએ મળીએ. પરંતુ અમારામાં જે મોટા છે, સમાજના જે મુખી છે, સમાજના જે આચાર્ય બની રહ્યા છે, તેમના ઉપદેશ અને ભક્તિ શ્રદ્ધાપૂર્વક અમારા મનમાં વસી રહ્યાં છે. એમનાં કેટલાંક વચનામૃતો તો ભુલાઇ ગયાં છે અને આજે તેનું યત્કિંચિત્ પણ સ્મરણ નથી. તું તો કહે છે કે, આપણે ધર્મને સત્ય માનીને ગ્રહણ કર્યો, પછીથી વાદ વિવાદ કે ઝઘડાને અવસરજ નથી રહેતો–તેનું પ્રયોજન રહેતું નથી. મારી પણ અત્યાર સુધી એવીજ સમજ હતી અને એ પ્રમાણે હું ચાલતો આવ્યો છું. પરંતુ આજે મને જણાય છે કે તેનું પ્રયોજન છેજ. ખ્રીસ્તી પાદરીઓએ દેશ પરદેશમાં હિંદુ ધર્મને જેટલો હલકો પાડયો છે, તેના કરતાં પણ અમે એ ધર્મને વિશેષ હલકો પાડી દીધો છે. વસ્તુતઃ વિદેશી અને વિધર્મીના હાથમાં અમે વિભીષણ રૂપ થઇ પડયા છીએ. વળી મને તો એવું સ્પષ્ટ સમજાઈ ગયું છે કે અમારા સમાજમાં કાંઇ ઉપદેશનો ભાગ હશે, પણ ધર્મનો તો લેશ માત્ર પણ એમાં સંભવ જણાતો નથી."

મૃણાલે વ્યથિત કંઠે કહ્યું "પિતાજી, એ બધી વાત મને શું કામ સંભળાવો છો? મારે મન તો બધાએ પૂજનીય છે, નમસ્ય છે." એમ બોલીને એણે બે હાથ જોડીને પોતાના લલાટને સ્પર્શ કર્યો. આ ભક્તિમતી તરુણીના મુખ સામું કેદારબાબુ જોઇજ રહ્યા. એટલામાં મૃણાલને દાસીએ બોલાવવાથી એ ત્યાંથી ઉઠીને ચાલી ગઈ. વૃદ્ધ શૂન્યમનસ્ક થઇને ત્યાંજ બેસી રહ્યા.

મૃણાલને એની સાસુએ બોલાવી હતી. ત્યાં જઇને પાછી એ કેદારબાબુ પાસે આવી એટલે એ વળી બોલી ઉઠયા "મૃણાલ,

આમને આમ પારકાના દોષ અને ત્રુટિઓની ફરીઆદ કરવામાંજ શું આખું જીવન મારે વીતાવવું ? એમાંથી મને કોઇ કાળે પણ મુક્તિ નહી મળે બેટા ?"

મૃણાલ બોલી " તમારી મચ્છરદાની જરા ફાટેલી છે. જરા દૂર ખસશો ? હું એને શીવી લઉં. " વૃદ્ધ ઉઠીને નેતરની ખુરશી ઉપર બેઠા અને મૃણાલ મચ્છરદાનીને ટાંકા મારતી તેમાં જ મશગુલ થઇ ગઇ. વૃદ્ધ એ શીવતી હતી તે તરફ જોયા કરતા હતા. એમ જોતાં જોતાં અકારણે એમનાં બન્ને નેત્રો અશ્રુથી છલકાઇ ઉઠયાં.

મચ્છરદાની બરોબર સીવી લઇને મૃણાલે સોય દોરો ઉંચે મુકયો અને પછી કેદાર બાબુ તરફ ફરીને એણે પૂછયું " સાંજે તમારે માટે શું ખાવાનું કરવું છે પિતાજી ? "

કેદારબાબુ નિઃશ્વાસ નાખતા અશ્રુને રોકતા કાંઇક હસવાનો પ્રયત્ન કરતા બોલ્યા " સાંજની ચિંતા અત્યારથી કરવાની કાંઇ જરૂર નથી બેટા. સાંજની ચિંતા સાંજે કરી લેવાશે. હવે તો તું એકવાર નિરાંત જીવે જરા જંપીને બેસ. આજના મારા અપરાધ છેલ્લા જ છે. હવે મારા મુખમાંથી તું કશોએ નિંદ્ય વિચાર નહી સાંભળે મૃણાલ. પરંતુ મારા ઉપરથી તું તારૂં વહાલ ઉતારી ન નાખીશ. "

મૃણાલ ગદ્‌ગદ્ કંઠે બોલી "તમે આવું શું બોલો છો પિતાજી ? મેં કોઇ દિવસ હજી સુધી એવું કર્યું છે ? "

કેદારબાબુ ડોકું ધુણાવતા બોલી ઉઠયા " ના, કદીએ નહી; ના, કદીએ નહી. તું તો મારી મા છે ને ? તારા આ વૃદ્ધ પુત્રના અત્યાચાર, ઉપદ્રવ તું હસતે મુખે સહન કર્યે જાય છે; પરંતુ હવે

જ્યાં સુધી આ નાડીઓમાં રક્ત વહે છે ત્યાં સુધી પારકાની નિંદા હું નહી જ કરૂં એ તને સ્પષ્ટ કહી દઉં છું. આજે હું ચોક્કસ રીતે સમજી ગયો કે અત્યાર સુધી હું ધર્મને જે રૂપે ધારી રહ્યો હતો તે ધર્મનું ખરૂં સ્વરૂપ નહોતું. ધર્મ કાંઇ પારકો નથી, તેમ તે અમુક એક સમાજનો પણ નથી. પણ તે તમામનો ધર્મ છે. મારી ભુલ હવે મને બહુ સાલે છે. મારા જેવું દુર્ભાગ્ય તો પ્રભુ મારા કટ્ટા દુશ્મનને પણ ન દેખાડે."

થોડીવાર શાંત રહીને વળી પાછા એ બોલવા લાગ્યા "બેટા, એકને એક વાત વારંવાર કહું છું છતાં મારા મનને તૃપ્તિ થતી નથી. તારા શીવાય આ સંસારમાં મારૂં કોઇ નથી, મારૂં કોઇ હતું પણ નહી. તેથી જ હું તારી પાસે આવીને વસ્યો છું. જે સર્વનો માલીક છે તેણેજ મને અહીં આણ્યો છે, અને એ વાતનો સ્વીકાર કરતાં મને નથી શરમ આવવાની કે નથી સંકોચ થવાનો. મને આજ કેટલાક દિવસથી એમ થયા કરતું હતું કે હું તારે માથે પડયો છું; પરંતુ મારો એ વસવસો હવે નજીવત્ થઇ ગયો છે."

મૃણાલ હસતી હતી.

"મૃણાલ, શું કહું ? કોણ જાણે કેમ, મારા મુખમાંથી વાત બહાર નીકળી શકતી નથી."

"ત્યારે રહેવા દો ને. નહી કહો તોયે એનું એજ છે ને."

"ના ના, રહેવા શું દે. હવે રહેવા દીધે ચાલે તેમ નથી. મને તો ચોક્કસ લાગે છે કે એ સુરેશની સાથે જ—"

આ સંશય મૃણાલને પણ ગુંચવી મુકતો હતો એટલે એ નીચું મુખ રાખીને બેસી જ રહી, કાંઇ બોલી નહી. કેટલીક વારે કેદાર બાબુ પોતેજ પોતાની જાતનો બચાવ કરીને બોલી ઉઠયા "એકવાર મારે મહિમને મળવું છે. એમના મુખથી બધી

વાત સાંભળી લેવી જો. પરંતુ હું એકલો તેમની પાસે જઇને શી રીતે ઉભો રહું ? "

મૃણાલ આ દુર્ભાગી વૃદ્ધના હતજીવ અને ભયભીત મુખ સામું જોઇને બોલી " તમે એકલા શું કરવા જાવ ? જો જવુંજ હોય તો આપણે બન્ને જણાં સાથે જ જઇએ."

" સાચું કહે છે ? મારી સાથે આવીશ ? "

" આવીશ શું પિતાજી, હું તમને એકલા જવા દઉં જ નહી."

વૃદ્ધ પોતાની પુત્રીને માટે બહુજ જીવ બાળી રહ્યા હતા. "એણે શું કર્યું હશે ? કપાળે કલંકનો કાળો ડાઘ લગાડયો હશે ? મારાં ધોળાંમાં ધૂળ ઘાલી હશે ? એ કયાં હશે ? આ વૃદ્ધ પિતાની એને કાંઇ લાગણી નહી રહી હોય ? " આવા આવા અનેક તર્ક વિતર્કો કરી કરીને એ શરીરને સોસવી નાખતા હતા. મૃણાલને એમને માટે ઘણો પરિતાપ થતો હતો. એમને સાંત્વન આપવા, એમને ધીરજ દેવા એને ઘણીએ ઇચ્છા થતી પણ એનું મન પાછું હઠી જતું. " એમને હું શું સાંત્વન આપું ? "

કેટલીકવારે વૃદ્ધ પોતાની જાતે જ સાંત્વન પામતા બોલ્યા " મા ! "

એમના મુખ સામું જોતાં મૃણાલની છાતી ફાટી જતી હતી. મહા પરાણે અશ્રુને નીવારતી રૂદ્ધ કંઠે એ બોલી " શું કહો છો પિતાજી ? "

"સંસારની ઉપાધિ આટલી બધી જબરી હશે એવું મેં કદીએ ધારેલું નહી મૃણાલ ! આમાંથી મુક્તિ મેળવવાનો શું કોઇ માર્ગ નહી હોય ? એ માર્ગ કોઇ નહી જાણતું હોય ? " ૨

" પિતાજી, માણસ મરી જાય ત્યારે તેની પાછળ શોક વિના બીજો શો ઉપાય છે ? "

" ત્યારે તું એમ કહે છે કે એ મરી ગઇ છે એમ ધારીને મારે મન વાળવું ? એક હીસાબે તે પણ ખરૂં છે, મારા મનમાં ઘણી વાર એવા પણ વિચાર આવે છે; પરંતુ મૃત્યુનો શોક જેવો મોટો ગણાય છે તેવાં તેનાં શાંતિ અને માધુર્ય પણ તેટલાંજ મોટાં છે. લજ્જા અને ગ્લાનિ મારી છાતીને એવાં વીંધી નાખે છે કે તેનો કાંઇ આરો નથી. બેટા, એનું કાંઈ પણ કાર્ય કારણ જાણ્યા શીવાય એને હું ક્ષમા કેમ કરી શકું ?"

મૃણાલ એકદમ બોલી ઉઠી " પિતાજી, મારે પણ શું એ પ્રમાણે કરવું ? એમ કદી બની શકે નહી. જેનું કાર્ય-કારણ આપણે જાણીએ નહી તેને આપણે તો ક્ષમાજ કરીએ. મનમાંને મનમાં તેના વિચાર કરીને તેને અપરાધી ઠરાવી શકાય નહી. "

વૃદ્ધ એ સાંભળીને ચમકી ઉઠયા અને પોતાનાં બન્ને નેત્રો મૃણાલના મુખ ઉપર ઠરાવતા પથ્થરની માફક સ્થિર થઇને બેસી રહ્યા.

મૃણાલ શરમાતી શરમાતી ધીમે રહીને બોલવા લાગી " શીવાય મેં મોટાભાઇ પાસેથી પણ સાંભળ્યું છે કે આ સંસારમાં એવા ઘણાજ થોડા અપરાધો છે કે જેની ક્ષમા કરવા ધારી હોય છતાં ક્ષમા ન થઈ શકે. "

કેદારબાબુ ઉશ્કેરાઇ જતા બોલ્યા " આ અપરાધ શું કોઇ દિવસ કોઇથી માફ થઇ શકે એમ છે મૃણાલ ? "

મૃણાલ ચુપ રહી. કેદાર બાબુજ બોલવા લાગ્યા " કદીએ નહી, કદીએ નહી. પિતા થઇને તેનું એ દુષ્કર્મ

છું. જરાએ ક્ષમા કરી શકીશ નહી. તે ક્ષમાને યોગ્ય નથી.-ક્ષમા કરવી ઉચિત પણ નથી એ હું તને નિશ્ચયપૂર્વક કહી દઉં છું."

મૃણાલે ધીરે રહીને કહ્યું "યોગ્ય છે કે અયોગ્ય તેનો વિચાર પછી કરીશું.પણ એને ક્ષમા આપ્યા વિના તો નહીજ ચાલે.વળી ક્ષમાનું ફળ શું એકલા અપરાધીને જ મળે છે? જે ક્ષમા કરે છે તેને કાંઇ ફળ મળતું નથી પિતાજી ?"

વૃદ્ધ સ્તબ્ધ થઇ ગયા. મૃણાલની આ શાંત સ્નેહભરી દલીલે એમને મુહૂર્ત માત્રમાં જીતી લીધા.

"આવો તો મેં કદીએ વિચાર કરી જોયો નથી મૃણાલ. તારી પાસેથી આજે મને એક નૂતન તત્વનો લાભ થયો બેટા. તેં પણ ઠીક વાત કહી કે ક્ષમાનું જે ગ્રહણ કરે છે તેને એકલાને જ સોળે સોળ આનીનો લાભ છે અને ક્ષમાના દાતારને કશુંયે મળતું નથી એવું કાંઇ નથી. ઠીક, ઠીક, કોનો કેટલો અપરાધ છે તેનો વિચાર જેની ખુશી હોય તે કરી લે. મારે તો મારી પોતાની ખાતરજ ક્ષમા આપવી એવોજ તારો ઉપદેશ છે ને ?"

"પિતાજી, આવું બધું બોલીને તમે શું કામ મારા અપરાધ વધારો છો ?"

"તારા અપરાધ ? આ સંસારમાં એને સ્થાન જ ક્યાં છે બેટા ?"

મૃણાલ ઉઠીને ઉભી થઈ ગઇ અને "મને માતાજી બોલાવે છે. જઇને હું આવું છું હમણાં." એમ બોલતી બોલતી એ ખંડની બહાર ચાલી ગઇ.

એના ગયા પછી કેદારબાબુ મનમાંને મનમાંજ બોલવા લાગ્યા

"હું બચી ગયો ! ખરેખર બચી ગયો મા ! તેં મને બચાવી લીધો. દુર્ગમ અને ગાઢ અરણ્યમાં આંખે પાટા બાંધીને હું રખડતો' હતો, અને મૃત્યુ શીવાય મારે માટે તમામ દ્વાર બંધ થઇ ગયેલાં હતાં. પોતાનાજ પાશમાંથી મુક્ત થવાનો આવો મોટો રાજમાર્ગ ખુલ્લો હશે એ ખબર મને તારા શીવાય કોણ આપી શકે ! ક્ષમાની વાત તો મેં કદીએ વિચારી જોઈ નથી. કદાચ એવા વિચાર મનમાં ઉઠયો હશે તો તરતજ મેં બે હાથે પાછો ઠેલી દીધો હશે. ગર્વભર્યો હું બોલ્યો હઇશ કે ના, કદાપિ નહી. મારી પુત્રી થઇને એણે આવો મહાન અપરાધ કર્યો તો હું તેનો પિતા, તેને આવી મોટી ક્ષમા તો કદી પણ ન આપી શકું. પરંતુ અરે અંધ, અરે મૂઢ, અરે કૃપણ, પિતા થઇને તું એને ક્ષમા નહી આપે તો બીજું કોણ આપશે ? બીજાની ક્ષમા એને કામની પણ શી ? જો એને ક્ષમા મળે તો એ ઘેર પાછી આવી શકે. તારી મૃણાલ માના આ તત્વને તું તારી બન્ને આંખો ખોલીને દેખ." એમ બોલતા બોલતા એ પોતાની આંખો ફાડીને આકાશ તરફ જોઇ રહ્યા. વળી એ બોલવા લાગ્યા "મેં ક્ષમા કરી છે. મેં ક્ષમા કરી છે. સુરેશ, તને ક્ષમા કરી છે. અચલા, તને પણ ક્ષમા કરી છે. પશુ, પક્ષી, કીટ, પતંગ એ તમામને મેં ક્ષમા કરી છે. આજથી કોઇનીયે વિરૂદ્ધ મારી કાંઈપણ ફરીઆદ નથી. આજે હું મુક્ત થયો છું. આજે હું સ્વતંત્ર થયો છું. આજે હું પરમાનંદમય બની ગયો છું." આમ બોલતાં બોલતાં એમનાં બન્ને નેત્રો અશ્રુથી છલોછલ ભરાઇ ગયાં. એમના બન્ને હાથ એમના ખોળામાં પડેલા હતા. આંખમાંથી પિતૃ-સ્નેહનાં એક ધારાં આંસુ પડવા લાગ્યાં. એમના અધર ઓષ્ઠ કંપી ઉઠયા હતા. અસ્ફુટ સ્વરે વળી એ બોલી ઉઠયા "બેટા, તું ક્યાં છું ? એકવાર પાછી આવ. મેં તને આ સંસારમાં જન્મ આપ્યો છે અને તને લાડ લડાવી મોટી કરી છે. બેટા, ભલે

તારા સમસ્ત અપરાધ, તારી લાંછના સાથે લઈને તું આવ. તારા પિતાની ખોળામાં એકવાર આવીને તારૂં માથું મુક બેટા. હું તારા મરમના ઘા રૂઝવી શકીશ. હું તારા મનના તાપ શમાવવા પ્રયત્ન કરીશ. હું જન સમાજમાં નહી ભળું, ઘરની બહાર પણ નહી નીકળું. માત્ર તું અને હું—"

"પિતાજી!"

મૃણાલને જોઈને વૃદ્ધ જરાએ ગભરાયા નહી. મનના વેગને છુપાવવા એમણે જરાએ પ્રયાસ કર્યો નહી. પરંતુ બીજીજ ક્ષણે વૃદ્ધ જમીન ઉપર આળોટી પડયા અને બાળકની પેઠે રડી પડયા. "બેટા, બેટા, મારી છાતી ફાટી જાય છે. બધાંએ એને કેટલું બધું દુઃખ દીધું હશે?"

મૃણાલ કાંઈ બોલી નહી. કેદારબાબુનું માથું એણે પોતાના ખોળામાં લઈ લીધું અને એમને માથે હાથ ફેરવવા લાગી. એની આંખમાંથી પણ આંસુ પડવા લાગ્યાં.

"મૃણાલ, મહિમને કાગળ લખ્યો છે તેનો કાંઈ જવાબ નહી આવે?"

"કેમ નહી આવે પિતાજી? હું તો ધારૂં છું કે કાલ કે પરમ દિવસમાંજ જવાબ આવશે."

"તેં એમને કાંઈ લખ્યું છે?"

મૃણાલે ડોકું હલાવીને જણાવ્યું "હા."

"તેં કાગળમાં શું લખ્યું છે" એવો પ્રશ્ન કેદારબાબુથી ન પૂછી શકાયો. બહાર જોતા જોતા "હું જરાં ફરી આવું" એમ બોલીને એમણે કપડાં પહેરી લીધાં, હાથમાં લાકડી ઝાલી અને એક બે ડગલાં આગળ ભર્યાં. પણ તરતજ અટકી જઈને એ બોલ્યા "પણ જો બેટા—"

"શું પિતાજી?"

"મને ભય લાગે છે—ના ભય નહી—પણ મને એવો વિચાર આવે છે—"

"શાનો પિતાજી?"

"કોણ જાણે બેટા. મને વિચાર થાય છે—ઠીક, તારો શો અભિપ્રાય છે મૃણાલ? હું ત્યાં જાઉં તો મહિમને કાંઇ વાંધો પડશે ખરો?"

આ ભય અને આ વિચાર મૃણાલને પણ આવેલા હતા અને એણે તેનો જવાબ પણ મનમાંને મનમાં ઘડી રાખ્યો હતો. તેથી એણે તરતજ જવાબ આપ્યો "આપણે બીજી બધી પંચાત કરવાની શી જરૂર? આપણે તો એમનું ઠેકાણું જાણી લઇને આવતા રહેવાનું છે."

"ત્યારે તું પણ શું મારી સાથે આવીશ?"

"હાસ્તો, ખરી રીતે હું તમારી સાથે આવવાની નથી પણ તમે મારી સાથે આવશો."

આટલી વાતચીત બાદ વૃદ્ધ બહાર ફરવા ચાલ્યા ગયા.

## ૪૦ સુંદરીનું સૌન્દર્ય

ફાગણ માસમાં બપોરે પોતાના બંગલાના પ્રધાનખંડમાં સુરેશ અને અચલા આંખમાં આંસુ આણતાં બેઠાં હતાં. સીલ મોહોર કરેલું પાકીટ અચલાના હાથમાં મુકતાં સુરેશ બોલ્યો "આટલા દિવસથી રોજ મને આ પાકીટ તમને આપું આપું એમ થયા કરતું હતું, પણ આપી શકવાનું સાહસ હું નહોતો કરી શકતો. આજ તો આપ્યા વિના છુટકોજ નથી."

અચલા પાકીટ હાથમાં લેતી બોલી " આનો અર્થ ? "

સુરેશે હસીને કહ્યું "તમને એવો વિચાર થાય છે કે એવી તે એ શી આશ્ચર્યભરી ભયંકર વસ્તુ હશે કે જે આપવાનું સાહસ હું અત્યાર સુધી ન કરી શકયો ? તમને એવો વિચાર થાય એ સ્વાભાવિક છે. મને પણ ઘણીવાર વિચાર થતો હતો. વગર કારણે, કોઇ પણ જાતના અર્થ વિના મેં કરેલાં ઘણાં અપમાન તમે સહ્યાં છે. મેં દીધેલાં ઘણાં દુઃખો તમે વેઠેલાં છે.—"

શાંત સ્વરે અચલાએ પૂછ્યું " આમાં શું છે ? "

" અત્યાર સુધી મેં તમારી પાસે જે મેળવેલું છે તે લુંટારા તરીકે જબરજસ્તીથી મેળવેલું છે. પરંતુ આજે તો એક વસ્તુ મારે તમારી પાસે ભિક્ષા માગીને મેળવવી છે."

અચલા ચુપ થઈ ગઇ. શું બોલવું તે એને ન સુઝયું. એટલામાં નોકરે આવીને ખબર આપી કે " બાબુજી, એકકાવાળો કહે છે કે જો મોડું થશે તો પહોંચતાં રાત પડી જશે અને કદાચ રસ્તામાં વરસાદ પણ નડે. "

અચલા ચકિત બનીને બોલી " અત્યારે તમારે કયાં જવું છે ?"

સુરેશે હસીને જવાબ દીધો " હું માઝુલી જાઉં છું. ત્યાં મહા ભયંકર પ્લેગ ચાલે છે. કોઇ ડૅાકટર ત્યાં જતો નથી. રોજનાં કેટલાંએ માણસ મરે છે. એ ગામ સ્મશાન થઇ જવા બેઠું છે. પાંચ સાત દિવસમાં સાફ થઇ જશે એવું લાગે છે."

અચલા તો આ સાંભળીને દીંગ બની ગઇ. એને પણ થોડી ઘણી તો ખબર પડી હતી કે અહીંથી સાત આઠ કોસ ઉપર એક ગામ આવેલું છે ત્યાં ઘણો સખત પ્લેગ ચાલે છે. એવા ગરીબ-

ગામમાં, એટલે દૂર પ્રચંડ પ્લેગવાળી જગ્યામાં ગરીબોની દવા કરવા કોણ જાય ? સુરેશ ઘણા ઘણા પૈસા ખર્ચીને ત્યાં દવા મોકલાવતો હતો, તેમજ એ જાતે પણ ઘણીવાર રોજ સવારે વહેલો ઉઠીને કોઇને કોઇ જગ્યાએ ચાલ્યો જતો હતો, અને કોઇ સાંજે કે રાત્રે પાછો આવતો હતો. પરમ દિવસે એનાથી પાછું નહોતું આવી શકાયું. આ બધું અચલાના ધ્યાનમાં હતું. પરંતુ આજે આવી રીતે આ બંગલાનો ત્યાગ કરીને, પોતાનો ત્યાગ કરીને ખુદ મૃત્યુનાજ વાસમાં જઇને નિવાસ કરવાનો સુરેશ સંકલ્પ કરશે એવી તો એને કલ્પના પણ આવી નહોતી. તેથી સુરેશનું કહેવું સાંભળીને એ થોડીવાર એના મુખ સામું ધારી ધારીને જોઇ રહી. આ મહા પાપિષ્ટ, જે ભગવાનને પણ માનતો નહોતો, પાપ પુણ્યને માનતો નહોતો, જેણે પોતાના પરમ મિત્રની નિરપરાધી સ્ત્રીનો સર્વનાશ સાધવામાં કશોયે સંકોચ માન્યો નહી, એવાના મુખ સામું એ પહેલાં જ્યારે જ્યારે જોતી હતી ત્યારે ત્યારે એના તરફ એને એક પ્રકારનો અણગમો થઇ આવતો હતો; પરંતુ આજ એના મુખ સામું જોઇને એનું અંતર વિસ્મય પામી ગયું હતું. સુરેશના હોઠ ઉપર હાસ્યની રેખા હતી. હતી તો ઘણીજ ક્ષીણ, પરંતુ એ રેખામાં અચલાને વિશ્વનું તમામ વૈરાગ્ય ભરેલું જણાતું હતું. એના મુખ ઉપર નહોતો ઉદ્વેગ કે નહોતી ઉત્સુકતા. મૃત્યુના મુખમાં જઇને વસવા માટે એ તૈયાર થઇ ગયો હતો તો પણ એના મુખ ઉપર શંકાનું ચિહ્ન સરખું જણાતું નહોતું. ત્યારે શું આ નિરીશ્વરવાદી ઘોર સ્વાર્થીને અચલાના પ્રાણ પણ એટલાજ સસ્તા જણાતા હતા ? સંસારમાં ભોગ ભોગવવા શીવાય આવા લોકોને કશુંયે સુઝતું નથી. ભોગવિલાસમાંજ મગ્ન અને મસ્ત રહ્યા છતાં કોણ જાણે કેમ આ બધુંએ છોડીને એ ઓચીંતો આમ પ્રાણ ઉપર ઉદાર થઇ ગયો !

અચલાનું મન ચંચળ બની ગયું. હાથમાંનું પાકીટ સુરેશને બતાવતી એ બોલી "ત્યારે આ શું તમારૂં વીલ છે?"

સુરેશે સામો પ્રશ્ન કર્યો "હમણાંજ તમે મને ભિક્ષા આપેલી છે તેમાંથી શું ફરી જવા ધારો છો?"

"વારૂ, એ શું છે તે હું નથી જાણવા માગતી; પણ તમને હું જવા તો નથીજ દેવાની."

"કેમ?"

અચલા પાકીટને આમ તેમ ફેરવતી બોલી "ગમે તેમ થાય પણ હું તમને મારે લીધે મરવા તો નહીજ દઉં."

સુરેશે જવાબ ન આપ્યો એટલે વાતને બીજું સ્વરૂપ આપતી અચલા ફરી બોલી "તમે કહેશો કે તારે લીધે હું શા દુઃખે મરવા જાઉં? હું તો ગરીબોની ખાતર પ્રાણ આપવા જાઉં છું. પણ હું કહું છું કે ના, તેમ પણ નહી થવા દઉં."

આ સાંભળીને સુરેશને ઓચીંતો મહિમ સાંભરી આવ્યો. એના મુખમાંથી નિઃશ્વાસ નીકળી પડયો. કારણ કે પોતે જીવનની કેટલી બધી ઓછી દરકાર રાખતો હતો અને સહેજ સહેજ વાતમાં પોતાના જીવનને કેટલા બધા જોખમમાં નાખી દેવા તત્પર થઇ જતો, તેનો અદ્યાપિ જો કોઇ સાક્ષી જીવતો હોય તો તે કેવળ એક મહિમજ હતો. આજનું એનું પ્રયાણ જો મહા પ્રયાણ હોય, હંમેશને માટેનું હોય, તો પણ મહિમ તો એમજ માને કે મૃત્યુ આવ્યું તેથીજ સુરેશ મરણ પામ્યો. એ એમ ન માની શકે કે એણે લોભે, ક્ષોભે, દુઃખે કે ધૃણાએ કે એની કોઇ આશા નષ્ટ થઇ તેથી પ્રાણનો ત્યાગ કર્યો છે. એની આંખમાં આંસુ આવી ગયાં. તે લુછી નાખીને હસવાનો પ્રયત્ન કરતો એ બોલ્યો "હું કોઇને પણ લીધે મરવા નથી

ઇચ્છતો અચલા. આ તો નવરા બેઠા બેઠા ઘરમાં કાંઇ ગમતું નથી તેથી જરા બહાર જવાનું મન થાય છે. હું શું કામ મરૂં અચલા? નહી મરૂં."

"ત્યારે આ વીલ કેમ કર્યું?"

"એ વીલ છે એમ શી રીતે ધારી લીધું?"

"ભલે, પણ મને એકલી મુકીને તમે ચાલ્યા જશો?"

"ચાલ્યો જઈશ એટલે પાછો નહી આવું એમ ગણી લેવાનું નથી."

"કેમ નહી? આ પારકા પ્રદેશમાં મને નિરાધાર કરી તમે–" બોલતી બોલતી અચલા રડી પડી.

પોતાના ઉશ્કેરાઇ ગયેલા મનને જીવનમાં આજે પહેલીજ વાર નિયમમાં લાવીને શાંત સ્વરે એ બોલ્યો "અચલા, આજે પણ તમે તો એકલાંજ છો. હું તમારો સંગી નથી. આજે તમે જેટલાં નિરાધાર છો તેથી વિશેષ નિરાધાર થવાનો વખત તમારે તે દિવસે પણ નહી આવે."

અચલાની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં. આંસુ ભરી આંખે એ સુરેશ સામું જોઇ રહી. એના હોઠ થરથર કંપી રહ્યા હતા. દાંત તળે હોઠ દબાવતી ભગ્ન કંઠે રડતી રડતી એ બોલી "હજુએ તમારે મારી પાસેથી શું જોઇએ છીએ? હવે મારી પાસે શું રહ્યું છે?" એમ બોલતી બોલતી આંસુ લુછતી એ ત્યાંથી ઉઠીને બહાર ચાલી ગઇ.

કેટલોક વખત ગયા બાદ નોકરે આવીને સુરેશને કહ્યું "એક્કાવાળો—" "ઠીક ઠીક, એને કહે કે જરાવાર ઉભો રહે."

એટલામાં સુરેશનો કોચમેન આવ્યો અને એણે કહ્યું "મેં ગાડી જોડીને તૈયાર રાખી છે."

"ગાડી કોને માટે ?"

"માઇજીને જવાનું છે તેથી ગાડી જોડવાનો એમણે હુકમ આપ્યો છે. પણ દાસી કહે છે કે એણે બહુ બુમો પાડી પણ અંદરથી કાંઇ જવાબ મળતો નથી. ના જવાનું હોય તો હું ઘોડો છોડી નાંખું.."

"સબુર કર."

સુરેશ બેઠો હતો ત્યાંથી ઉઠીને પોતાના શયનખંડમાં ગયો અને કાંઇ પણ અવાજ કર્યા શીવાય ત્યાં પડેલી ખુરસી ઉપર બેઠો. શયનખંડ બન્નેનો હતો એટલે અધિકાર વિના એણે ત્યાં પ્રવેશ કર્યો નહોતો. પ્રશસ્ત સુંદર શય્યામાં પડી પડી અચલા ઉંધું ઘાલીને રડયા કરતી હતી. એ અહીં આવ્યો તે એને ન ગમ્યું. સુરેશ એને રડતી જોયા કરતો હતો. કેટલાક દિવસથી સુરેશને પોતાની ભુલ સમજાઇ હતી. પરંતુ અચલાની શય્યામાં આળોટતી દેહલતા અને એની વેદના એ બેના મિશ્ર ભાવથી અચલા સુરેશના નેત્રે વધારે આકર્ષક બની ગઇ. પ્રભાત સમયે પલ્લવ ઉપર પડેલાં ઝાકળનાં બિંદુઓ સૂર્યનાં કિરણમાં કેવાં સુંદર લાગે છે ? તેનાથી આકર્ષાઇ તેને હાથમાં લઈ લેવાનું આપણને મન થાય છે, પરંતુ હાથમાં લેતાં લેતાં તો એ ઝાકળનાં બિંદુઓની શોભા, સૌન્દર્ય નષ્ટ થઇ જાય છે. એ ઝાકળનાં બિંદુના સૌન્દર્ય જેવું જ સુંદરીનું સૌન્દર્ય છે. એનો ઉપભોગ કરવા લોભી હાથ લંબાય છે એ શું ભુલ નથી ? સુરેશ નાસ્તિક હતો, આત્માને માનતો નહોતો. સૌન્દર્યનો અનંત ઝરો તો નિરંતર વહ્યો જાય છે એ વાતને એ મિથ્યા માનતો હતો. અચલાના સ્થૂલ દેહ તરફ એકાગ્ર દૃષ્ટિ કરીને એકવાર એણે વિચાર કર્યો હતો કે આ સુંદર દેહલતિકાને પ્રાપ્ત કરવામાં જ—એને

હસ્તગત કરવામાંજ પોતાના જીવનની સાર્થકતા છે. પરંતુ આજે એનો ગગનચુંબી ભુલનો મહેલ એક મુહૂર્ત માત્રમાં ચૂર્ણ વિચૂર્ણ થઈ ગયો. અત્યારે એની એવી સમજ એને ભ્રાન્તિરૂપ લાગી, ભાર રૂપ લાગી અને એનાં મર્મ સ્થળને વીંધવા લાગી. ઝાકળનાં બિંદુ હાથમાં લેતાંનીવાર જળની રેખા બની જાય છે અને જોતજોતામાં સુકાઇ જાય છે. અચલાનું મુખ અત્યારે એને એ સત્યનું ભાન કરાવતું હતું. હાયરે ! આને તો પ્રભુએ પલ્લવ ઉપરજ સ્થાન આપવું જોઇતું હતું. ઐશ્વર્યની આ મરુભૂમિમાં એને શું કામ ધસડી આણી?

અજાણતાં સુરેશનાં નેત્રમાં આંસુ આવી ગયાં. લુછતાં લુછતાં એણે બુમ પાડી "અચલા !" અચલાએ ચમકીને ઉંચું જોયું અને પાછી પડી રહી સુરેશે પૂછ્યું. "તમે અત્યારે રામબાબુને ત્યાં જવા માટે ગાડી જોડાવી છે ?"

એણે કશો જવાબ ન દીધો એટલે સુરેશે કહ્યું "જો આજે ન જવું હોય તો ગાડી છોડી નંખાવો. હું પણ આજે બહાર નથી જતો અને એક્કાવાળાને પાછો મોકલી દઉં છું." એમ કહીને એ પ્રધાનખંડમાં ચાલ્યો ગયો.

દશ પંદર મિનીટ થઇ હશે એટલામાં અચલા રૂમઝુમ કરતી સુંદર વસ્ત્રાલંકાર સજીને પ્રધાન ખંડમાં આવી. સુરેશ વિચારમાં પડી ગયો હતો તે એનો પગરવ સાંભળી વિચારમાંથી જાગ્યો અને એણે પોતાની સમક્ષ ઉભેલી અચલાને દીઠી. એક શ્રીમંત ગૃહસ્થની ગૃહિણી જેવાં ઉત્તમ વસ્ત્રાલંકાર સજે તેવાં વસ્ત્રાલંકાર સજીને એણે સુરેશ પાસે આવીને કહ્યું "હું આજે રામબાબુને ઘેર જવા વિચાર રાખું છું."

સુરેશ સમજી ગયો કે રામબાબુને ઘેર જે અતિથી આવેલા છે તેમને મળવા જવા માટે જ અચલાએ આ બહુમૂલ્ય વસ્ત્રાલંકાર ધારણ કરેલાં છે. એણે કાંઇ મારા મનરંજનને માટે આમ કરેલું નથી." છતાં અત્યારે સુંદર પરિધાનમાં સજ્જ્યલી મણિમુક્તા અને રત્નખચિત અલંકારભૂષિત સુંદરી અચલાને જોઇને એ મુગ્ધ બની ગયો. સ્મિત બની જઇને એણે પૂછ્યું "કેમ ?"

"રાક્ષસી કલકત્તેથી જ તાવ લઇને આવી છે, અને વળી મોટા કાકાનેયે કાલનો તાવ આવ્યો છે એવી ખબર આવી છે."

"કલકત્તેથી એમના આવ્યા પછી તમે સમુળગાંએ ત્યાં ગયાં નથી ?" "ના."

"એ લોકો પણ કોઇ આપણે ત્યાં આવ્યાં નથી ?" "ના."

"રામબાબુ પોતે પણ આવ્યા નથી ?" "ના."

બંગલે રહેવા આવ્યા પછીથી સુરેશ પ્લેગના દરદીઓની સારવાર કરવામાં એટલો ગુંથાઇ ગયો હતો કે પોતાને ઘેર કોણ આવે છે, કોણ જાય છે, શું થાય છે તેની એને કશીએ ખબર હતી નહી. એટલે અચલાનું કહેવું સાંભળીને એણે કહ્યું "એ તો આશ્ચર્ય કહેવાય !"

"આશ્ચર્ય આપણને નહી પણ એમને થાય. ત્યાં બધાંને તાવ આવે છતાં આપણી ચિંતા રાખે, આપણે માટે જીવ બાળે; અને આપણને તો એમની દરકાર પણ ન હોય, એ આશ્ચર્ય એમને ઓછું થતું હશે ? માટે મારે ત્યાં જવું જ જોઇએ."

"ઠીક જાવ, સવારે પાછાં આવજો."

"તમેયે સાથે ચાલો."

"મારૂં શું કામ છે?"

અચલા ક્રોધ કરતી બોલી "ડાક્ટર તરીકે તો ચાલો."

"ઠીક ચાલો!" બોલીને સુરેશ ઉભો થયો અને કપડાં પહેરવા જોડેના ખંડમાં ગયો.

એક્કાવાળાને કશી વરધી નહી મળેલી એટલે એ તો બીચારો રાહ જોતો ઉભોજ રહ્યો હતો. અચલાએ બીચે ઉતરીને એને જોયો એટલે તરતજ નોકરને હુકમ કર્યો કે એને ભાડું આપીને વિદાય કરી દો. નોકર સુરેશ સામું જોતો બીતો બીતો પૂછવા લાગ્યો "કાલે—" સુરેશને બદલે અચલાએ જવાબ દીધો "ના, બાબુ જવાના નથી એટલે એક્કાની હવે જરૂર નથી."

સુરેશ ગાડીમાં જઇને અચલાની સામે બેઠો, પરંતુ અચલાએ એનો કોટ પકડીને આજે એને પોતાની જોડાજોડ બેસાડયો. ગાડી ચાલવા લાગી. કોઇ કાંઇ બોલ્યું નહી. બન્ને જણ બારીમાંથી જુદી જુદી દિશામાં જોઇ રહ્યાં.

કેટલેક દૂર ગાડી ગયા પછીથી સુરેશે ધીમે રહીને પૂછ્યું "અચલા!"

"કેમ?"

"આજકાલ હું શા વિચાર કરૂં છું તે જાણો છો?"

"ના."

"અત્યાર સુધી હું જે વિચાર કરતો હતો તેથી ઉલટો જ એ વિચાર છે. અત્યાર સુધી હું એવો વિચાર કરતો હતો કે તમને શી રીતે પ્રાપ્ત કરવાં? હવે રોજ એવો વિચાર કરૂં છું કે તમને શી રીતે મારે મુક્ત કરવાં? તમારો ભાર હવે વધારેવાર હું વહન નથી કરી શકતો."

આવા અણુચીંતવ્યા અને નિષ્ઠુર આઘાતથી અચલાનું શરીર અને મન બહેર મારી ગયાં. પરાજિત થયેલાની માફક એ બોલી "હું જાણું છું, પણ એ તમા—"

"હા, મારીજ ભૂલ, અરે પાપનું ફળ. પરંતુ આ દેહનો ભાર આટલો બધો અસહ્ય થઇ પડશે એ મેં સ્વપ્ને પણ નહીં ધારેલું."

"ત્યારે તમે મને છોડીને ચાલ્યા જશો ?"

સુરેશ. લેશ માત્ર ગભરાયા વિના બોલ્યો "હા, એમજ."

આવો ધીટ ઉત્તર સાંભળીને અચલા ચુપ બની ગઇ. એના મનમાં એકજ વાત ઘોળાવા લાગી " શું આ સુરેશ બોલે છે ? એમને પણ હું અસહ્ય ભારરૂપ થઇ પડી ? આજે મારો ત્યાગ કરીને એ ચાલ્યા જવા ઇચ્છે છે, આવું મોઢા મોઢ કહેતાં એમને જરાએ આંચકો આવતો નથી ? "

ગાડી ગડગડાટ કરતી પૂર્ણ વેગમાં ચાલી જતી હતી. અંદર બેઠેલાં આ નર અને નારી તદ્દન શાંત થઇ ગયાં હતાં. સુરેશ શો વિચાર કરતો હતો તે એનું મન જાણે, પરંતુ એણે ઉચ્ચારેલાં વચનો નિષ્ઠુરતાની સીમાને પણ ઓળંગી ગયાં હતાં તેથી અચલાનું મન ભયભીત થઇ ગયું. સુરેશ નહી એટલે એ એકલી. એ એકલાપણું કેટલું વિશાળ, એનો કિનારોજ નહી. અદૃષ્ટની વિડંબનાને લીધે જે નૌકામાં બેસીને સંસાર સમુદ્ર તરવાનું એ મથન કરી રહી હતી, તે નૌકામાં ગાબડું પડેલું છે, મહાપરાણે એ નૌકા ડુબુ ડુબુ કરતી તરી રહી છે એવું એ સ્પષ્ટપણે સમજી ગઇ હતી. હવે એ નૌકામાં બેસી રહેવું કે સમુદ્રમાં ભુસકો મારવો એ બન્ને સરખુંજ હતું; છતાં એ ભયંકર નૌકાનો આશ્રય છુટી જશે

તો હાય મારૂં શું થશે એ વિચારે એનું સર્વાંગ હિમવત્ ઠરી ગયું. હવે એનું કોઇ નથી. એના ઉપર પ્રેમ રાખનારૂં, એની ધૃણા કરનારૂં, એની રક્ષા કરનારૂં કે એની હત્યા કરનારૂં કોઈ નથી. સંસારમાં એ સંગ વગરની બની રહી.

એકાએક એનો જમણો હાથ સુરેશના ખોળામાં પડ્યો અને એ ચમકી ઉઠી. એણે ધીમે રહીને પુછ્યું "ત્યારે તમે મને નથી ચાહતા ?"

અચલાનો હાથ પોતાના હાથમાં લઇને સુરેશે કહ્યું "એ પ્રશ્નનો ઉત્તર સ્પષ્ટ રીતે હું નથી આપી શકતો. મારા મનમાં ગમે તે હશે પરંતુ એટલી વાત તો સત્ય છે કે હવે આ ભાર વહન કરવાની મારામાં શક્તિ નથી."

અચલાએ કરુણ અને મૃદુ સ્વરે કહ્યું "તમે મને એવે ઠેકાણે લઇ જાવ—"

"કે જ્યાં કોઇ બંગાળી ન હોય ?"

"હા, જ્યાં મને લજ્જા રોજને રોજ સાર્યા ન કરે."

"તમે શું ત્યાં મારા ઉપર પ્રેમ વરસાવી શકશો ? સત્ય કહો છો અચલા ?" એમ બોલતાં બોલતાં એણે ઉન્મત્ત બની જઇને અચલાને પોતાની છાતી સરખી દબાવી દીધી અને નીચા નમીને એના ગાલ ઉપર ચુંબન કર્યું.

આથી અચલાનું મુખ લાલ લાલ થઈ ગયું. વીછીએ એને ડંખ દીધો હોય તેવી એને વેદના થઇ ઉઠી તોપણ ડોકું હલાવીને એણે પોતાની સંમતિ જણાવી અને કહ્યું "એકવાર મને તમારા ઉપરજ પ્રેમ પ્રકટ્યો હતો, તમનેજ હું ચાહતી હતી—ના,

ના,—મને છોડી દો, કોઇ દેખશે. " એમ બોલીને સુરેશની બાહુ-વલ્લિયાંથી પોતાને મુક્ત કરતી એ પાછી બરોબર બેઠી પરંતુ પોતાનો હાથ એણે સુરેશના હાથમાં જ રહેવા દીધો. સુરેશે પરમ સ્નેહ લાવીને એ હાથ દબાવ્યો.

ગાડી રામબાબુના બંગલા નજીક આવી પહોંચી, કમ્પાઉન્ડમાં પેઠી અને ગડગડાટ કરતી જોતજોતામાં બારણા આગળ આવીને ઉભી રહી.

કોચમેને ગાડીનું બારણું ઉઘાડયું એટલે સુરેશ નીચે ઉતર્યો અને અચલાનો હાથ ઝાલીને એને નીચે ઉતારતો હતો. અચલાની નજર ઉતરતાં ઉતરતાં ઉપરની બારી તરફ ગઇ એટલે રાક્ષસી અને તેની બીજી સખી એકદમ દોડી આવ્યાં. ઘણે દિવસે અચલા તથા રાક્ષસીનો મેળાપ થયેલો હોવાથી બન્ને હસી પડયાં. રામબાબુ તો નીચેજ હતા. તે ઓઢેલી શાલ બાજુ ઉપર મુકતા બહાર આવ્યા અને આનંદપૂર્વક બોલવા લાગ્યા " પધારો પધારો મારાં મા, પધારો. "

અચલા રાક્ષસી સામું જોઇને હસતી હતી એટલામાં એણે રામબાબુનો પરિચિત સ્વર સાંભળ્યો. તરત જ એની નજર વૃદ્ધ તરફ ગઇ. પરંતુ વૃદ્ધની જોડાજોડ એણે મહિમને ઉભલો દીઠો. એને જોઇને અચલા પથ્થર સમી જડ બની ગઇ. બન્નેની આંખે આંખ મળી. મહિમ એને અનિમિષ લોચને જોઇ રહ્યો. મણિમુક્તાના અલંકાર અચલાના અંગ ઉપર ઝળકી રહ્યા હતા. હીરામાણેકનું તેજ લેશમાત્ર પણ ઝાંખું પડયું નહી, પરંતુ એ બહુ મૂલ્ય તેજસ્વી અલંકારોમાં મઢાયલું, ખીલેલું કમળ આંખના પલકારામાં નિસ્તેજ થઇ ગયું, કરમાઇ ગયું.

સંધ્યાકાળ થવા આવી હતી એટલે જરા જરા અંધારૂં થયું હતું. વૃદ્ધે ધાર્યું કે મારી જોડે અપરિચિત મહિમ ઉભેલો છે તેથી અચલા શરમાઇ ગઇ અને એનું મુખ મ્લાન બની ગયું. એટલે એ કફોડી સ્થિતિમાંથી એને મુક્ત કરવા રામબાબુ બોલ્યા "કાંઇ નહી બેટા, ચરણરજ–વંદન કરવાની કશી જરૂર નથી. તું તારી મેળે ઉપર ચાલી જા."

અચલાએ કશો જવાબ દીધો નહિ. લથડતી લથડતી એ ચાલી ગઇ.

રામબાબુએ કહ્યું "સુરેશબાબુ, આમને—"

સુરેશ મહિમને જોઇ બોલી ઉઠયો "અરે, આ તો અજાયબ જેવું. આ મારી કલાસનો–નાનપણથી અમે બન્ને જણા–" એમ બોલતો બોલતો પરાણે પરાણે હસવાની ચેષ્ટા કરતો અને મહિમ સામું જોઇને એ બોલ્યો "કેમ, તું કાંઇ અહીંયાં ઓચીંતો–" સુરેશ વાકય પુરૂં કરે તે પહેલાં જ મહિમ સત્વર ઘરમાં ચાલ્યો ગયો.

વૃદ્ધ હતબુદ્ધ બની ગયા હતા. એ સુરેશના મુખ સામું જોઈ રહ્યા. સુરેશે હસવાનો પ્રયત્ન કર્યો પણ ન હસી શકયો. એટલામાં દાદર ઉપર કોઇના પડવાનો અવાજ આવ્યો. એકદમ રામબાબુ દોડયા. જોયું તો અચલા ઉંધે મસ્તકે પડી હતી અને બે ત્રણ જણ એને ઉઠાડવા પ્રયત્ન કરતા હતા. એ મૂર્છિત થઇ ગઇ હતી, બેભાન બની ગઇ હતી.



## ૪૧ લગ્ન એ ધર્મ છે

સમબાબુને ઘેરથી પોતાને બંગલે જવા સુરેશ અને અચલા પાછાં ગાડીમાં બેઠાં. ગાડી ચાલવા લાગી અને અચલા વિચારવા લાગી: "મૂર્છામાંથી એકી જ ન થઈ શકી હોત તો કેવું સારું. હાથે કરીને તો મરાતું નથી, પણ સ્વાભાવિક રીતે મૃત્યુ આવી પહોંચ્યું હોત તો કેવી શાંતિ. રાતે ઉંઘી જાઉં અને બસ સવારમાં ઉઠવાનું નહી. હંમેશની નિદ્રા. આવી રીતે મરણ નીપજાવવાનો શું કોઇ માર્ગ નહી હોય? એ માર્ગ કોઇ જાણતું નહી હોય?"

સુરેશ અચલાને ખભે હાથ મુકતો બોલ્યો "અહીંથી કોઈ બીજે સ્થળે જવાની ઇચ્છા છે? જઇશું?"

"ચાલો."

"હવે કાલે તો અહીં આવીને આપણું મુખ બતાવાય એવું રહ્યું નથી."

"હું ધારૂં છું એ આમને બધી વાત કહી દેશે."

સુરેશે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. થોડીવારે એણે કહ્યું "ના, હું મહિમને ઓળખું છું. એ જરાએ આપણી વાત ઉઘાડી નહી પાડે. મને એ બદનામ નહી કરે."

સુરેશે તો સહજ કહ્યું, પણ અચલા સર્વાંગે ધ્રુજી ઉઠી. ત્યાર પછી ગાડી ઠેઠ બંગલે આવી પહોંચી ત્યાં સુધી એમાંથી કોઈ કાંઇ બોલ્યું નહી. બન્ને જણાં ગાડીમાંથી નીચે ઉતર્યાં. અચલાનો હાથ ઝાલીને સુરેશ એને બંગલામાં લઇ ગયો. "અચલા, જાવ શયન-ખંડમાં જઇને સુઇ રહો. મારે કેટલાક જરૂરી કાગળપત્ર લખવાના છે." એમ કહીને એ અભ્યાસગૃહમાં ચાલ્યો ગયો.

અચલા શય્યામાં પડી પડી વિચાર કરવા લાગી " એકવીસ વર્ષનું મારું વય, એ દરમીઆનમાં મેં શા શા અપરાધ કર્યા કે જેથી મારે આવી દુર્ગતિ ભોગવવાની. એક દિવસ મૃણાલ સાથે થયેલી વાતચીત અત્યારે મને બરોબર સાંભરી આવે છે. અરેરે !! મારું વિવાહિત જીવન સ્વામીની સાથે વિરોધ કરવામાં જ મેં ગાળ્યું. જ્યારે એ ખરેખરા માંદા પડ્યા ત્યારે મારું મન 'કાંઇક એમના તરફ વળ્યું હતું, અને ત્યારબાદ એમનાં જીવનની' કાંઇક આશા બંધાઇ એટલે મારું મન નિશ્ચિંત બન્યું અને નિર્ભય થયું. મારા હૃદયમાં સ્નેહ અને આનંદ ઉછાળા મારી રહ્યો હતો તે વખતે મને મૃણાલનું દુર્ભાગ્ય સાલી આવ્યું, તેથી બે હાથે એમને બાઝી પડીને આંખમાં આંસુ લાવતી હું એમને કહેવા લાગી " મારાં મૃણાલબેન ! તમે જો અમારા સમાજમાં હોત, અમારા મતનાં હોત, તો તમારા આ જીવનને હું વ્યર્થ ન થઇ જવા દેત."

" મૃણાલે હસીને જવાબ દીધો " બેન, તો તમે શું કરત ? મારાં બીજી વાર લગ્ન કરત ?"

" મેં જવાબ દીધો " કેમ નહી ? પરંતુ ઉભાં રહો મારાં વ્હાલાં બેન, હું તમારે પગે પડું છું. તમે શાસ્ત્રને મદદે ન બોલાવશો. એમાં તો એટલું બધું મલ્લયુદ્ધ થઇ ગયું છે કે મને તો એ સાંભળવામાં પણ ભય લાગે છે."

"મૃણાલે કહ્યું " લાગેજ ને ! કારણ કે એમાં ખેંચાખેંચી ઘણી રહેલી છે અને કઇ બાજુએ ઢળવું એ નક્કી થઇ શકતું નથી. પરંતુ એક વાત યાદ રાખવાની છે, અને તે એટલી કે જેને યુદ્ધ કરવાનું છે તેનો યુદ્ધનો તો એક ધંધો છે; એટલે તેના શરીરમાં જોર અને

હાથમાં હથીઆર જોઇએ જ; કારણ કે એમને જય પરાજય ઉપર જીવવાનું છે. અમારે એવું કાંઇ છે નહી તેમ અમારે કોઇ પક્ષને પૂછવાપણું પણ નથી."

"ત્યારે કરવાનું શું?"

"એ તો હું બરોબર જાણતી નથી. પરંતુ તમારા જેવા વિચાર કરતાં હું શિખીશ. એટલે એવા કોઇ પાત્રને ખોળી કાઢીશ." એમ બોલીને, એ હસી પડી હતી.

"આ તો તમે અમારા સમાજની અવજ્ઞા કરી. જેટલા યુદ્ધ કરતા હશે તે બધા શું યુદ્ધનો ધંધો લઇ બેઠેલા હશે તેથી યુદ્ધ કરતા હશે? કોઇ સત્યને માટે નહી યુદ્ધ કરતા હોય?"

"દાંત વડે જીભ દબાવતી મૃણાલ બોલી "એવી વાત મનમાં લાવવી તે પણ પાપ છે બેન. હું તો કાલે સવારે ચાલી જવાની છું. ફરીથી ક્યારે મળાશે તે જાણતી નથી. પરંતુ જતા પહેલાં કાંઇક ટીખળ કરતી જાઉં ને?" એવું બોલતાં બોલતાં એમની આંખમાં આંસુ આવી ગયાં. પછી ગંભીર બની જઇને એ કહેવા લાગ્યાં "તમે હજુ મારી પુરી વાત સાંભળી નથી બેન. તમારા મત પ્રમાણે લગ્ન એક સામાજિક વિધાન ગણાય છે, એટલે એ વિધાન સારૂં છે કે ખોટું એનો વિચાર ચાલી શકે અને વિવિધ યુક્તિ અને તર્કથી તમારો એ મત વારંવાર બદલાયા પણ કરે. પરંતુ અમારા મત પ્રમાણે તો લગ્ન એ ધર્મ છે. નાનપણમાં અમે પતિને વરીએ છીએ તે એ ધર્મભાવના લક્ષમાં રાખીને જ વરીએ છીએ. તેથી ત્યાં આગળ નથી વિચાર ચાલી શકતા કે નથી તમારા તર્ક કે યુક્તિ ચાલી શકતાં. એ તમારા યુક્તિવાદ અને તર્કવાદની બહારનો વિષય છે."

"ત્યારે મનુષ્યથી શું ધર્મ ન બદલી શકાય બેન ?"

"મતામત બદલાય, પરંતુ કાંઇ મૂળ વસ્તુ બદલાય છે બેન ? અત્યાર સુધીમાં ઘણાએ ઝઘડા ચાલ્યા પરંતુ મૂળ વસ્તુ તો કાયમ જ રહી છે. પતિના ગુણદોષનો હું વિચાર કરી શકું, મારા પતિ મારા છે એમ જાણીને ખુશી થાઉં. મારા પતિમાં અમુક દોષ છે એ જાણીને દુઃખી થાઉં એ વાત ખરી; કારણ કે હું પણ મનુષ્ય છુંને. એમના ગુણદોષ સંબંધી મારો મતામત હોઇ શકે, મારા વિચાર ફરી શકે, પરંતુ મારા પતિ તે તો મૂળ વસ્તુ. એ તો મારો ધર્મ. એ નિત્ય છે. એમના જીવતાં પણ મારે મન એ નિત્ય, એમના મરણ બાદ પણ મને તો એ નિત્ય છે. એમના જીવનમાં તેમજ મૃત્યુમાં પણ હું એમની સંગી છું જ. એ તો ન જ બદલી શકાય."

"એ વાત જો સત્ય હોય તો આટલો બધો અનાચાર કેમ ?"

"મૃણાલે કહ્યું "જ્યાં ધર્મ નથી ત્યાં અનાચાર નથી. કુતરાં બીલાડાંમાં કાંઇ અનાચાર છે ?"

"તમારૂં શાસ્ત્ર જો એટલું બધું સારૂં શિક્ષણ આપતું હોય, તો તમારા શાસ્ત્ર ઘડનારાઓ કેમ બધું પડદા પાછળ રાખે છે ! ખરી હકીકત સ્પષ્ટ શબ્દોમાં કેમ કહેતા નથી ? બધું ગુહ્યાર્થ શા માટે રાખે છે ! તમે જે સતીત્વ ઉપર આટલો બધો ભાર મુકો છો તેની કિંમત આંકવા કાંઇ કસોટી છે ?"

"જેણે એ શાસ્ત્રો અને વિધિ-વિધાન બનાવેલાં છે તેને તમારો એ પ્રશ્ન પૂછજો. મને તો મારાં માતા-પિતાએ જે શિક્ષણ આપેલું છે તે પ્રમાણે હું વર્તું છું. પરંતુ તમને એક વાત તો હું આગ્રહપૂર્વક કહી રાખું છું કે, જે સ્ત્રી પતિવ્રત ધર્મ બરોબર પાળી,

શકે છે, તે સ્ત્રીને પગે ભલે તમે બેડીઓ બાંધો કે તોડી નાખો તો પણ એના સતીત્વની કસોટી તો આપો આપ થઇ જાય છે. મારા પતિને તો તમે જોયા હતા. એ વૃદ્ધ હતા, ગરીબ હતા અને રૂપ-ગુણમાં પણ સાધારણ હતા. છતાં પણ મારે તો આલોકમાં અને પરલોકમાં એજ મારા પતિ છે." એટલું બોલીને એ બંધ રહી અને આંખો મીચીને અંતરમાં પતિનાં દર્શન કરવા લાગી. ત્યાર બાદ ફીકકું હસતી વળી એ બોલવા લાગી "બેન, ઉપમા તો બરોબર બંધ બેસતી નથી, પરંતુ પિતા પોતાના કાણા, લુલા લંગડા પુત્ર ઉપરજ પોતાનું તમામ હેત વર્ષાવે છે. બીજાનો પુત્ર ગમે તેવો રૂપાળો હશે, સર્વાંગસુંદર હશે તો પણ તેને જોઇને પોતાના પુત્રપ્રતિનો એમનો પિતૃધર્મ લેશમાત્ર ન્યૂન થતો નથી. આ બધા મારા વિચાર છે. મને આવું શિક્ષણ મળેલું છે. મેં જે ઉપલી ઉપમા આપી તે તમને ગમી તો નહીજ હોય, છતાં એક વાત હું તમને કહી રાખું છું અને તેમાં તો તમે ભુલેચુકે પણ અવિશ્વાસ ન લાવશો. જે સ્ત્રી ધર્મ-ભાવનાથી પોતાના પતિ ઉપર પ્રેમ રાખતાં શીખી નથી, તે સ્ત્રી શૃંખલાબદ્ધ હોય કે મુક્ત હોય, ભલે તે પોતાની સતીત્વ નૌકાની ગમે તેવી મોટી કલ્પના કરે તો પણ તે ડુબવાનીજ! અંતરમાં પણ ડુબશે અને બહાર પણ ડુબશે."

કોઇપણ જાતના બંધન વિનાના સમાજમાં આંખ અને કાન ઉઘાડા રાખીને સ્વતંત્રપણે અચલા ઉછરી હતી. પોતેજ પોતાના જીવનને પસંદ કર્યું છે એવો અચલાનો ગર્વ હતો. પરંતુ ખરી કસોટી વખતે એનો ગર્વ એને કાંઇ કામ લાગ્યો નહી. એના ઉપર જે વિપત્તિ આવવા લાગી તે ગુપ્તપણે પ્રવેશ કરવા લાગી, અને પછી મિત્રવેશે આવીને ઉભી રહી. પછીથી એ વિપત્તિ મોટા કાકાના

સ્નેહ અને શ્રદ્ધારૂપે આવી. આ શુભાકાંક્ષી સ્નેહશીલ વૃદ્ધના અતિ આગ્રહથી તે દિવસે રાત્રે એ સુરેશની શય્યામાં ગઇ અને આત્મહત્યા કરવા બેઠી. તે દિવસે જો એની કોઇ પણ રક્ષા કરી શકયું હોત તો જેને મૃણાલે જીવન અને મરણમાં અદ્વિતીય અને નિત્ય કહ્યો હતો તે એનો સતી-ધર્મજ એની રક્ષા કરી શકયો હોત. પરંતુ તે દિવસે એના બાહ્યાચારે એના ધર્મનો પરાભવ કરી દીધો. એનું જન્મભરનું શિક્ષણ, એના સંસ્કાર, તમામને એણે તુચ્છ ગણી કાઢયા અને બહારના જગતે એ તમામને દાબી દીધા. આ ગુપ્ત ધર્મ, ગુહાશાયી ધર્મ એના અંતરમાં અવ્યક્તપણે રહેલો હતો તે એ વ્યક્ત ન કરી શકી. બહારનું જગત જે પ્રમાણે એ બેનો સંબંધ જાણતું હતું તે સાથે સામંજસ્ય રાખવાને એક ભદ્રમહિલાની પેઠે એણે બહારનો વેશ કાયમ રાખ્યો. એનું અંતર જાણતું હતું કે પોતે ખોટો વેશ ભજવી રહી રહી છે અને જગત એ વેશને સત્ય તરીકે ગાને છે. પરંતુ એનું મન મોહના આવરણને ન નીવારી શકયું. એણે ધાર્યું હોત તો તેજ વખતે એ પોતાનો ખોટો વેશ ઉતારી નાખત અને નમ્ર સત્ય કહીં દેત કે "મોટાકાકા, મેં પર્વત જેવડી ગંભીર ભુલ કરી છે. હું જાણું છું કે આજે મારી તમામ સત્ય હકીકત જગતને જણાવીશ તોયે જગત મારા ઉપર વિશ્વાસ નથી રાખવાનું. આજે તમને હું સત્ય કહી દઇશ એટલે કાલથી તમે મારૂં મુખ પણ નહી જુઓ અને તમે મારી ઘણા કરશો. કાલે તમારી સતી સાધ્વી પુત્રવધૂના ઘરનાં દ્વાર મારે માટે સદાને વાસ્તે બંધ થઇ જશે અને કલંકની કાળી મેશ મારા મુખ ઉપર ચોપડાશે. આ બધુંએ હું સહન કરી શકીશ, પરંતુ આજનો તમારો આ ભયંકર સ્નેહ મારાથી નથી સહન થઇ શકતો. મોટાકાકા, હું તમારી પાસે આજે એકજ ભિક્ષા માગું છું કે મને અત્યાર સુધી સતી તરીકે તમે ઓળખતા હતા તે આજથી એક

કલંકિની તરીકે ઓળખજો; અને એ આશીર્વાદ માગું છું કે મારું આજનું કલંક અક્ષય રહેજો." પરંતુ હાય હતભાગ્ય! એના મુખમાંથી તે દિવસે એ શબ્દો ન નીકળ્યા.

આજે, એ તમામ બાબતનો એ પશ્ચાત્તાપ કરવા લાગી. એનો કંઠ રૂંધાઇ જવા લાગ્યો. એની આ વેદનામાં મહિમની એના ઉપર પડેલી સ્તબ્ધ પણ નિષ્ઠુર દૃષ્ટિ ઓર વધારો કરી રહી હતી.–એ દૃષ્ટિ છરીની માફક એને કાપી નાખતી હતી.

આ પ્રમાણે અચલાની અડધી રાત વીતી ગઇ પરંતુ આખરે એનાં અશ્રુભીનાં ચક્ષુ થાકયાં અને બીડાયાં.

બીજે દિવસે એ ઉઠી તે વખતે સવાર થઇ ગયું હતું. સુરેશ હમણાં આવશે એમ ધારીને રાત્રે એણે શયનખંડનું બારણું ખુલ્લું જ રહેવા દીધું હતું. પરંતુ રાત્રે એ આવ્યો હતો કે નહી તેની અચલાને કાંઇ ખબર પડી નહી. એ શયનખંડમાંથી બહાર નીકળી એટલે નોકરે એને ખબર આપી કે "બાબુજી તો મળસ્કે ઉઠીને એકકો ભાડે કરી માઝુલી ગયા છે."

"કોઇ એમની સાથે ગયું છે?"

"ના, મેં એમની સાથે જવાનું કહ્યું પણ એ મને ન તેડી ગયા. મને કહ્યું કે પ્લેગમાં મરવા આવવું હોય તો ચાલ."

"ત્યારે તેં એમને એક્કો આણી આપ્યો! મને જગાડી કેમ નહી?"

નોકર કાંઈ બોલ્યો નહી.

અચલાએ ફરી પૂછ્યું "એક્કાવાળાને તો તું બોલાવી લાવ્યો ને?"

"ના, હું નથી બોલાવી લાવ્યો. ગઇ કાલે બાબુજીએજ એને છાનું માનું કહીરાખ્યું હતું કે મળસ્કે તારો એક્કો લેતો આવજે."

આ સાંભળીને અચલા સ્તબ્ધ બની ગઇ. એણે જે ધારી લીધું હતું તે ખોટું પડયું. એ સમજી કે કાલ સાંજની ઘટનાને આ સાથે કશોયે સંબંધ નથી. એ ઘટના ન બની હોત તો પણ એ જવાના હતા. એ ઘટના બની એટલે પછી તો કરેલો નિશ્ચય એમણે ન ફેરવ્યો. માત્ર એમણે નિશ્ચય અમલમાં મુકવાનું મોકુફ રાખેલું.

" બાબુ કયારે પાછા આવવાના છે એ કાંઇ કહી ગયા છે ?"

નોકર ખુશી થતો બોલ્યા "હા, ઘણા જલદીથી. પરમ દિવસે કે પેલે દિવસે, નહી તો તે પછીને દિવસે તો જરૂર જી."

અચલાએ બીજું કાંઇ પૂછ્યું નહી. કાલે રામબાબુને દાદરેથી એ પડી ગઇ હતી તેની વ્યથા એને તરતને તરત તો નહોતી જણાઈ, પણ આજે તો એનું તમામ અંગ દુઃખતું હતું. વળી રામબાબુને હવે ખરી હકીકતની ખબર પડી ગઇ હશે એટલે એ અહીં આવશે એ વિચારે એના અંતરમાં કાંટા ભોકાવા લાગ્યા. સુરેશે એને કહ્યું હતું કે મહિમ આપણી વાતનો સ્ફોટ નહી કરી દે, છતાંયે એના મનમાં એક પ્રકારની ચિંતા સતત એને બાળવા લાગી. ચિંતાઆને ચિંતામાં દસ વાગી ગયા—બપોર થયા—સંધ્યાસમય થયો—રાત પડી. સુરેશ ન આવ્યો. હવે નહી આવે એમ ધારીને એ શય્યામાં પડી, પાસેજ ટીપાઇ હતી, એના ઉપર પુષ્પદાની હતી અને તેની ઓથે કવિરાજ (વૈદરાજ) ના ઔષધાલયનું ઔષધોનું સુચીપત્રક પડેલું હતું. તે લઇને એ તેનાં પાનાં ફેરવવા લાગી. ઘડીવાર એ પોતાનું દુઃખ ભુલી ગઇ. જુદા જુદા રોગો એને તેનાં ઔષધોનું વિવરણ વાંચતાં વાંચતાં એ નિદ્રાધીન થઇ ગઈ.

---

## ૪૨ અંતકાળ

નોકરે કહ્યું હતું કે બાબુ પરમદિવસે કે પેલે દિવસે, નહી તો તે પછીને દિવસે તો જરૂર જ પાછા આવશે. પરંતુ ચોથે દિવસે તો અચલાને જરાએ ધીરજ રહી નહી. આજે રાહ જોવાની એનામાં બીલકુલે શક્તિ રહી ન હોતી. છેલ્લા ત્રણ દિવસમાં રામબાબુએ બંગલે ડોકીયું સરખું કર્યું નહી. એ આવશે એમ ધારીને અચલાનું અંતર ભયભીત બની ગયું હતું. એ ન આવ્યા તેથી "બધું એ જાણી ગયા હશે અને મારા ઉપર ક્રુદ્ધ થયા હશે" એવું અનુમાન કરીને હવે એ લાકડા જેવી બની ગઇ હતી. "એમને તાવ આવતો હતો તે કદાચ હવે વધી ગયો હશે" એ વિચાર એના મનમાં ન હોતો આવ્યો. આજે સવારે રામ બાબુને ત્યાંથી નોકર આવ્યો હતો પરંતુ તે બહાર રસોઇયાને મળીને જ વિદાય થઇ ગયો હતો. એ કેમ આવ્યો હતો, શું પૂછી ગયો એ વાત અચલા ભયની મારી કોઇને પૂછી શકી નહી; પરંતુ એ નોકરના ગયા પછી આ બંગલો, ઘર બાર, નોકર ચાકર સર્વને છોડીને અહીંથી ચાલ્યા જવાનો એને વિચાર થઇ આવ્યો. તરત જ એણે નોકરને બોલાવ્યો અને કહ્યું "રઘુવીર, તેં માઝુલી દીઠું છે ?"

"ઘણા દિવસ પહેલાં હું એકવાર ત્યાં ગયો હતો માઇજી."

"અહીંથી કેટલું થતું હશે

રઘુવીર મનમાંને મનમાં અંદાજ બાંધીને બોલ્યો "હું ધારૂં છું કે છ સાત કોસથી ઓછું નહી હોય."

"આજે મારી સાથે તું આવીશ ?"

રઘુવીર આશ્ચર્ય પામતો બોલ્યો " તમે જાઓ છો ? ત્યાં તો પ્લેગની ઘણી જબરી બીમારી ચાલે છે."

" તું ન આવે તો કોઇ બીજાને મારી સાથે મોકલવાની ગોઠવણ કરી આપીશ ? તે જે ઇનામ માગશે તે હું આપીશ. "

રઘુવીર દીલગીર થતો બોલ્યો " માઇજી, તમે જાવ ને હું ન આવું એમ બની શકે ખરૂં ? પરંતુ રસ્તો એવો ખરાબ છે કે આપણી ભારે ગાડી એ રસ્તે નહી જઇ શકે. એકકો કે ડોળી— એમાં તો તમારાથી જઇ નહી શકાય માઇજી. "

"ના, હું એમાંજ જવા ઇચ્છું છું. ચાલ હવે વાર કરવા જેવી નથી. જલદી જઇને એકકો કે ડોળી લઇ આવ. "

રઘુવીર અલ્પ સમયમાંજ એક ડોળી લઇ આવ્યો અને એ પણ ડોળીની સાથે પગે ચાલતો જવા તત્પર થઇ ગયો. બીજા નોકરોને ઘરની સંભાળ લેવાનું કહીને અચલા સુરેશની ખાતર માઝુલીને પંથે નીકળી પડી. મનમાંને મનમાં એ વિચાર કરવા લાગી કે " મારા નસીબમાં આવું આવું લખ્યું હશે એ કોણ જાણતું હતું ? "

ધૂળ અને કાંટા ઝાંખરાં વાળો રસ્તો હતો. કોઇ દિવસ પણ અચલા આવા ભયાનક રસ્તે એકલી ગઇ ન હોતી. રસ્તામાં એક વાંસડે બાંધીને કેટલાક લોકો કોઇના શબને અગ્નિદાહ કરવા લઇ જતા હતા તે એમને મળ્યા. એ જોઇને અચલા ભય પામી ગઇ. એને પૂછવાનું મન તો થયું કે આ કોનું શબ છે, એ શાથી મરી ગયું, એની ઉંમર કેટલી; પરંતુ હજુ એને આગળ જવાનું હતું અને વખત ચાલ્યો જતો હતો. એને કાને આજુ બાજુથી રોકકળનો અવાજ આવ્યા કરતો હતો એટલે થથરી ઉઠી હતી.

ડોળીવાળા આગળ આગળ ચાલવા લાગ્યા. હવે રસ્તો નદીના ઉંચાણુ ભાગ ઉપર થઇને જતો હતો. અચલાએ ડોળીને ત્યાં ઉભી રખાવી. એમાંથી ઉતરીને એ નદીમાં હાથ પગ તથા મુખ ધોવા જતી હતી એટલામાં નદીના પાણીમાં અડધાં ડુબેલાં બે શબ એની નજરે પડયાં. એ બીઆમણો દેખાવ જોઇ રહી પરંતુ પોતાના મન ઉપર એણે જરાએ આઘાત થવા દીધો નહી. હાથ મોઢું ધોઇને પાછી એ ડોળીમાં આવીને બેઠી.

હવે એક પછી એક ગામડાં આવવાં લાગ્યાં. કોઇ પણ ગામડામાં વસ્તી ન હોતી. બધે સુમ સુમાકાર હતું. ભાગ્યેજ એકાદ બે મનુષ્યો રડયાં ખડયાં જણાતાં. ન કાંઇ અવાજ સંભળાય કે ન કોઇની વાતચીત સંભળાય. બધાં ઘર વાસેલાં. એને વિચાર થયો કે આ ઝુંપડાં પણ બીચારાં મરણને અનિવાર્ય જાણીને આંખો મીચીને એની રાહ જોઇ રહ્યાં છે. ડોળીવાળા તથા રઘુવીર અચલાને ગામની ભયંકર વસ્તુસ્થિતિથી વાકેફ કરતા હતા અને અચલા સાંભળ્યા કરતી હતી. આખરે એ લોકો માઝુલીમાં આવી પહોંચ્યાં. અત્યારે સાંજ પડી જવા આવી હતી. અચલાએ ધાર્યું હતું કે માઝુલી પહોંચ્યા પછી માર્ગનો શ્રમ ઓછો થઇ જશે, અને ગામના લોકો ડોકટર સાહેબના ઘરનાં આવ્યાં છે એમ જાણીને એ જ્યાં હશે ત્યાં મને લઇ જશે; અને બંધુ બાંધવોથી વીંટળાયલા રોગીની એ સારવાર કરી રહ્યા હશે, તેને ઔષધ આપી રહ્યા હશે તે હું નજરે જોઇશ. અચલાની આ ધારણા ખોટી પડી. બીજાં ગામોમાં એ જે દશા જોતી આવી હતી તેવું જ દૃશ્ય આ ગામમાં પણ જણાતું હતું. અહીં પણ લોકોની વસ્તી બીલકુલ જણાતી ન હોતી. દરેક બારણે તાળાં હતાં. સુરેશ ક્યાં હશે તે ખોળવું કઠણ હતું.

રોજના નિયમ પ્રમાણે આજે પણ આ ગામમાં હાટ ભરાયું હતું. આડે દહાડે તો છેક સંધ્યાકાળ સુધી દુકાનો ઉઘાડી રહેતી હતી; પરંતુ જ્યારથી પ્લેગની બીમારી અહીં ખરા સ્વરૂપમાં ચાલી રહી હતી ત્યારથી લોકો બપોર થતા થતામાંજ દુકાનો બંધ કરી કરીને ચાલ્યા જતા હતા. આજે પણ બધા દુકાનદારો દુકાનો બંધ કરીને જતા રહ્યા હતા. રઘુવીરની નજરે એક દુકાન ખુલ્લી જણાઇ; અને તે પણ તેનો માલીક બંધ કરતો હતો. ત્યાં જઇને એણે દુકાનદારને પૂછ્યું ત્યારે તેણે જવાબ દીધો કે છોકરાં છૈયાં બધાંને અમે તો બહાર ગામ મોકલી દીધાં છે. માત્ર અમે બન્ને વૃદ્ધ ધણી ધણીઆણી આ દુકાનની માયા છોડી શકયાં નથી તેથી હજુ અહીં રહ્યાં છીએ.

સુરેશના સંબંધી એણે માત્ર એટલું કહ્યું કે "દાક્તર બાબુ નંદપાડામાં આટલા દિવસ હતા, પરંતુ હવે તે ત્યાં હશે કે મામુદપુર ચાલ્યા ગયા હશે તે ખબર નથી."

" મામુદપુર કયાં આવ્યું ? "

" અહીંથી દક્ષિણ દિશામાં બે એક કોશ દુર. "

" નંદપાડા કઇ બાજુએ આવ્યું ? "

વૃદ્ધ દુકાનમાંથી હેઠે ઉતરીને આંગળીથી કેટલેક દુર આવેલું એક લીમાડાનું મોટું વૃક્ષ બતાવતો બોલ્યો " પેલું લીમડાનું ઝાડ દેખાય છે ને, તે તરફ સીધા ચાલ્યા જજો એટલે નંદપાડા જવાશે."

ડોળીવાળા તથા રઘુવીર બતાવેલ રસ્તે આખરે નંદપાડામાં આવી પહોંચ્યાં. હવે સૂર્ય આથમી ગયો હતો. સુરેશ હતો તે ઘર ખોળી કાઢયું. ડોળીવાળાએ ડોળી નીચે મુકી અને રઘુવીરે ધીમે

રહીને બારણું ઉઘડયું. સામે ખાટલા ઉપરજ સુરેશને એણે સુતેલો જોયો. એની પાસે એક વૃદ્ધ સ્ત્રી બેઠી બેઠી ઉંઘનાં જોકાં ખાતી હતી.

રઘુવીરે બુમ મારી " બાબુજી ! "

સુરેશે આંખ ઉઘાડીને જોયું અને કોણી ટેકવતો માથું ઉંચું કરીને એ બોલ્યો " કોણ રઘુવીર ? "

રઘુવીર સલામ કરીને એની પાસે ગયો, પરંતુ પોતાના શેઠની આંખો લાલ લાલ થઇ ગયેલી જોઇને એનાથી કાંઇ બોલી શકાયું નહી.

" તું અહીં કયાંથી ? "

રઘુવીરે ફરી સલામ કરી અને બહારની બાજુએ આંગળી બતાવતો એ બોલ્યો " માઇજી—"

સુરેશ એ સાંભળીને વિસ્મય પામતો એકદમ બેઠો થઇ ગયો. એણે પૂછ્યું " એણે મોકલ્યો છે ? "

" ના, એ જાતે અહીં આવ્યાં છે. "

સુરેશ રઘુવીરના સામું સ્થિર દૃષ્ટિએ જોઇજ રહ્યો. પછી ધીમે રહીને એ પાછો સુઇ ગયો. કશું બોલ્યો નહી.

અચલા અંદર આવીને સુરેશના ખાટલાની પાંગોથે બેસી ગઇ અને કેટલીકવાર સુધી મૌનભાવે નીચું જોઇ રહી. આમને આમ કોણ જાણે કેટલોએ સમય નીકળી જાત પરંતુ ડોળીવાળાએ રઘુવીરને બુમ પાડવાથી એ બહાર ચાલ્યો ગયો; એટલે સુરેશે ધીમે રહીને આંખ ઉઘાડી અને અચલાને પૂછ્યું " મારી ચીઠી તમને મળી ? "

અચલાએ અવનત મુખે જ જવાબ આપ્યો "ના."

"ચીઠી નથી મળી ? ત્યારે તમે શી રીતે અહીં આવ્યાં ? એ

રો આશ્ચર્યની વાત. ચાલો હશે, આવ્યાં તે ઠીક થયું." એમ બોલીને સુરેશ અચલાના સામું થોડીવાર જોઇ રહ્યો પછી પાછો બોલ્યો. "મારે માટે તમારે બહુ દુઃખ ખમવું પડયું.—પરંતુ મારી એક મોટી ભૂલ થઇ ગયેલી છે. મહિમ ઉપર તમારો આટલો બધો પ્રેમ છે તે મેં નહી જાણેલું; તેમ તમને પણ એવું નહી લાગેલું ખરૂંને ?"

અચલા નીચું જોઇને બેસી જ રહી. એ ન બોલી એટલે વળી સુરેશે કહ્યું "મનુષ્યનું મન સ્વતંત્ર નથી. મેં ધાર્યું હતું કે તમારા દેહને હું પ્રાપ્ત કરી શકયો છું તો તમારા મનને પણ એક દિવસ પ્રાપ્ત કરી શકીશ. તમારો પ્રેમ મને દુષ્પ્રાપ્ય જણાતો નહોતો અને મને લાગતું હતું કે કોઇ દિવસ પણ મારૂં ભાગ્ય પ્રસન્ન થશે. મને એમ થતું હતું કે એક દિવસ તમે તમારી ઇચ્છાથી મને ભિક્ષા આપશો, પરંતુ હવે એનો સમય નથી. એની રાહ જોવાનો મને અવસર ન મળ્યો." એમ બોલીને એણે માથું ઉંચું કર્યું અને અચલાના સામું સ્તબ્ધ ભાવે જોઇ રહ્યો.

એની અચલા ઉપરની એકાગ્ર દૃષ્ટિએ અચલાની દૃષ્ટિનું આકર્ષણ કર્યું અને એણે ઉંચું જોયું, પરંતુ તે પલક માત્ર. અચલાએ ફરીથી નીચું ઘાલી દીધું. અત્યંત મૃદુ કંઠે—અત્યંત લજ્જાભાવથી એ બોલી "આ ગામમાંથી બધાંએ ચાલ્યાં ગયાં છે. હવે જો તમારૂં અહીંનું કાર્ય પુરૂં થયું હોય તો બંગલે,—કે હજુએ કોઇ બીજે ગામ જવાનું બાકી રહ્યું છે—તમે ચાલો. ડિહરીમાં મારાથી હવે એકલાં રહી શકાતું નથી."

"તે મારા શીવાય બીજું કોણ જાણી શકે ?" એમ બોલીને વળી પાછો ઉશીકે માથું મુકીને એ સુતો. થોડીવારે પાછો એ

ધીમે ધીમે બોલવા લાગ્યો "મહા પરાણે આજે સવારે મેં બે ચીઠી લખીને મોકલી છે. એક તમને અને એક મહિમને. હજુસુધી જો એ રહ્યો હશે તો જરૂર અહીં આવશે."

મહિમનું નામ સાંભળીને અચલા ભય પામી ચમકી ઉઠી. એ બોલી "એમુને કેમ ચીઠી લખી ?"

"મારે એનું એક કામ છે. અમે બન્ને બાળપણના સ્નેહી છીએ. અમારા વચ્ચે કેટલીક ગાંઠો પડી ગઇ છે, અને એ ઉકેલવાની મને આવશ્યકતા લાગે છે તેથી મેં એને બોલાવ્યો છે. આટલું ધૈર્ય પૃથ્વીમાં એના શીવાય બીજું કોઇ રાખી શકે નહી."

અચલાના વક્ષઃસ્થળમાં પ્રબળ મંથન ચાલી રહ્યું પરંતુ એ નીચે મુખે સાંભળી જ રહી. સુરેશે આગળ ચલાવ્યું "ચીઠીમાં મેં બધુંએ લખ્યું છે. વાંચે તો સારૂં. મેં તે દિવસે તમને મારી સંપત્તિનું પાકું વીલ આપેલું છે. તમારી ઇચ્છા હોય તો તમે બધુંએ લઇ શકો છો; પરંતુ હું તમને કહું છે કે તમે ન લેશો. હું બચી જાઉં તો પણ ગરીબ અને દુઃખીઆરાને મારે બધું આપવું છે. હું મરી જાઉં તોપણ બધું એમનું જ છે. હવે તમે તમારી જાતને મારી જોડે જરાયે જડેલી રાખશો નહી અચલા. તમે નિશ્ચિંત થજો, નિર્વિઘ્ન થજો. મારી સાથેના સંબંધથી મેં તમને સર્વતોભાવે મુક્ત કરી દીધાં છે. પ્રયત્ન કરીએ તો આ વિશ્વનાં તમામ દુઃખો સહન થઇ શકે છે. મેં આપેલું દુઃખ પણ તમે સહન કરી લેજો."

સુરેશના આ પ્રમાણેના બોલવાથી અચલાના મનમાં ભયનો સંચાર થઇ ગયો. એ બોલી ઉઠી "તમે આ બધું શું બોલી રહ્યા છો ? ઉઠો, બેઠા થાવ. જવાની આપણને વાર થાય છે."

આમ વાતો ચાલતી હતી એટલામાં પેલી વૃદ્ધ સ્ત્રી ઉંઘમાંથી જાગી ઉઠી. એણે પૂછ્યું "બાબુ અંદરના ખંડમાં આવો છો કે બહાર દીવો લાવું?" સુરેશે એને કશો જવાબ આપ્યો નહી. આખરે એણે અચલાને કહ્યું "હજુ સુધી મેં તમને મુદ્દાની વાત કહી નથી અચલા. હું મરવા પડયો છું. બચવાની હવે મને જરા પણ આશા રહી નથી."

આ સાંભળીને અચલા ગળગળી થઇ ગઇ. બોલવાનો એણે પ્રયત્ન કર્યો પણ ન બોલી શકી. મૂર્તિની માફક એ નિશ્ચલ બનીને બેસી રહી.

સુરેશે કહ્યું "મેં પહેલેથી વીલ કરી રાખેલું છું એ વાત ખરી, પરંતુ જો કોઇ એમ ધારે કે મેં મરી જવાનો વિચાર કરી મુકયો હતો અને તેથી જ વીલ કરી રાખ્યું હતું તો તે મને અન્યાય કરે છે.—એ વાત ખોટી છે. મોત કરતાં એ દુ:ખ મને વધારે વધારે લાગે. મારૂં કાર્ય હું બહુ સાવચેતીથી કરતો હતો અને તેમાં જરાએ ત્રુટી પડવા દેતો નહોતો; પણ મારી સાવચેતી કાંઇ કામ લાગી નહી. કદાચ તમને જો કોઇ કાંઇ પૂછે તો તમ એમ જ કહેજો ક જેમ બીજાં માણસોને મૃત્યુ આવે છે અને મરી જાય છે તેમ એ પણ એવી જ રીતે મૃત્યુ પામ્યા છે. મરણને કોઈ અટકાવી શકયું નથી તેમ એ પણ અટકાવી શકયા નહી. બાકી મરવાની એમની બીલકુલ ઇચ્છા નહોતી. કોઇ કારણસર મેં આપઘાત કર્યો છે એવો અપરાધ મારે શિર કોઇ ન ઓરાડે એટલું ખાસ લક્ષમાં રાખજો."

અચલા કાંઇ બોલી નહી તેમ બોલવાની એનામાં શક્તિ રહી નહોતી. સુરેશ આગળ બોલવા લાગ્યો "તમે મને બહાર નહી

નીકળવા દો એમ ધારીને હું તમારાથી છાનોમાનો તે દિવસે ઘર-માંથી ચાલ્યો ગયો. અહીં આવીને જોયું તો ગામ જનશૂન્ય થઈ ગયું હતું. અહીં એક ચાકર મરી ગયો હતો. એને ગતિએ પહોંચાડયા વિના જ બધાં ચાલ્યા જવાની તૈયારી કરતાં હતાં. મને પણ ઘેર પાછા ફરવાનો વિચાર થયો પરંતુ એટલામાં મામુદપુરથી એક છોકરો રડતો રડતો મારી પાસે આવીને મને કહેવા લાગ્યો કે મારી મા માંદી થઈ ગઈ છે, એને પ્લેગ થયો છે. ત્યાં જઈ મેં એ બાઈને ઓપરેશન કર્યું અને તેમાંથી હું આ મુશ્કેલીમાં આવી પડયો. આવાં ઓપરેશન તો મે ઘણાંએ કર્યાં હતાં, તેમ જ સાવધાની રાખવામાં મેં લગારે કસુર કરી નહોતી; પરંતુ મારૂં દુર્ભાગ્ય મને આડે આવ્યું. એક્કાના પૈડા સાથે મારો અંગુઠો ઘસાયોં હતો અને તેમાંથી લોહી નીકળ્યું હતું તેની મને તે વખતે ખબર પડી નહોતી, પરંતુ મેં ઓપરેશન કર્યું ત્યારબાદ તેની મને ખબર પડી. એટલે જલદી જલદી ઘેર આવવા માટે મેં બધાએ પ્રયાસ કરી જોયા. ઘેર આવવાનું મને કાંઇ સાધન મળ્યું હોત તો હું તર-તજ ચાલ્યો આવત, પણ મને કાંઇ સાધન મળ્યું નહી. રાતે મને તાવ આવ્યો. એ શાનો તાવ હતો તે મને સમજાયા વિના ન રહ્યું, એટલે મહા મુશીબતે મેં તમને એ જણાવતી ચીઠી લખી નાખી અને માણસની સાથે મોકલી આપી."

અંચલા આંખમાં અશ્રુ લાવતી વ્યાકુળ કંઠે બોલી ઉઠી "પરંતુ હવે તો ઉપાય છે. મારી ડોળીમાં બેસાડીને તમને હું લઈ જઈશ. અહીં એક મિનીટ પણ હવે હું તમને નહી રહેવા દઉં."

"પણ તમે ?"

'હું પગે ચાલીને આવીશ. તમારી ડોળીની જોડે ને જોડે ચાલીશ. મારી તમે કશી ચિંતા ન કરો."

" પગે ચાલીને આવશો ? આટલો બધો લાંબો પંથ ? "

" હું તમારે પગે પડું છું. હવે તમે અંતરાય ન નાખશો. " બોલતી બોલતી અચલા રડી પડી. સુરેશે દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું "ઠીક ચાલો. પણ હવે કશું પ્રયોજન રહ્યું નથી."

અચલાએ બહાર આવીને જોયું તો રઘુવીર ઝાડ નીચે બેસીને ચણા ફાકતો હતો. એણે એને બુમ પાડી "રઘુવીર, બાબુનું શરીર ઘણું બગડી આવ્યું છે, માટે એમને અહીંથી લઇ જવાના છે. ડોળીવાળાને કહે એ જેટલા પૈસા માગશે તેથી પણ હું વધારે આપીશ, પરંતુ હવે એક મિનીટનો પણ એ લોકો વિલંબ ન કરે."

પોતાના માલીકની વ્યાકુળતા જોઇને રઘુવીર એકદમ ઉઠીને ઉભો થઇ ગયો. એણે જવાબ દીધો " પણ એ લોકો બે માણસનો ભાર નહી ઉંચકી શકે માઇજી."

' ના ના, બે જણનો ભાર ઉંચકવાનો નથી. હું તો પગે ચાલીને આવીશ. ચાલ હવે એક મિનીટની પણ વાર ન થવી જોઇએ. એમને જલદી બોલાવ. ક્યાં ગયા એ ?"

" એ લોકો તો ભાડાના પૈસા લઇને કાંઇ ખાવાનું લેવા ગયા છે. હમણાં જ હું એમને બોલાવી લાવું છું. " એમ કહીને રઘુવીર બાકી રહેલા ચણા પોતાના વસ્ત્રને છેડે બાંધી લઇને ત્યાંથી ડોળી-વાળાને બોલાવવા ચાલ્યો ગયો.

અચલા ઘરમાં આવીને સુરેશના માથા આગળ બેઠી. એના કપાળ ઉપર એણે હાથ મુકયો તો કપાળ ધીકી જતું હતું. ઘરવાળી

ડોસીએ ઘાસતેલનો દીવો સળગાવીને જમીન ઉપર મુકી રાખ્યો હતો. એમાંથી નીકળતી ધુણી આખા ખંડને છાવરી નાખતી હતી. એ દીવાને અચલાએ જરા બાજુએ મુકયો એટલે ત્યાં પડેલી દવાની શીશી ઉપર એની નજર ગઇ. એણે સુરેશને પૂછ્યું "આ તમારી દવા છે ?"

"હા કાલે મેંજ તૈયાર કરી હતી, પણ લીધી નથી. લાવો–"

અચલા શીશી લઇને પાછી સુરેશ પાસે આવીને બેઠી અને સુરેશને તેમાંની દવા આપી. સુરેશને ઘણું દુઃખ થતું હતું એ જોઇને અચલાની છાતી ફાટી જતી હતી.

ઘણીવાર થઇ પરંતુ રઘુવીર આવ્યો નહી. સુરેશ ન જાણે એમ વચ્ચે વચ્ચે ઉઠીને અચલા બહાર આવીને અંધારામાં નજર નાખી જતી હતી, પરંતુ રઘુવીર નહોતો જણાતો

રાત્રિ વધતી જતી હતી. ડોસી થાંભલે અઢેલીને નસકોરાં બોલાવતી હતી, એટલામાં થાકયો ભૂખ્યો રઘુવીર નીરાશ બનીને પાછો આવ્યો અને ફીકે મુખે કહેવા લાગ્યો "ટોળીવાળા તો કયારનાયે ચાલ્યા ગયા લાગે છે. એમનો કશોયે પત્તો લાગતો નથી."

"ત્યારે કયાં ગયા ? કયે રસ્તે ગયા ? કેમ ગયા ? અમારી પાસે જેટલું છે તે બધું આપી દેતાં છતાં એ લોકો નહી આવે ?"

રઘુવીર અચલાની વિપત્તિ સમજી ગયો હતો. એ બીચારો શો જવાબ દે ? એ પાછો તપાસ કરવા દોડગો.

સુરેશ શય્યામાં પડી રહ્યો હતો. અચલાની ચટપટી અને ચિંતા એને જરાએ સ્પર્શ કરી શકી નહી. રઘુવીરના ગયા પછી એ બોલ્યો "શું કામ આટલી બધી ગભરામણ કરો છો અચલા. એ લોકો આવશે તોયે કાંઇ લાભ થવાનો નથી. મને તો અહીંજ ઠીક છે."

અચલા કાંઇ બોલી નહી. એ અનંત પંથે જનારાના કપાળ ઉપર હાથ રાખીને પાષાણની પ્રતિમાની માફક સ્તબ્ધ ભાવે બેસી રહી. એની આસપાસ ચારે દિશાઓમાં બધું સુમસામ હતું. મૃત્યુના જેવી શાંતિ વ્યાપી રહી હતી. બહાર રાત્રિની ગંભીરતા વધતી જતી હતી અને ઉપર આકાશ કાળું અંધકારમય થઇ ગયું હતું.

એના જીવન–કુરુક્ષેત્રમાં જે આવડો ભારે સંગ્રામ ચાલી રહ્યો છે, તેની શી આવશ્યકતા હતી? દુનિયાની તમામ જ્વાળાઓનો–તમામ હીનતાનો–સકળ સ્વાર્થનો ત્યાગ કરીને આ રાત્રિની માફક એ પણ શું શેષ થઇ જશે? ત્યાર બાદ અચલાનું આખું જીવન કુરુક્ષેત્રની માફક સ્મશાનવત્ યુગના યુગ પડી રહેશે? પરંતુ આ કુરુક્ષેત્ર શાથી મંડાયું? કોણે માંડયું? સુરેશ પોતાના સકળ ઐશ્વર્યનો, સકળ સંપત્તિનો અને પોતાનાં સ્નેહી જનોનો ત્યાગ કરીને આવા એકાન્ત સ્થાનમાં મરવા આવી પહોંચ્યો એ ઘટના શું એના એકલાથીજ ઘડાઇ છે? બીજા કોઇનાયે મનમા કશો ગુપ્ત લોભ, ગુપ્ત મોહ નહોતો? બીજાએ કશુંએ પાપ કર્યું નથી?

સુરેશે પાણી માગ્યું તે અચલાએ નીચા નમીને આપ્યું અને પાછી એ હતી તેમ બેસી રહી. એ જરાએ શ્રમિત થઇ નહોતી–જરાએ ક્લાન્ત થઇ નહોતી. એની આંખમાં નિદ્રાનો આભાસ સરખો જણાતો નહોતો. એ એકી નજરે આકાશ સામું જોઇ રહી હતી. એણે કેટલાએ દિવસ ઉપર આખું મહાભારત વાંચી નાખ્યું હતું. આજે એ મહાભારતના યુદ્ધ પર્વનું દૃશ્ય એનાં ચક્ષુ સમીપ ખડું થઇ ગયું. કુરુક્ષેત્રમાં કેટલુંએ રક્ત રેડાતું હતું–કેટલાએ લોકો કપાઇ જતા હતા–માર્યા જતા હતા. ત્યાં લાખો ચિતાઓ સળગી રહી હતી અને એના ધુમાડાથી સ્વર્ગ અને મૃત્યુ-લોક એકાકાર થઇ ગયા હતા.

સુરેશ તંદ્રામાં પડી રહ્યો હતો. આમને આમ ઘણો સમય ચાલ્યો ગયો. રાત વીતીને પ્રભાત તરફ વળતી જતી હતી, તે પ્રતિ અચલાનું ચિત્ત જરાએ ગયું નહી. એની આંખોમાંથી જળની ધારા વહ્યા કરતી હતી. સુરેશના ઉશીકા ઉપર બન્ને હાથ મુકીને એ મનમાંને મનમાં બોલતી હતી "હે ઇશ્વર ! મેં ઘણાં દુઃખ વેઠયાં. ઘણી વિપત્તિઓ સહન કરી. આજે મારાં દુઃખ અને મારી વિપત્તિઓને પલટાવી નાખી તું મને ક્ષમા કર અને તારે ખોળે લે. મારે મા નથી, બાપ નથી, ભાઇ નથી, સ્વામી નથી. મારૂં લાંછન છુપાવવા હું કયાં જઇને ઉભી રહીશ? મારે ઉભા રહેવાનું હવે કોઇ સ્થાન નથી. મેં કેટ કેટલું સહન કર્યું છે તે તું જાણે છે. હવે તું મને જીવતી ન રાખ. પ્રભો ! મને પણ તારી પાસે ખેંચી લે."

વારંવાર ઉપલાં વાકયોનું એ રટણ કરવા લાગી—પારાયણ કરવા લાગી. કોણ જાણે એનાં એણે કેટલાંએ પારાયણ કરી નાખ્યાં અને એની આંખમાંથી કેટલુંએ જળ વહી ગયું.

"માઇજી !"

સવાર થઇ ગયું હતું. અચલા બુમ સાંભળીને ચમકી ઉઠી. રઘુવીર બારણા આગળ ઉભો રહ્યો હતો. "કેમ રઘુવીર ?" બોલતી અચલા રઘુવીર તરફ જોવા લાગી, અને બીજીજ પળે એની નજર જોડે ઉભેલા મહિમ ઉપર પડી. નજર પડતાંજ એ કંપી ઉઠી. એની દૃષ્ટિ પાછી વળી. બારણા આગળથી એકાદ મિનીટ મહિમનો પણ પગ ન ઉપડી શકયો. એણે નહી ધારેલું કે અચલા અહીં પણ સુરેશની સાથે હશે. એ ધીમે રહીને અચલા પાસે ગયો અને અત્યંત મૃદુ કંઠે બોલ્યો "હવે સુરેશને કેમ છે ?"

અચલા ન ઉંચું જોઇ શકી કે ન કાંઇ બોલી શકી.

થોડીવાર ઉભા રહ્યા પછી મહિમે સુરેશના કપાળ ઉપર હાથ મુકયો. કપાળે સ્પર્શ થતાં સુરેશની આંખ ઉઘડી ગઇ. એનાં તેજ-હીન લાલ નેત્રો જોઇને મહિમ અવાક બની ગયો. તાત્કાલિક બોલવા એની જબાન ન ફાટી. કેટલીક વારે મનને ઠેકાણે લાવીને એણે પૂછયું "સુરેશ, તને કેમ છે?"

"સારૂં નથી. જાઉં છું. હું જાણતોજ હતો કે તુ આવીશ. આવ મારી સન્મુખ બેસ."

મહિમ ઉઠીને સુરેશના પગ તરફ જઇને બેઠો બોલ્યો "ડિહરીમાં ડોકટર છે. મારા એકકામાં—"

સુરેશે ડોકું ધુણાવીને કહ્યું "ના, હવે એવી દોડાદોડી ન કરીશ. માણસ ત્યાં પહોંચી શકે તેટલામાંજ—મને નીરાંતે જવા દે."

"પરંતુ અહીં તો—"

"મારૂં જીવન ગરીબ અને દુઃખિઆઓને કામ ન લાગી શકયુ, પરંતુ મારી સંપત્તિ એમને કામ આવશે. મહિમ તેથી જ તને કષ્ટ આપીને મેં આટલે દૂર બોલાવ્યો છે. બાકી મૃત્યુ સમયે તારી ક્ષમા-યાચના કર્યા શીવાય મારે બીજું શું બાકી રહ્યું હોય?"

મહિમ કાંઇ બોલ્યો નહી.

"એ બધાનો હું વિશ્વાસ કરતો નથી. એમને ઓળખતો પણ નથી. એક દિવસની ક્ષમાને માટે પણ મને લોભ નથી. ખાસ વાત મારે વીનતી કરવાની છે. અચલાને મેં કાંઇ આપ્યું નથી. એનું એથી વિશેષ અપમાન કરવાને મારો હાથ નથી ઉપડતો. જો જરૂર પડે તો કાંઇ સાધારણ એને આપજે."

મહિમ વ્યાકુળ બનીને બોલી ઉઠયો "મને શું કામ આમાં વચ્ચે નાખે છે સુરેશ ?"

"ખાસ એટલા માટેજ હું તને વચ્ચે નાખવા માગતો નથી. જેને લોભ નથી, જેને ન્યાય અન્યાયનો વિચાર—" બોલતાં બોલતાં એ અટકી ગયો "આખી રાત તમે જાગતાં બેસી રહ્યાં છો અચલા, જાઓ હાથ મુખ ધોઇ આવો. ડોસી અહીં બેઠી છે, જાવ."

અચલાના ગયા પછી સુરેશે મહિમને કહ્યું "માત્ર એકને માટેજ મને ઘણું ભારે દુઃખ થાય છે. અચલાનો તારા ઉપર કેટલો બધો પ્રેમ હતો તે હું નહોતો જાણતો. તું પણ જાણી શકયો નહોતો, તેમ એ પણ જાણી શકી નહોતી. માત્ર એ તારી દરિદ્ર દશાથીજ કંટાળી ઉઠી હતી. આવી સુંદર સ્ત્રીને મેં મારી બનાવી દીધી. ના હું ભોગવી શકયો, ના તને ભોગવવા દીધી. પરંતુ હવે શું કરીએ. ફોઇબાને એકવાર મળજે. એ બહુ શોક કરશે."

ડોસી દવાની શીશી લઇને સુરેશની પાસે આવી પણ એણે કહ્યું "ના, હવે દવાની કાંઇ જરૂર નથી. થોડું પાણી આપો. એક નાટક લખવાનો આરંભ કર્યો હતો મહિમ, પરંતુ મેં અધુરૂં મુકયું. તું પુરૂં કરજે."

મહિમ સુરેશના મુખ સામું ન જોઇ શકયો. બધું નીચે મુખે સાંભળ્યા કરતો હતો. હવે તે ઉંચું જોઇને બોલવા જતો હતો પણ સુરેશે એને વચમાંજ અટકાવીને કહ્યું "હવે કાંઇ નહીં મહિમ, હું ઉંઘી જાઉં છું. ખાવા પીવાની બધીએ જોગવાઇ છે, પણ તને એ ઠીક નહી લાગે." "એમ બોલીને એણે આંખ મીચી દીધી.

મહિમ પછી ધીમે રહીને બોલ્યો "મારી એક છેલ્લી વાત માનીશ સુરેશ ?"

"શી ?"

"તેં કોઇ દિવસ પ્રભુને સંભાર્યા નથી. એમની કથા—" "એ મને પસંદ નથી" એમ બોલીને મોઢું કટાણું કરી સુરેશ પાસું ફેરવીને સુઇ ગયો. મહિમ દીર્ઘ નિઃશ્વાસ નાખતો છાનો માનો બેસી રહ્યો.

---

## ૪૩ બ્રહ્મજ્ઞાનની વાત મુકી દો

મહિમને જે સમયે સુરેશની ચીઠી મળી તે વખતે રામબાબુ બહારગામ ગયા હતા. બીજે દિવસે એ ઘેર પાછા આવ્યા ત્યારે મહિમે લખેલી ચીઠી એમણે વાંચી એટલે વિના વિલંબે એ ઘરમાંથી બહાર નીકળ્યા. આખે રસ્તે ઘોડાને દોડાવતા દોડાવતા એ વેગભર્યા માઝુલી આવી પહોંચ્યા. ઘોડો દોડી દોડીને અધમુઓ થઇ ગયો હતો. એ આવ્યા તે વખતે સુરેશે પ્રાણ છોડી દીધો હતો. એમને પોલીસના દરોગા ધારીને એક દુકાનદાર જાતે એમને આ ઘર બતાવવા આવ્યા હતો. એ દુકાનદારે ઘોડાની લગામ ઝાલી અને રામબાબુ એક્કામાંથી નીચે ઉતર્યા. દુકાનદારે એમને ખબર આપી કે અચલા પણ અહીં છે. બહારનું બારણું ઉઘાડું હતું એટલે એ ઘરમાં ગયા. હવે એમનાથી કશું અજાણ્યું ન રહ્યું. સુરેશને પ્રાણ છોડે બે કલાક થઇ ગયા. હતા. ખાટલા ઉપર એનો મૃત દેહ આપાદ—મસ્તક વસ્ત્રથી આચ્છાદિત થયેલો પડેલો હતો. પાયા આગળ છાનીમાની અચલા બેસી રહી હતી.

વૃદ્ધથી આ કરુણ દૃશ્ય ન જોઇ રહેવાયું. "ઓ બાપરે" બોલતા એ મહા શોકભારે રડી પડયા.

અચલાએ ઉંચું જોયું પણ પળવારજ. વળી પાછી એ અધોવદને નિઃશબ્દ બેસી રહી. રામબાબુનો આર્ત સ્વર એને કાને પહોંચ્યો પણ એના ભીતરમાં ન પેસી શકયો.

મહિમ ખિન્ન વદને રામબાબુને કહેવા લાગ્યો "સુરેશ મરણ પામ્યો રામબાબુ. તમે આવ્યા એ ઠીક થયું, નહીતો મને એકલાને બહુ મુંઝવણ થાત."

રામબાબું આંસુ લુછવા લાગ્યા. શું કરવું, શું બોલવું, અચલાને એની આવી મહાકષ્ટકર વિપત્તિમાં શી રીતે ધૈર્ય આપવું, એને શી રીતે સહાય કરવી, એ કશું એમને સુઝયું નહી.

મહિમે કહ્યું "અહીંથી સ્મશાન દૂર નથી. રઘુવીર કાષ્ઠની વ્યવસ્થા કરવા ગયો છે. મળી આવે તેટલાં બધાંએ ત્યાં મોકલાવી દઇએ. પછી આપણે ત્રણે જણા શબને વહન કરી જઇશું. ગામમાં કોઇ માણસ નથી. હોય તોયે તે લોકો બંગાળીના શબને અડકે નહી."

રામબાબુએ ધીમે રહીને મહિમને પૂછયું "આપણે બે જણ તો જાણે ખરા, પણ ત્રીજું કોણ?" "કેમ રઘુવીર છે ને. એ આપણને મદદ કરશે?" એ સાંભળીને વૃદ્ધ નારાજ થતા બોલી ઉઠયા "ના ના, હું એવું કદી નહી ચાલવા દઉં. બ્રાહ્મણના શબને અન્ય જાતિ સ્પર્શ નહી કરી શકે. હું એમના [illegible] બીજાને નહી અડકવા દઉં. નદી દૂર નથી [illegible] આપણે બે જણ શબને ઉંચકી જઇશું."

"ત્યારે તો સારૂં" એમ કહીને મહિમ [illegible] [illegible] કરવામાં રોકાયો. રામબાબુ બારણા આગળજ [illegible] [illegible] છાનામાના બેસી રહ્યા.

એ ઉમરે પહોંચેલા હતા એટલે એમણે ઘણાનાં મૃત્યુ જોયાં હતાં. એ ઘણાંના શબને અગ્નિદાહ કરવા શોકાન્વિત બનીને ગયેલા હતા. આવાં આવાં દુઃખના કરુણ સુરોની એમની હૃદય વીણા બની હતી. આજની ઘટનાએ એ વીણાના એકતારને વગાડયો પરંતુ વીણા બેસુરી વાગી. એજ સુરમા એક દિવસ એમને બેટા કાકા કહીને એમની છાતી ઉપર પડી હતી, તે દશ્ય એ નહોતા ભુલ્યા. આજે એમનો એ પિતૃસ્નેહ ઉછળી આવ્યો પણ અંતરમાં એ સ્નેહ ગુંગળાઈ મરવા લાગ્યો. એને શું સાંત્વન દેવું તેની. એમને કશી સમજણ પડી નહી. છતાં એમને મનમાં એવું તો થયું કે "લાવ મારી સુરમાને છાતી સરસી ચાંપીને એને કહું કે, બેટા ગભરાઇશ નહીં. હું જીવતો છું ત્યાં સુધી તને કશોયે ભય નથી." પણ એ તેમ ન કરી શક્યા.

સૂર્ય અસ્ત થવાની તૈયારીમાં હતો. મહિમે અગ્નિદાહ માટે બધું સાહિત્ય એકઠું કરી દીધું અને પછી રામબાબુ પાસે આવીને કહ્યું "હવે આપણે શબને લઇ જઇએ." પછી અચલા તરફ ફરીને એ બોલ્યો " દીવો કર્યો છે. તમે આ ડોસી પાસે બેસજો. અમને પાછા ફરતાં બહુ વાર નહી લાગે."

અચલા કાંઈ બોલી નહી. રામબાબુ ઉઠીને ઉભા થઇ ગયા અને ડોકું ધુણાવવા લાગ્યા. અચલાના વદન તરફ દૃષ્ટિપાત કરતા રુદ્ધ સ્વરે અને ભગ્ન હૈયે એ એને કહેવા લાગ્યા :"બેટા, બોલતાં મારી છાતી ફાટી જાય છે: પરંતુ હવે પત્ની તરીકે તારું શેષ કર્તવ્ય તારેજ કરવું પડશે. તારા મૃત પતિને તારેજ મુખાગ્નિ—" બોલતાં બોલતાં વૃદ્ધ હું હું કરતા રડી પડયા.

અચલા શુષ્ક આંખે વૃદ્ધ સામું સ્થિર દૃષ્ટિએ જોઈ રહી. ત્યારબાદ શાંત અને મૃદુ સ્વરે બોલી "મુખાગ્નિ મુકવાની આવશ્યકતા હોય તો હું મુકીશ, પરંતુ હિંદુ ધર્મના અમુક સંસ્કારોનું અમુક ફળ હોય, તો તેને હું અફળ કરવા ચાહતી નથી. હું એમની પત્ની નથી."

રામબાબુ ઉપર જાણે વજ્ર તુટી પડયું હોય તેમ એ સ્તબ્ધ બની ગયા. આંખનો પલકારો માર્યા શીવાય એ અચલા સામું જોઇ રહ્યા પછી ધીમે રહીને બોલ્યા "તું સુરેશની પત્ની નથી?"

અચલા દૃઢતાથી બોલી "ના, એ મારા પતિ નથી."

આંખના પલકારામાં રામબાબુને બધી વાતોનું સ્મરણ થઇ આવ્યું. પોતાને ઘેર અચલા અને સુરેશ પ્રથમ આવ્યાં ત્યારથી માંડીને તે મહિમને જોઇને અચલાને મૂર્છા આવી ગઇ ત્યાં સુધીનો તમામ વ્યાપાર વિદ્યુત્ વેગે એમના મનમાં ખડો થઇ ગયો. એમના હૃદયમાં હવે સંશયનો લેશ માત્ર રહ્યો નહી. "અચલા કોણ, કોની પુત્રી, શી જાત, વેસ્યા હશે! એને મેં બેટા કહીને બોલાવી છે, એનું અડકેલું મેં ખાધું છે, અરે એણે રાંધેલું અન્ન મેં મારા ઠાકોરજીને પણ ધરાવ્યું છે." આવા વિચાર કરીને ઘૃણાથી એમનું સર્વાંગ કંપી ઉઠયું. અત્યાર સુધી જે સ્નેહથી એ અચલા ઉપર શ્રદ્ધા રાખતા હતા, માયા રાખતા હતા, કરુણા રાખતા હતા, તે સ્નેહ એમના અંતરમાંથી મરુભૂમિમાં પડેલા જળની માફક કોણ જાણે કયાં અંતર્હિત થઇ ગયો તેનો પત્તો સરખોએ જણાયો નહી.

મહિમ પણ સ્તંભિત થઇ ગયો હતો. ચકિત થતો એ બોલ્યો "એમ થવાનો સંભવ નથી રામબાબુ. ચાલો આપણે શબને લઇ જઇએ."

"આવો" બોલતા રામબાબુ સ્વપ્નમાં પડેલા મનુષ્યની પેઠે ચાલવા લાગ્યા. પોતાની દુર્ઘટના આગળ બીજાની દુર્ઘટના એમને કશી વિસાતમાં જણાઇ નહી. એકજ અવાજ એમના કાનના પડદાને ફોડી નાખતો હતોઃ "જાતિ ખોઇ, ધર્મ ખોયો, આ માનવ દેહ એળે ગયો-વૃથા ગયો !"

સુરેશની અંત્યેષ્ટિ ક્રિયા કરવામાં બહુ સમય ન લાગ્યો. જેમ તેમ કરીને એ ક્રિયાથી પરવારી રામબાબુ આખે રસ્તે કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના પાછા આવ્યા અને પોતાના એક્કાવાળાને એક્કો જોડવાની આજ્ઞા કરી દીધી. મહિમે પૂછ્યું "આપ હમણાંજ જવા માગો છો ?" "હા, મારે સવારની ટ્રેનમાં કાશી જવું પડશે. અત્યારે ન નીકળું તો મારાથી વખતસર પહોંચી શકાય નહી."

રામબાબુનો મનોભાવ મહિમ કળી ગયો. એ સમજી ગયો કે વૃદ્ધ પ્રાયશ્ચિત્ત કરવા કાશી જાય છે. અતિશય સંકોચ પામતો એ બોલ્યો " અમે આ દેશથી અજાણ્યાં છીએ. અહીંનો રસ્તો અમે નથી દીઠો. મહેરબાની કરીને આમને જવાની વ્યવસ્થા—" એનું વાક્ય પુરૂં ન થયું.

અચલાને લઇ જવા બાબત મહિમ ઇસારો કરતો હતો તે રામબાબુને ન રૂચ્યું, એ અગ્નિ માફક પ્રજળી ઉઠયા અને મહિમને વચમાંજ અટકાવીને એ બોલ્યા " મહેરબાન ! તમેં શું એને અહીંથી લઇને જવાનો છે મહિમબાબુ ?"

મહિમે એમની સાથે કશો પ્રતિવાદ કર્યો નહિ. ભય અને વિનયથી એ બોલ્યો " મને લાગે છે કે બે ત્રણ દિવસથી એમણે ખાધુંયે નહી હોય. આ મૃત્યુપુરીમાં એમને આવી અસહાય

સ્થિતિમાં મુકીને જવું—" મહિમ વાક્ય પૂરું કરે તેટલામાં તો આ આચારનિષ્ઠ બ્રાહ્મણ ક્રૂર બનીને બોલી ઉઠયા " તમે પણ બ્રહ્મો છો એ તો હું ભુલીજ ગયો. પરંતુ મહાશય, મારી જે અધોગતિ થઇ છે તે જોતાં તો "આ કુલટાના ઉપર મહેરબાની કરો" એવા શબ્દો ગમે તેવા બ્રહ્મજ્ઞાનીના મુખમાંથીએ ન નીકળે. " એમ બોલીને એ એક્કામાં જઇને બેઠા. પછી મહિમને કહેવા લાગ્યા " ચાલો, બધી બ્રહ્મજ્ઞાનની વાતો જવા દો. તમારો પ્રાણ બચાવવો હોય તો મારા એક્કામાં આવો, જગ્યા થશે. "

મહિમે એમને પ્રણામ કર્યા. ન એમની સાથે કલહ કર્યો કે પ્રાણ બચાવવા ન એમના નિમંત્રણનો એણે સ્વીકાર કર્યો. એમના ગયા પછી છાતી ચીરાઇ જાય એવો એણે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો.

અચલા ઘરમાંજ બેસી રહી હતી. રામબાબુના એક્કાનો ગડગડાટ એણે અંદર રહ્યાં રહ્યાં સાંભળ્યો. એ કેમ અંદર આવ્યા નહી, કહીને કેમ ન ગયા, એ પ્રશ્ન અચલાનું મન શું પૂછી શકે ? એનો જવાબ સ્પષ્ટ જ હતો.

મહિમ ઘરમાં આવ્યો. અચલા કેરોસીનના દીવા સામે છાનીમાની બેસી રહી હતી. એણે અચલાને પૂછયું " અહીંઆં તમે શું કરશો ? "

" હું ? " બોલીને અચલા મહિમના સામું જોઇને વિચારમાં પડી ગઇ. વિચારને અંતે એણે જવાબ દીધો " એનો મેં વિચાર નથી કર્યો. તમે આજ્ઞા કરશો તે પ્રમાણે વર્તીશ. "

આ અણધારેલા જવાબથી મહિમ વિસ્મિત બન્યો—શંકાશીલ બન્યો. એની દૃષ્ટિ જેટલી સીધી હતી તેટલી સ્વચ્છ હતી. એ

દષ્ટિદ્વારા અચલાની છાતીમાં શું ચાલી રહ્યું હતું તે એને સ્પષ્ટ સમજાવા લાગ્યું. ત્યાં ભય નહોતો ભાવના નહોતી, કામના નહોતી, કલ્પના નહોતી. ગમે એટલું દૂર જુવો પણ ભવિષ્યનું આકાશ ધુ ધુ કરી રહ્યું હતું. એનો રંગ નહોતો, મૂર્તિ નહોતી ગતિ નહોતી. પ્રકૃતિ નહોતી. કેવળ નિર્વિકાર, કેવળ શૂન્ય.

આ અવમાનિત ક્ષતવિક્ષત નારી–હૃદયના વૈરાગ્યને મહિમ ન પીછાણી શકયો. સુરેશના મરણથી એનું હૃદય ગરીબડું બની ગયું હતું, પરંતુ પોતાના દુઃખથી જગતના દુઃખનો ભાર વધારવા એની જરાએ ઇચ્છા નહોતી. અંતરનું દુઃખ અંતરમાં જ સમાવવાનો એનો હંમેશનો અભ્યાસ હતો. કદાચ પોતાના અંતરની તિક્તતા–કટુતા શબ્દો દ્વારા બહાર ઉછળી આવે એ ભયે એણે પોતાની નજર અન્યત્ર વાળી દીધી. થોડીવારે શાંત રહ્યા પછી એ બોલ્યો "હું તને શામાટે આજ્ઞા કરૂં અચલા ? તને મારી આજ્ઞા બંધનકારક પણ શા માટે હોવી જોઈએ ?"

"કારણ કે તમારા શીવાય અહીં કોઈ નથી. મારી સાથે બીજું કોઇ વાત કરતું નથી." એમ બોલીને અચલા મહિમના મુખ સામું તાકીને જોઇ રહી.

"મારી પાસે ત્યારે તું એટલીજ આશા કરે છે ?

ઘણું કરીને મહિમનું બોલવું અચલાને કાને ન પડયું, એટલે એણે પોતાનું બોલવું આગળ ચલાવ્યું "જ્યારથી હું તમારાથી છુટી પડી છું ત્યારથી હું ભગવાનને એજ કહ્યા કરૂં છું હે ઇશ્વર ! હવે હું અહીં રહી શકતી નથી. તું મને ઉચકી લે. પરંતુ પ્રભુએ મારી પ્રાર્થના ન સાંભળી. તમે પણ સાંભળવા માગતા નથી ત્યારે હવે હું શું કરૂં ?"

મહિમે કશો જવાબ આપ્યો નહી. ત્યાંથી એ બહાર ચાલ્યો ગયો પરંતુ અચલાનો નિરાશાજનક કંઠસ્વર અને એના નિરભિમાનપણે સંકોચ વિના અને શરમાયા વગર બોલાયલા શબ્દોએ મહિમના ચિત્તને દ્વિધાગ્રસ્ત કરી નાખ્યું. અચલાના બોલ જતાં જતાં પણ એના કાનમાં ગાજી રહ્યા હતા. એણે વિચાર કર્યો "શું કરવું ? મારો પોતાનો ભાર તો મારાથી વહન થઇ શકતો નથી; તેમાં પાછો સુરેશ એની સુકૃતિ અને દુષ્કૃતિનો ગુરુભાર મારા માથા ઉપર લાધી દઇને ચાલ્યો ગયો. આ બોજો હું ક્યાં જઇને કાલવી દઉં ?"

રઘુવીરને તપાસ કરવા મોકલ્યો હતો તે આવીને કહેવા લાગ્યો કે "ડિહરીને માર્ગે ત્રણેક ગાઉ ઉપર કાલે સવારે હાટ ભરાવાનું છે. પ્રયાસ કરીશું તો તે વખતે આપણને એક્કો મળી શકશે."

મહિમને ઘણો વ્યગ્ર થઇ ગયેલો જોઇને રઘુવીર બોલ્યો "હું તો ગાડીવાળાને અહીં તેડી લાવું, પણ અહીં આવતાં એ લોકોને બીક લાગે છે. માઇજી જો એટલું ચાલે—"

અચલા વચમાંજ "ચાલીશ" એમ બોલતી તરત ઉઠીને ઉભી થઇ ગઇ પણ એનો પગ લથડી પડ્યો. મહિમે હાથ લાંબો કરીને એને પડતી બચાવી લીધી પરંતુ બીજીજ ક્ષણે એ શરમાઇ ગયો. પોતાનો હાથ પાછો ખેંચી લેવાની ચેષ્ટા કરતો એ બોલ્યો "અત્યારે કાંઈ જવું નથી."

"કેમ ? અહીં રહેવું ઉચિત નથી. વળી ડિહરીથી ગાડી આવવાની રાહ જોતાં કાલનો પણ દિવસ નીકળી જાય."

"પણ તું ઘણી અશક્ત—"

હજુ પણ અચલાનો હાથ મહિમના હાથમાં જ હતો. ના મહિમે છોડયો કે ના અચલાએ છોડયો. એણે જવાબ દીધો "ના ચાલોજ. હવે હું અશક્ત નથી. તમારો હાથ ઝાલીને જેટલે દૂર જવું હશે તેટલ દૂર હું ચાલી શકીશ."

"ચાલ ત્યારે" એમ કહીને રઘુવીરને આગળ કરીને મહિમે ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં એણે પોતાના મનને એક હજાર વાર પ્રશ્ન કર્યો કે "આનો અંત ક્યાં આવશે ? અમારી આ જાત્રા ક્યાં જઇને અટકશે ?"

---

## ૮૪ પિતા પુત્રી પાસે

અચલા અને મહિમ ડિહરીમાં સુરેશે વેચાતા લીધેલા બંગલામાં આવી પહોંચ્યાં. પાકીટમાં મુકેલું સુરેશનું વીલ અચલાએ બહાર કાઢયું અને કહ્યું "આ એમનું વીલ." મહિમ હાથ લાંબો કરીને વીલ લીધું. એને જણાયું કે એમાં સુરેશની ચીઠી પણ છે. એ ચીઠીમાં શું લખ્યું હશે તે જાણવાની એને પ્રબળ ઇંતેજારી થઇ આવી, પરંતુ એનું દમન કરીને એણે વીલ તથા ચીઠી પાછાં પાકીટમાં મુકી દીધાં. અચલાએ પૂછ્યું "તમે આજે જ અહીંથી ચાલ્યા જશો ?"

"હા, હવે અહીં રહેવું મને ઠીક નહી લાગે."

"ત્યારે મારે શું હંમેશને માટે અહીં જ રહેવાનું થશે ?"

"ત્યારે હવે ક્યાં જવાનો વિચાર છે ?"

"કાલની હું એ જ વિચાર કર્યા કરૂં છું. સાંભળ્યું છે કે વિલાયત જેવા દેશોમાં મારા જેવી હતભાગિની સ્ત્રીઓને આશ્રય મળે છે. ત્યાં

કાણુ હશે તે તો હું જાણુતી નથી, પરંતુ એ દેશમાં કાંઇ–" બોલતાં બોલતાં અચલા અટકી ગઇ. એની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ પડવા લાગ્યાં.

મહિમની છાતીમાં કરુણાનાં તીર બોકાયાં. એ બોલ્યો "હું પણ કાંઇ જાણુતો નથી. તપાસ કરીશ."

"તમને કોઇવાર હું કાગળ લખું તો તેનો જવાબ લખશો તો ખરાને ?"

"લખવા જેવો હશે તો લખીશ. પણ હવે મને વાર થાય છે. જાઉં છું."

અચલાએ આજે પોતાનું તમામ દુઃખ મનમાંને મનમાં સ્વામીના ચરણો આગળ બેસીને નિવેદન કર્યું અને પછી ભૂમિ ઉપર લાંબી થઇને એણે પતિને પ્રણામ કર્યાં. મહિમ ચાલ્યો ગયો, અને અચલા ખુરશી ઝાલીને ઊભી રહી.

રસ્તામાં ચાલતાં ચાલતાં મહિમ વિચાર કરવા લાગ્યો "રામબાબુને ઘેર તો હવે મિનીટ વાર પણ થોભી શકાશે નહી. આ ગામમાં બીજે કયાં જઇને આજનો દિવસ રહેવું ? આજેને આજેજ મારે અહીંથી ચાલ્યા જવું પડશે. પરંતુ થોડા સમયને માટે જો કોઇ એકાંત જગ્યા મને મળી જાય તો આ સુરેશના પરબીડીઆમાં શું છે તે મારાથી જાણી લેવાય."

અચલા સાથેના શરૂઆતના સંબંધનો ઇતિહાસ તો મહિમના સ્મૃતિપટ ઉપર ઝાંખો થઇ ગયો હતો; પરંતુ જ્યારથી એ ઇતિહાસે ખુદ એના જીવન ઉપર પગ દેવા માંડયો ત્યારથી એ ઇતિહાસ પ્રલયની માફક સીમા વગરનો બની ગયો હતો. એની ઉપમાજ

નહોતી. વિધિએ એને સહિષ્ણુતા પણ હીસાબ વિનાની આપી હતી. જ્યારે એનું ઘર બહારથી તેમજ અંદરથી સળગી ઉઠયું ત્યારે એ તેમાં પડીને ભસ્મસાત્ થઇ જાત. એક તણખો સરખોએ બહાર ન રહેવા પામત. આજે એજ શકિતને એ પોતાની મદદે બોલાવતો હતો. દુઃખ સહન કરવા માટે નહી પણ તે વખતની સ્થિતિ અને આજની સ્થિતિનો મેળ બેસાડવા બોલાવતો હતો. આજે જમા ખર્ચનું પાસું મેળવી લીધા વિના ચાલે તેમ નહોતું, અને એટલા માટે એને કોઇ નિર્જન સ્થાનની જરૂર હતીજ હતી.

રામબાબુને ઘેર જઇને પોતાનો તમામ સરસામાન એણે બાંધી દીધો. પાંચ વાગ્યાની ગાડીને હજુ એક કલાકની વાર હતી. રામબાબુ કાશીથી તરતને તરત પાછા ફરે તેવો સંભવ નહોતો; કારણકે એ કહેતા ગયા હતા કે પ્રાયશ્ચિત્ત કર્યા વિના હું જળને સ્પર્શ નહી કરૂં. એટલે પુરેપુરૂં પ્રાયશ્ચિત્ત કર્યા શીવાય એ આવનાર નહોતા. તેથી મહિમ એમની રજા લઇને વિદાય થાય તેવો સંભવ નહોતો. પોતાને એમને મળ્યા શીવાય જવું પડયું છે તેવી ચીઠી લખવાને એણે કાગળ અને કલમ લીધાં. એણે બેએક લીટી લખી હશે એટલામાં રામબાબુના ક્રોધથી લાલ થઇ ગયેલા મુખનું એને સ્મરણ થઈ આવ્યું. સાથે સાથે રડવાથી રૂંધાઇ ગયેલા અચલાના કંઠસ્વરની કાતર પ્રાર્થના પણ એના કાનમાં અથડાવા લાગી. વેદનાથી પીડાતો મનુષ્ય જ્યારે તંદ્રામાં પડી જાય છે, ત્યારે નથી એને પુરેપુરૂં ચૈતન્ય રહેતું કે નથી એને સંપૂર્ણ નિદ્રા આવતી. મહિમ એવી તંદ્રામાં પડી ગયો હતો એટલામાં રામબાબુનાં વચનોના સ્મરણથી એની તંદ્રા તુટી ગઇ.

આ જુના વિચારના ગૃહસ્થ સાથે એને ઘણા દિવસનો પરિચય નહોતો; પરંતુ એમની દયા, દાક્ષિણ્ય, ભદ્રતા, એમની નિષ્કપટ

અંગવૃદ્ધભક્તિ અને ધર્મનિષ્ઠાની એણે ઘણી વાતો સાંભળી હતી. આ —વાતો એને એકાએક બીજી દિશામાં ઘસડી ગઇ.

વૃદ્ધ રામબાણ અચલાને સુરમા બેટા કહીને બોલાવતા હતા અને એને પોતાની પુત્રી તરીકે ગણતા હતા. એ કોઇ પણ પરગોત્રી સ્ત્રીના હાથનું અડકેલું ખાતા નહોતા, છતાં એમણે અચલાના હાથનું રાંધેલું ખાધું હતું. આ વાત એમણે મહિમને સંપૂર્ણ સ્નેહભાવથી કરી હતી; છતાં પોતાની પુત્રી તરીકે જેને એકવાર માની લીધી હતી•તે અચલાની એમણે કેવી દુર્દશા કરી ! મહિમ મનમાંને મનમાં બોલવા લાગ્યો. “ અચલાના અપરાધનો વિચાર પછી કરીશું, પરંતુ આ આચારપરાયણ બ્રાહ્મણનો એવો તે કેવો ધર્મ હશે કે એક સ્ત્રીની પ્રતારણાથી તે ધર્મ ધૂળમાં મળી ગયો ? જે ધર્મ અત્યાચારીના આઘાતથી પોતાની તેમજ બીજાની રક્ષા ન કરી શકે તે શાનો ધર્મ ? જે ધર્મ પોતાનેજ બચાવવા પોતાની શક્તિનો અહર્નિશ વ્યય કરે છે તે શાનો ધર્મ? માનવ જીવનમાં એવા ધર્મનું પ્રયોજન પણ શું ? જે ધર્મ સ્નેહની મર્યાદા રાખવા દેતો નથી, જે ધર્મ નિઃસહાય, દુઃખથી રીબાતી નિર્બળ નારીને મૃત્યુના મુખમાં ધકેલી દેતો છતાં જરાએ મનમાં અરેરાની લાગણી નથી ઉપજાવતો, તે શાનો ધર્મ ? જે ધર્મ આઘાતથી પાછો પડી જાય છે, આવા મોટા સ્નેહશીલ વૃદ્ધને પણ ચંચળ બનાવી દે છે, પ્રતિહિંસા કરવા પ્રેરે છે, સ્નેહાળ હૃદયને પણ નિષ્ઠુર બનાવી દે છે, તે શાનો ધર્મ ! ધર્મ તો એનું નામ કે જે કવચની—બખતરની માફક તમામ આઘાતો ઝીલી શકે. ધર્મની આ એક પરીક્ષા છે.”

હવે વિચારોને ધક્કો મારીને મહિમે પાછા ઠેલી દીધા. હાથમાં

કલમ લઇને અધુરો કાગળ એણે પુરો કર્યો. પરવારીને એ સ્ટેશન ઉપર ગયો.

ટ્રેન વખતસર આવી પહોંચી. જે ડબામાં મહિમ પેસવા જતો હતો તેજ ડબામાંથી એક વૃદ્ધ એક વિધવા સ્ત્રીનો હાથ ઝાલીને નીચે ઉતરતો હતો. વૃધ્ધે કહ્યું "કોણ મહિમ ?"

મૃણાલ એકદમ મહિમને પગે પડીને પ્રણામ કરતી બોલી "મોટા ભાઇ ક્યાં જાવ છો ?" કેદારબાબુ અને મૃણાલ બન્ને વિસ્મય પામતાં જોઇ રહ્યાં અને મહિમ ગાડીમાં બેસી ગયો. બેઠા પછી એણે કહ્યું "હું કલકત્તા જાઉં છું. સુરેશ બાબુને બંગલે જવું છે એવું ગાડીવાળાને તમે કહેજો એટલે એ તમને બરોબર પહોંચાડી દેશે. અચલા ત્યાં છે."

કેદારબાબુ ઉંધણસીની પેઠે એકીટસે જોતા ઉભા જ રહ્યા. મહિમે કહ્યું "સુરેશ મરણ પામ્યો છે. અચલાએ મને એકાદા આશ્રમ વિષે પૂછ્યું હતું મૃણાલ, પરંતુ હું એને કશો જવાબ આપી શક્યો નહી. તારી પાસેથી એને જવાબ મળી રહેશે."

મૃણાલ મહિમના સામું જોતી બોલી "અલબત, મળી રહેશે મોટા ભાઈ. આશ્રમ કહો કે આશ્રય કહો, તે કયાં છે તે ખબર હું મારાં બેનને આપીશ; પરંતુ આશ્રય તો તમારેજ આપવો પડશે"

મહિમ કાંઇ બોલ્યો નહી. કદાચ આ વિચક્ષણ રમણીની દૃષ્ટિથી પોતાનો મનોભાવ ગુપ્ત નહી રહી શકે એમ ધારીને એણે પોતાનું મુખ બીજી દિશામાં ફેરવ્યું.

ગાડીની સીટી વાગી. મૃણાલ કેદારબાબુનો ધ્રુજતો જમણો હાથ ઝાલીને બોલી "ચાલો પિતાજી, આપણે જઇએ" ઇતિશિવમ્.

---

